“જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;” પુ. ૩૩ મું.

# હૃષીકેશચંદ્ર

[ એક સાંસારિક નવલકથા. ]

## ( ભાગ બીજો )


કર્તા

રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઈ, બી. એ.

પેટલાદ.

લાઈફ ઑફ સ્વામી વિવેકાનંદ; ગોલ્ડસ્મીથ્સ ડીઝર્ટેડ વિલેજ વિથ્ નોટસ વગેરે; અને સ્વામી વિવેકાનંદનું જીવનચરિત્ર; ધર્મનાં મૂળતત્ત્વો, વિવિધ ધર્મવિચાર, ઇત્યાદિનો કર્તા.



પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા

સંપાદક-“જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;”-અમદાવાદ.

ધિ અમદાવાદ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં શા. મોહનલાલ ચીમનલાલે છાપ્યું.



( સર્વ હક્ક સ્વાધીન )



આવૃત્તિ ૧ લી. ] પ્રત ૧૧૦૦ [ ઈ. સ. ૧૯૨૩

કિંમત રૂ. ૨-૦-૦


૪૯૩.૩૩
દાદાના
(હુલી)

# અનુક્રમણિકા.

૧૯૧૫૨




19152

# પ્રસ્તાવના.

હૃષીકેશચંદ્રનો બીજો ભાગ ગુર્જર પ્રજાની સમક્ષ મુકતાં આનંદ થાય છે. બીજા ભાગની સાથે કથાનું સ્વરૂપ કંઇક બદલાય છે. પ્રથમ ભાગમાં કથાની ઘણેખરે ભાગે ભૂમિકા જ બાંધવામાં આવેલી છે. કથાનો ઉદ્દેશ તો તેનો તે જ ચાલુ છે, અને બીજા ભાગથી કથા તેનું વિકસિત અને વિસ્તૃત રૂપ ધારણ કરી અસ્ખલિત પ્રવાહમાં વહે છે. પહેલા ભાગની પ્રસ્તાવનામાં કથાનો ઉદ્દેશ જણાવ્યો છે તેમ આ પુસ્તક જનસમૂહ આગળ એક ઉચ્ચ ધ્યેય તેના જુદા જુદા—સામાજીક, ધાર્મિક, વિદ્યાવિષયક, ચારિત્ર્યવિષયક—સ્વરૂપમાં ધરવાનો ઇરાદો રાખે છે. જગત આગળ ને આગળ વધ્યું જાય છે અને તેની અનેક પ્રવૃત્તિઓ, ઉથલપાથલો, અવનવા બનાવો, અને સંક્રાંતિઓ મનુષ્યની દૃષ્ટિએ આવે છે. તેને વિચાર થાય છે: “ શું લેવું ? કોને અનુસરવું ? આપણી આગળ પ્રાચીન અને અર્વાચીન, પૌર્વાત્ય અને પાશ્ચાત્ય, વિચારો અને સંસ્કૃતિઓ ખડાં થઇ રહેલાં છે. એમા જે કંઇ શ્રેષ્ઠ હોય તે લઇ અર્વાચીન સમયમાં મનુષ્યે પોતાનું ચારિત્ર્ય ઘડવું એ વધારે શ્રેયસ્કર છે. તેમાંયે ભારતભૂમિએ તો દેશકાળને અનુસરી કંઇક ફેરફાર કરી પ્રાચીન આદર્શને જ પોષવું એ સર્વથા ઇષ્ટ છે.

એથી કરીને આપણી પ્રજા, આપણો દેશ, આપણો કાળ, આપણા પ્રાચીન આચાર વિચાર અને આપણી સંસ્કૃતિ એ સર્વની વચમાં ઉભા રહી, સારાસારનો વિચાર કરી, ભારતવર્ષના સુશિક્ષિત પુરૂષે ખરા મનુષ્યત્વને દાખવી પોતાના જીવનપ્રવાહને એવી રીતે વહેવરાવવો કે જેથી પોતાનું અને દેશનું કલ્યાણ સધાય; એ વાતને સ્પષ્ટ કરી, તેનું ચિત્ર આલેખી, એ ચિત્રની ઝાંખી ભાવી પ્રજાને કરાવવી કે જેથી પ્રજા સુમાર્ગગામી બની ઉદયને શિખરે ચ્હડે, એવો આ લેખકનો હેતુ છે. બીજા ભાગમાં તે હેતુ વધારે સ્પષ્ટ થતો જાય છે. આ પુસ્તકમાંનાં આદર્શ પુરૂષ અને પતિપત્ની વગેરેનાં ચિત્રો જો કોઇને પણ ઉચ્ચ આદર્શ પ્રતિ પ્રેરશે અને તેનાં જીવનને ઉચ્ચ માર્ગે વહેવરાવી તેનામાં આનંદ અને ઉત્સાહનો વાસ કરાવશે તો લેખકનો પ્રયાસ સફળ થયો એમ લેખક સમજશે.

આ નવલકથાનો ત્રીજો ભાગ “ પુસ્તકમાળા ” ના ગ્રાહકોને જેમ બનશે તેમ વહેલો આપવાની અમે ઉમેદ રાખીએ છીએ.

**રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઈ.**

# અર્પણપત્રિકા.



## સ્વર્ગસ્થ માતુશ્રી સૌ. મગનબા.

વ્હાલી મા,

લજ્જા, પવિત્રતા, સુશીલતા, નમ્રતા, ધાર્મિકતા અને ઉદારતાની સાક્ષાત્ મૂર્તિ! જગતમાં જો કોઇ દેવાંશી મનુષ્યો વસતાં હોય તો તેમાંની તું એક હતી. સમદર્શીપણું, અક્રોધ, ક્ષમા, અને સહનશીલતાએ તારામાં વાસ કરેલો હતો. તારા શુદ્ધ ચારિત્ર્યે મને વગર શિખવ્યે અનેક પાઠ શિખવ્યા છે. તેની ઉપર હું જેમ જેમ ઉંડો વિચાર કરૂં છું તેમ તેમ હજી પણ તેમાંથી અનેક રહસ્યો મને મળી આવે છે. પ્રભુ તારા આત્માને શાંતિ આપો! તુજ પવિત્ર સ્મરણ સદાએ આ પુસ્તક સાથે જોડાઈ રહો.

હું છું તારો,<br>
આજ્ઞાંકિત પુત્ર<br>
**રામપ્રસાદ.**



# હૃષીકેશચંદ્ર.

## ભાગ બીજો.

### પ્રકરણ ૧ લું.

#### મનહરપુરથી વિદાયગીરી.

બિપિનચંદ્ર ઘણે દિવસે મનહરપુર આવ્યો હતો, તેથી તે નવરાત્રી પછી લગભગ એકાદ માસ ત્યાં રહ્યો. તેની કાકી યશોદા તેને વારંવાર આગ્રહ કરતી હતી તેથી તે પ્રિયંવદા વગેરેને લઇને અરવિંદલાલને ઘેર રહેવા લાગ્યો. ભોળી અને પ્રશંસાની ભૂખી યશોદા તેની બરાબર બરદાશ કરતી અને મૃણાલિનિ વગેરેને કોઈ પણ વાતે ઓછું ન આવે તેની કાળજી રાખતી. યશોદાને સંતાનમાં માત્ર એક પુત્રી હતી તેથી તે બિપિનચંદ્રને પુત્ર સમાન ગણતી અને તેના ઉપર ઘણો વ્હાલ રાખતી. પ્રિયંવદાને જોઇને તે ઘણી રાજી થતી અને 'વહુ, વહુ' કહીને સાસુપણાનો કંઇક લ્હાવો લેતી. પુત્રના વિચારથી તેનું મોં વ્હીલું થતું અને કોઈ કોઈવાર તો તે ઓછા ઓછા બોલ બોલીને આંખમાં આંસુ લાવતી. પણ બિપિનચંદ્ર અને પ્રિયંવદા પોતાના વર્તનથી તેને રાજી રાખતાં અને પુત્રની ખોટ ઘણીવાર વિસારે પડાવતાં. બિચારી ભોળી યશોદાનું મન ઝટ લઇને માની જતું, તેની આંખ બિપિનચંદ્રને જોઇને ઘેલી થતી અને તેના ઉપર ઠરી જતી, અને થોડીવાર તે પોતાને પુત્રવતી સમજતી. પણ તેના હૃદયનો ઉંડો ઘા તદ્દન રૂઝાતો નહીં. વારે વારે તેને પુત્રની ઝંખના થઈ આવતી અને તેથી બિપિનચંદ્રને પોતાની પાસે વધારે રહેવાનો તે આગ્રહ કરતી. પણ બિપિનચંદ્રની રજા પુરી થવા આવી હતી, તેથી એક દિવસ તે પોતાની કાકીને કહેવા લાગ્યો: "કાકી, હવે તો મારે જવું જોઇએ. મારી રજા પુરી થવા આવી છે."

યશોદા ઉંડો નિસાસો મુકીને કહેવા લાગી: “ હા, ભાઈ, જશોસ્તો! તમે નોકરી ચાકરીવાળા, તમને બારે માસ ને બત્રીસે ઘડી અમારાથી કંઈ રખાય ? ”

“ કાકી, શું કરીએ ? નોકરી રહી એટલે શી રીતે રહેવાય ! ” બિપિનચંદ્રે ધીમેથી જવાબ આપ્યો.

“ હા, ભાઈ, ત્યારે જાવ. ” યશોદા ઘણી લાચારી દર્શાવીને કહેવા લાગી.

“પાછા ફરી વળી આવીશું.” બિપિનચંદ્ર ધીમેથી કહેવા લાગ્યો.

“ હા, ભાઈ સુખેથી આવજો. ઘર તમારૂં છે. ઘરનાં છોકરાં તો હોયસ્તો ! ” યશોદાએ ઘણો વ્હાલ બતાવીને કહ્યું.

કનકપુર જવાનો દિવસ નક્કી કરવામાં આવ્યો, અને બિપિનચંદ્ર, પ્રિયંવદા વગેરે પાછાં પોતાને ઘેર રહેવા ગયાં. પ્રિયંવદા જવાની તૈયારી કરવા લાગી. સામાનસુમન બાંધવા લાગી. લાંબે રસ્તે જવાનું તેથી તેને ભારે તૈયારી કરવાની હતી. ઘણો સામાન બાંધવાનો હતો. રસ્તાને માટે ખાવાનું કરવાનું હતું અને સૌને માટે પથારીઓના બીસ્તરા તથા બે ચાર જગ્યાએ મુકામ થાય તો ખુટી ન પડે એટલું સીધું વગેરે તૈયાર કરીને લેવાનું હતું. પ્રિયંવદા બહુ ઝડપથી પોતાનું કામ કરવા લાગી અને જવાના દિવસ પહેલાં તે પરવારી રહી.

આ પ્રમાણે મનહરપુરમાં એકાદ માસ રહીને નક્કી કરેલે દિવસે બિપિનચંદ્ર, પ્રિયંવદા, વગેરે કનકપુર જવાને નીકળ્યાં. સૌ ગાડીઓમાં બેઠાં હતાં અને ગાડીઓ કનકપુરને રસ્તે જવા લાગી. લોકસેવા અને દેશસેવાના વિચારોથી પ્રેરાયલો અને જાહેરજીવન ગાળવાની અભિલાષા ધરતો હૃષીકેશચંદ્ર પણ નવું નવું જાણવાની અને બહોળો અનુભવ મેળવવાની ઇચ્છાથી તેમની સાથે કનકપુર જવાને નીકળ્યો. કનકપુરમાં ન્યાયાધીશને હોદ્દે હોવાથી અને તેના મિલનસાર અને પરગજુ સ્વભાવને લીધે બિપિનચંદ્રનાં માન, મોભો અને પ્રતિષ્ઠા મનહરપુરમાં પણ વધ્યાં હતાં. સો તેને પ્રતિષ્ઠિત ગૃહસ્થ અને અમલદાર તરીકે ગણતાં. એ પ્રતિષ્ઠામાં એના ઘરની જુની આબરૂ અને તેના દાદાનો માનમરતબો ઉમેરો કરતાં અને બિપિનચંદ્ર કંઇક પોતાની અને કંઇક ઘરની આબરૂને લીધે ગામમાં એક મુખ્ય માણસ ગણાતો. તે તેની રહેણી કરણીથી તેના દાદાનું સ્મરણ સર્વેને

કરાવતો અને તેમણે પ્રાપ્ત કરેલી પણ તેના પિતાએ ગુમાવેલી ઘરની પ્રતિષ્ઠાને તે પાછી મેળવતો. મનહરપુરના લોકો તેને કંઇક તેની આવડ, બુદ્ધિ, વિદ્યા અને પ્રમાણિકપણાને લીધે અને કંઇક દુર્ગાદાસના નામને લીધે વધારે ચ્હાતા અને તે ગામમાં આવે ત્યારે ઘણાખરા એની પાસે આવતા, ગામગપાટા હાંકતા અને કોઈ બાબતમાં એની સલાહ પણ લેતા. એના ઉપર લોકોની મમતા એટલી બધી હતી કે જ્યારે બિપિનચંદ્ર મનહરપુર આવતો અને પાછો કનકપુર જવાને માટે નીકળતો ત્યારે ઘણા લોકો પોતાના જુના રિવાજને વળગી રહીને તેને વિદાય કરવાને ભાગોળ સુધી કે એકાદ બે ગાઉ લગી જતા અને પરસ્પર વાતચિત કરી સ્નેહની આપ લે કરતા. આ વખતે પણ ગામના ઘણા લોકો તેને વિદાય કરવાને આવ્યા હતા. તેમાં ગામના મુખી, એકાદ બે વાણીઆઓ અને બીજા સંભાવિત ગૃહસ્થો પણ હતા.

સમય સવારનો હતો. ભગવાન સૂર્યનારાયણ હમણાંજ ઉદય પામ્યા હતા અને પોતાનાં તેજસ્વી કિરણોનો પ્રકાશ આઘેના ડુંગરો, અને ઉંચાં વૃક્ષોની ટોચો ઉપર જરા જરા નાંખતા અને તેમની પાછળથી જાણે કે ધીમે ધીમે ડોકીયાં કરતા કરતા ઉપર આવતા હોય તેમ દેખાતા હતા. હવે બધી મંડળી તથા ગાડાં ગાડીઓ વગેરે સૌ મનહરપુરની ભાગોળ વટાવીને થોડે દૂર આવી પહોંચ્યાં. મનહરપુરની આસપાસ સર્વત્ર લીલોતરી છવાઈ રહી હતી. પચીસ કે પચાસ આંબાઓનાં જુથ તેની આસપાસ અહીં તહીં ઉગી રહેલાં હતાં. વર્ષાઋતુ પસાર થઈ જવાથી આજુબાજુનાં ખેતરો બાજરી, ડાંગેર, વગેરેના વાવેતરથી લીલાંછમ દેખાતાં હતાં. ખેતરોમાં અનાજના છોડવાઓ, કેઇ છાતી સુધી તો કોઈ માથા સુધી આવે એટલા લાંબા ઉગેલા, પવનની લહેરોમાં પોતાનાં ડોકાં ધુણાવી મુસાફરોને આવકાર દેતા હોય તેમ નજરે પડતા હતા. લાંબા વિસ્તારવાળાં ડાંગેરનાં ખેતરોની લાંબી લાંબી હારો રસ્તાની બે બાજુઓએ આવી રહેલી હતી. બાજરીનાં વાડ વગરનાં ખેતરોમાં છોડ ઉપર ડુંડાં આવીને તેમાં બાજરીના દાણા પુષ્કળ ભરાયલા માલમ પડતા હતા અને તે છોડ ઉપર હોલા, ચકલી, વગેરે પક્ષીઓ બેશી તેમાંથી ચાંચવડે દાણા લેવાનો બ્હીતે બ્હીતે યત્ન કરી રહ્યાં હતાં, અને તેમને ઉરાડવાને કોઈ વખત ગોફણનો ઉપયોગ કરતા, વખતે

મોટો ઘાંટો પાડતા, વખતે ડચકારો કરતા, ખેતરના માલીકોના સાદ, ખેતરની વચમાં ઉભા કરેલા માળીયામાંથી આવતા સંભળાતા હતા. ખેતરોની લાંબી હારોની વચમાં થઇને રસ્તો જતો હતો. બાજરીઓ મોટી થયેલી હોવાથી અને ખેતરોને વાડ નહીં હોવાથી, રસ્તાની બંને બાજુએ નમી ગયેલી અને અહીં તહીં મુસાફરોના પગ નીચે ચગદાયલી તે જણાતી હતી. થોડે થોડે અંતરે એક આંબાવાડીયું શોભામાં ઉમેરો કરતું હતું. લગભગ એક ગાઉને છેટે સુવર્ણા નામની નદી આવેલી હતી. તે પ્રદેશમાં એ નદી મોટાં મોટાં કોતરોની વચમાં થઇને વહેતી હતી. એ નદીને કિનારે એક જુનું પુરાણું મંદિર હતું, તેમાં રાધાકૃષ્ણની મૂર્તિ હતી. એ મંદિરને લોકો રાધાકૃષ્ણનું મંદિર કહેતા. એ મંદિરની પાસે એક ન્હાની ધર્મશાળા હતી. તેમાં એક બાવો પડી રહેતો અને વખતે કોઈ કોઈ મુસાફર તેમાં મુકામ પણ કરતો. બાવો મંદિરમાંના ઠાકોરજીની પૂજા કરતો અને એ પૂજાથી પોતાનું ગુજરાન ચલાવતો. મંદિર રસ્તાની વચમાં હતું અને ત્યાં આગળ થઇને આસપાસનાં ખેતરોમાં જવાતું હતું તેથી તે ખેતરોના ખેડુતો જતે આવતે મંદિર આગળની ધર્મ-શાળામાં આવતા, ઘડીવાર બાવાની પાસે બેસતા, ચલમ ભરતા, પીતા, બાવાને પાતા, થોડીવાર વિશ્રાંતિ લેતા અને ગામની વાતો કરતા. બાવો પણ જરા યુક્તિવાળો હતો. મંદિરની પાસે થઇને ખેડુતો આવે છે જાય છે એમ જાણીને તે ધર્મશાળામાં એક ધુણી આખો દિવસ સળગાવેલી રાખતો અને તેની પાસે ચાર પાંચ ચલમો અને એક મોટી કોથળી ભરીને તમાકુ તૈયાર મુકી છાંડતો, અને ધર્મ-શાળાની બહાર આવીને ખેડુતોને ચલમ પીવાને બોલાવતો. થોડા દિવસ તો તેને ખેડુતોને બોલાવવા પડયા, પણ પછી તો તે તેમની મેળેજ આવવા લાગ્યા. ખેડુતો ધર્મશાળામાં આવીને ઘડીવાર બેસતા અને ચલમ પીતા તેનો બદલો તે પાકની મોસમ વખતે મણ બે મણ દાણો ઠાકોરજીની સામગ્રી માટે આપીને વાળતા. આમ બાવો પોતાનું કામ કહાડી લેતો.

રાધાકૃષ્ણના મંદિરથી થોડે દૂર કેવડાના ઝાડનાં જુથે જુથ આવી રહેલાં હતાં, અને નદીનું પાણી તેમના વચાળાઓમાં થઇ, તેમને અથડાઈ, સુસવાટ કરતું વહી જતું સંભળાતું હતું. બિપિન-ચંદ્ર અને હૃષીકેશચંદ્ર જ્યારે મનહરપુરમાં હોય ત્યારે રોજ સંધ્યા-

કાળે બહાર ફરવાને જતા અને તે કોઈ કોઈ વખત આ સુવર્ણા નદી સુધી પણ આવતા અને કેવડાનાં જુથ આગળ ઘડી ઉભા રહીને તે પ્રદેશની શોભા અને પાણીના જોસભર્યા પ્રવાહને નિહાળીને આનંદ લેતા. જનાર તથા વિદાય કરનાર સર્વ મંડળી હવે એ કેવડાનાં જુથ આગળ આવી પહોંચી અને તેની શોભાને નિહાળવા લાગી. થોડી વાર અહીં થોભ્યા પછી સર્વે રાધાકૃષ્ણના મંદિર તરફ જવા લાગ્યા. બિપિનચંદ્રે વિદાય કરવાને આવેલી મંડળીને અહીં-થીજ પાછા વળવાનું કહ્યું, પણ તેનું કહેવું કોઇએ માન્યું નહીં અને સર્વે રાધાકૃષ્ણના મંદિર તરફ જવા લાગ્યા. વિદાય કરવાને આવેલા પુરૂષોમાં મગનલાલ કરીને મનહરપુરની ગામઠી નિશાળના માસ્તર હતા; તે સૌમાં આગેવાની ભર્યો ભાગ લેતા હતા. તે સૌથી આગળ ચાલવા લાગ્યા અને બીજા બધા તેમની પાછળ પાછળ જવા લાગ્યા.

મનહરપુરમાં એક ગામઠી નિશાળ હતી અને તેમાં ત્રણ ચાર ચોપડીઓ સુધીનો અભ્યાસ કરાવવામાં આવતો હતો. મગનલાલ તેના માસ્તર હતા. તે સ્વભાવે ાંત અને મળતાવડા હતા. બાપડા મહેતાજીઓ જેમ ઘણુંખરૂં કરે છે તેમ ગામના લોકો જોડે તે હળીમળીને ચાલતા અને સૌ ભેગા ભળી જવાનો પ્રયાસ કરતા. ગામના લોકોને ઘેર તે સારે નરસે પ્રસંગે જતા આવતા અને તેમની પ્રીતિ મેળવવાને યત્ન કરતા. ગામના લોકો પણ તેમના મળતાવડા સ્વભાવને લીધે અમાંસ બારશને દિવસે જમાડીને કે બશેર પાંચશેર દાણા આપીને તેમને રાજી કરતા.

સ્વાભાવિક રીતે મહેતાજીઓ સારાં સારાં પુસ્તકો વાંચે છે અને ગામના લોકો પાસે કેળવણી લીધાનો આડંબર કરી ડાહી ડાહી શિખા-મણની વાતો કરે છે એમ આ માસ્તર પણ ડોળ ઘાલી અનેક વાતો કરતા. એમની વાત ઉપરથી અને છલકાઈ જતા ડહાપણથી અજાણ્યો માણસ તો તરત કયાસ કરતો: “ ઉંહ, આ કોઇ મહેતાજી હશે!” ગામમાં મહેતાજીએની આ કિંમત અને વસે હોય છે તેમ આ માસ્તરની આવડ પણ એવાજ રૂપમાં લેખાતી. પણ માસ્તર બધાંની સાથે મળતા રહેતા તેથી તેમના કહેવાની અસર ગામની વસ્તી ઉપર કંઇક થતી. માસ્તર સારાં સારાં પુસ્તકો વાંચતા અને સાહિત્યના

શોખીન હોય તેવો ડોળ ઘાલતા. દેશમાં ચાલતા પ્રશ્નોમાં પણ માથું મારતા અને જાણે દેશના એક મોટા હિતચિંતક હોય અને બહુશ્રુત હોય એવો ગંભીર દેખાવ કરી બધાંની જોડે તે વાદવિવાદ કરવાને મંડી જતા. કેળવણીનો વિષય તો જાણે એમનોજ, એવો દેખાવ તે બોલતે બોલતે કરતા અને મનમાં એવો ગર્વ પણ ધરતા. એમની અટક શાસ્ત્રી હતી. એમના બાપ શાસ્ત્રી હતા. પોતે શાસ્ત્રીના દિકરા અને વળી માસ્તર થયા એટલે પૂછવું જ શું ? જાણે પોતે વિદ્યાનો ભંડાર અને શાસ્ત્રીઓના પણ શાસ્ત્રી હોય એમ તે પોતાના મનને મનવતા. મનહરપુરનાં જાહેર કામોમાં તે આગેવાન થઇને કામ કરતા અને તેથી આજે પણ સૌને લઇને બિપિનચંદ્રને વિદાય કરવાને તે આવ્યા હતા.

મનહરપુરના બીજા કેટલાક સંભાવિત ગૃહસ્થો પણ એ વિદાય કરવા આવેલી મંડળીમાં હતા. એ ગૃહસ્થોમાં મોહનદાસ કરીને એક વાણીઓ હતો. લોકો તેને શેઠ કહીને બોલાવતા. વ્યાજ વટંતરનો તે ધંધો કરતો હતો, અને વાણીઆની સ્વાભાવિક રીત પ્રમાણે એકના બે કરતો. પૈસા લેવા આવે તેની પાસે પ્રથમ કોથળી છોડામણનો અડધો રૂપિઓ મુકાવતો અને રોજનું વ્યાજ ઠરાવતો. બિપિનચંદ્રને એ ચ્હાતો અને તેથી તે આજે તેને વિદાય કરવાને આવ્યો હતો.

મોહનદાસની પડોશમાં અજુભાઇ કરીને એક પટેલ રહેતો હતો તે મનહરપુરનો મુખી હતો. સવાર સાંજ એ મુખીને ઘેર ગામડીયાઓ એકઠા થતા, હુક્કો ગગડાવતા અને ગામગપાટા હાંકતા. એ મુખી માયાળુ સ્વભાવનો હતો અને તે બિપિનચંદ્ર જોડે ઘરવટ રાખતો. તેથી તે પણ કેટલાક ગામડીયાઓ સાથે બિપિનચંદ્રને વિદાય કરવાને આવ્યો હતો.

ગામના બીજા સારા સારા ગૃહસ્થો પણ આજે તેને વિદાય કરવાને આવ્યા હતા. એ ગૃહસ્થો બિપિનચંદ્ર અને હૃષીકેશચંદ્રનાં કુટુંબો પ્રત્યે ભાવની લાગણી રાખતા અને એ ગામમાં આવે ત્યારે એમની પાસે તે જતા આવતા. તેઓ પણ કોઈ કોઈવખત બિપિનચંદ્ર જોડે બહાર ફરવાને જતા અને અનેક વિષયો ઉપર ચર્ચા કરતા. એથી તેમની અને બિપિનચંદ્રની વચ્ચે ગાઢ સ્નેહ બંધાઈ રહ્યો હતો.

મંદિર તરફ સત્ર મંડળીને આવતી જોઇને બાવો મંદિરમાંથી બહાર નીકળ્યો. ખૂબ નિહાળીને જોવાથી તેને માલમ પડ્યું કે બિપિનચંદ્ર વગેરે મંડળી મંદિર તરફ આવે છે. બાવો બિપિનચંદ્રને તથા મનહરપુરના કેટલાક ગૃહસ્થોને સારી પેઠે ઓળખતો હતો. મનહરપુર અને તેની આસપાસનાં ગામડાંમાં ઘણુંખરૂં તે જતો અને ઠાકોરજીને માટે સામગ્રી લઇ આવતો. બિપિનચંદ્રને ઘેરથી પણ તેને બે ચાર વખત સામગ્રી આપવામાં આવી હતી. વળી શ્રાવણ માસમાં જન્માષ્ટમીને દિવસે સુવર્ણા નદીને તીરે આવેલા રાધાકૃષ્ણના મંદિર આગળ મોટો મેળો ભરાતો અને તે વખતે બાવો ઘણાની આગતા-સ્વાગતા કરતો અને સારે નરસે પ્રસંગે સૌને ઘેર જતો આવતો. એથી કરીને ઘણા માણસો સાથે એને લાંબો પરિચય થઇ રહ્યો હતો. બિપિનચંદ્ર વગેરેને આવતા જોઇને બાવો રસ્તાની વચમાં આવીને ઉભો. બધા જરા પાસે આવી પહોંચ્યા એટલે બાવાએ મોટેથી બૂમ પાડીને કહ્યું: " ભાઇઓ, જય શ્રીકૃષ્ણ."

સર્વેએ ઉત્તરમાં " જય શ્રીકૃષ્ણ " કહ્યું.

બાવો હવે સૌને પૂછવા લાગ્યો: " આ બધી મંડળી ક્યાં જાય છે ? "

માસ્તર મગનલાલ આગળ આવીને જવાબ દેવા લાગ્યા: " આ તો બિપિનચંદ્રભાઇ કનકપુર જાય છે અને અમે બધા એમને વળાવવાને આવ્યા છીએ."

બહુજ રાજી થઇને બાવો કહેવા લાગ્યો: " ઠીક, ઠીક. પણ આટલે સુધી આવ્યા છો ત્યારે ઠાકોરજીનાં દર્શન કરો અને પ્રસાદ પણ લઇને જ જજો."

બિપિનચંદ્ર જરા આગળ આવીને જવાબ દેવા લાગ્યો: " અમારે ઉતાવળથી જવું છે માટે અમને જવા દો; વળી ફરી કોઇવાર આવીશું."

" વળી ફરી તમે ક્યારે આવવાના હતા ? પ્રસાદ લીધા વગર હું તમને જવા દેનાર નથી. " ઘણા ભાવથી બાવો આગ્રહ કરવા લાગ્યો.

બાવો ઉપર ઉપરથી ભાવ બતાવતો પણ અંદરખાને સૌ પાસેથી બે ચાર આના ભેટ તરીકે લેવાની આશા રાખતો. તે હવે દરેક જણને આગ્રહ કરવા લાગ્યો. કેટલીકવાર સુધી આમ હા, ના, કર્યા પછી બિપિનચંદ્ર અને તેની સાથેના માણસોએ બાવાનું કહ્યું માન્યું

અને તેનું મન રાખવાને થોડોક કોરો પ્રસાદ લીધા પછીજ આગળ ચાલવાનો વિચાર રાખ્યો. બાવાએ મંદિરની પાસેની ધર્મશાળામાં બે ત્રણ મોટી જાજમો પાથરી દીધી અને સર્વે મંડળી તેના ઉપર બેઠી. બાવાએ પ્રસાદ આણ્યો અને સૌની આગળ પતરાળામાં થોડો મુકી દીધો. સૌ પ્રસાદ ખાવા લાગ્યા અને અનેક બાબતો વિષે ગપાટા મારવા લાગ્યા.

બાવો હવે સૌને કહેવા લાગ્યોઃ “ભાઇસાહેબો, આવ્યા છો ને આવ્યા છો, ત્યારે હવે અહીં એક દિવસ રહીજ જાવ અને હું રસોઇ બનાવરાવું છું. બધાએ જમી પરવારીને જ સાંજના જજો.”

જમવાની વાત આવી એટલે મગનલાલ માસ્તરનું મન જરા પલળ્યું અને તે બોલી ઉઠયાઃ “બિપિનભાઇ, બાવાજીનો બહુ આગ્રહ છે ત્યારે તેમનું કહેવું માનવું જોઇએ. અહીં આવ્યા છો ત્યારે હવે સાંજ સુધી રહી જ જાવ.”

મગનલાલ માસ્તર બોલ્યા એટલે બીજા બધાએ પણ તેમાં ટેકો આપવા લાગ્યા અને આખરે બિપિનચંદ્રને સાંજ સુધી રહેવું પડયું. બાવાએ રસોઇની શરૂઆત કરાવવા માંડી અને મુખી પટેલ તથા બીજા કેટલાક તેને મદદ કરવા લાગ્યા. ઠાકોરજીનો પ્રસાદ ખાઇ રહ્યા પછી સૌ પોતાની મરજીમાં આવે તેમ ઉઠી ઉઠીને ધર્મશાળાની બહાર જવા લાગ્યા અને અહીં તહીં ફરવા તથા જોવા લાગ્યા. બિપિનચંદ્ર અને એવા બીજા કેટલાક મોટા પુરૂષો ત્યાંને ત્યાંજ થોડી વાર સુધી બેશીને વાતો કરવા લાગ્યા; પણ આખરે તેમને પણ કંટાળો આવ્યો અને તે પણ ઉઠયા અને ધર્મશાળાથી થોડે દૂર સુધી ફરી આવવાનો તેમણે વિચાર કર્યો. બધી મંડળી ધર્મશાળાની બહાર નીકળી અને જવા લાગી. સૌ ખેતરોની લીલોતરી અને વાવેતર જોત જોતા, વર્ષ કેવું નીવડશે તેનો વિચાર કરતા, પાકની અટકળ બાંધતા, બે તરફ અનાજના મોટા મોટા છોડ ઉગેલા હોવાથી, સાંકડા નળી જેવા થઇ ગયેલા રસ્તામાં થઇને જતા હતા. એ વખતે લગભગ ત્રણ ચાર વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. સર્વે વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા તેથી રસ્તો ઝટ કપાતો હતો. આખરે તેઓ બેએક ગાઉને છેટે આવી પહોંચ્યા. તે વખતે સૂર્ય આથમવાની તૈયારીમાં હતો. વર્ષાઋતુનો કાળ વહી ગયેલો હોવાથી આકાશ

સ્વચ્છ, નિર્મળ, કોઇ સ્થળે રાતું, કોઇ સ્થળે ભુરૂં આસમાની, વળી વચ્ચે રૂના ગાભલા જેવું ધોળું, કોઇ સ્થળે ધોળાશને ભુરાશની ધારો એક બીજામાં ભેળી દેતું, પણ જાણે કે ગંગા અને યમુના એ બે નદીઓનો સંગમ થયો હોય અને બંનેનાં પાણી સ્પષ્ટ નિરાળાં વહી જતાં માલમ પડતાં હોય તેમ, સાથે સાથે ધોળાશ અને ભુરાશના જુદાપણાનું ભાન કરાવતું, કોઇ સ્થળે રતાશથી છવાઇ રહેલું, ખેડુતોના અંતરાત્માને પ્રફુલ્લ કરતું, ઉંચે કલ્લોલ કરતાં અને ખેતરોમાંથી દાણા વીણી ખાતાં કોલાહલ કરી મુકતાં પક્ષીઓના ઉડવાથી રમણીય દેખાતું હતું. ખેતરોની હાર થઇ રહેતી એટલે એક નાનું મેદાન જેવું આવતું અને તેમાં આઠ દસ આંબાઓનાં વૃક્ષની ઘટા બની મુસાફરને જરા વિશ્રાંતિ લેવાતું એક નાનું રમ્ય સ્થાન બનેલું નજરે પડતું હતું. કેટલેક સ્થળે ખેતરોની વચમાંજ લોકોના અવરજવરથી માત્ર બે પગ લઇને જવાય એવા નાના પગથી જેવા શેઇડા પડેલા માલમ પડતા હતા. હવે સુવર્ણા નદીના કિનારા તરફ તેઓ જતા હતા. જેમ જેમ નદી પાસે આવતી ગઇ તેમ તેમ આસપાસ ઝાડી અને ઝાડોની ઘટા વધારે વધારે નજરે પડવા લાગી. રસ્તાની બંને બાજુએ વૃક્ષોની ડાળીઓ માથા ઉપર વાંકી વળેલી જણાતી હતી. કેટલીક પવનની લહેરમાં પોતાનાં પાંદડાંનાં ઝુમખાંને હીંદોળા ખવરાવતી હતી. એક સ્થળે સામસામે આવેલાં બે વૃક્ષોની ડાળીઓ એક બીજાની સાથે જાણે હસ્તમેળાપ કરતી હોય અને ભેટતી હોય અને મનુષ્યને ભાતૃભાવનો મહામંત્ર સમજાવતી હોય તેમ માથા ઉપર પરસ્પર આલિંગન દેતી જણાતી હતી. આ સૃષ્ટિ લીલા જોઇને બિપિનચંદ્ર બોલી ઉઠયોઃ

“ અહા, આ બે વૃક્ષો સામસામેથી જાણે બે મનુષ્યો આવતા હોય અને એક બીજાને ભેટવાને પ્રથમ અક્કેકો હાથ લાંબો કરી તેમને મિલાવતા હોય તેમ પોતાની ડાળીઓ મિલાવી રહ્યાં છે ! નિર્જીવ સૃષ્ટિમાં આવા પરસ્પર સ્નેહનાં દષ્ટાંતો દર્શાવી ઇશ્વર મનુષ્યોને ભ્રાતૃભાવનું શિક્ષણ આપે છે! કુદરત એક મહાન્ શિક્ષક છે. પણ તેનું અવલોકન કરનારા ઘણા થોડા છે. ”

પીયુષકાન્તને આ કથનમાં કાંઇક રસ પડયો, હૃષીકેશચંદ્ર તેના રસમાં ન્હાયો, મગનલાલ માસ્તરે તે સમજ્યાનો અને તેમાં રસ

પડયાનો ડોળ કર્યો અને બાકીના મોહનદાસ શેઠ અને મુખી પટેલે તેમાં કંઇ પણ લક્ષ આપ્યા વગર આગળ ચાલ્યા જ કર્યું. આખરે નદીના કિનારા ઉપર બધા આવી પહોંચ્યા અને એક ઉંચી ભેખડ કે જ્યાં કેવડાઓનો પુષ્કળ જથો હતો અને જેમાં થઇને કેવડાઓને અથડાઇને નદીનું પાણી ખળખળ કરીને વહી જતું હતું તેની ઉપર બધાએ બેઠા અને થોડીવાર શાંત રહી સુવર્ણાના પ્રવાહને જોઇ રહ્યા. પાણીને વહી જતું જોઇને મગનલાલ માસ્તર બોલી ઉઠયાઃ " આ નદીના પાણીની માફક આપણું જીવન પણ વહી જ જાય છે. "

બિપિનચંદ્ર થોડીવાર સાંભળી રહ્યો. પછી જરા વિચાર કરીને તે જવાબ દેવા લાગ્યો; " સત્કાર્યમાં, સદ્‌વિચારમાં કે સદ્‌વિદ્યા પ્રાપ્ત કરવામાં જીવનને વહેવરાવ્યું હોય તો તે વહી ગયું એમ ન કહેવાય."

માસ્તર—" હાલના જમાનામાં તો બધાનાં જીવન વહીજ જાય છે. કોઇકજ તેને સદ્‌વિદ્યા પ્રાપ્ત કરવામાં ગાળતા હશે. સદ્‌વિદ્યા હોય તો પછી સદ્‌વિચાર કે સત્કાર્યની વાત !"

કૉલેજના અભ્યાસથી પોતાને કૃતકૃત્ય માનનાર પીયુષકાન્તથી બોલ્યા વગર રહેવાયું નહીં. તે કહેવા લાગ્યો; " સદ્‌વિદ્યા તમે કોને કહો છો ? હાલનું જ્ઞાન સદ્‌વિદ્યા ન કહેવાય ?"

માસ્તર—" ભાઇસાહેબ, જવા દ્યો તમારા શિક્ષણની વાત!" કેળવણીની બાબતમાં પોતાનું બોલવું સપ્રમાણ છે એમ માનનાર અને તે વિષે મનમાં ઉંડો ફાંકો રાખનાર મગનલાલ માસ્તર બોલી ઉઠયા. માસ્તરનું બોલવું સાંભળીને પીયુ કાન્તનું મગજ ફરી ગયું; તેની આંખો ઉપરનાં ભવાં વાંકાં વળ્યાં અને તે ઘુમરાયલી આંખોએ કંઇક તિરસ્કાર અને કંઇક ખેદની દૃષ્ટિથી માસ્તર તરફ જોવા લાગ્યો. કૉલેજમાંનો તેનો અનુભવ, વિદ્યાર્થીઓની ચર્ચાઓમાં જણાતી તેમની મહત્ત્વાકાઙ્ક્ષાઓ અને વાદવિવાદોમાં દેખાતા તેમના આશયો તેની આંખો આગળ તરવા લાગ્યા, અને તે બોલી ઉઠયો; " માસ્તર સાહેબ, માસ્તર સાહેબ, બાખરની ખીસકોડી સાકરનો સ્વાદ શું જાણે ? તમે અનુભવ વગરની વાત કરો છો. તમે કૉલેજમાં ક્યાં ગયા છો ?"

માસ્તર—"પરણ્યા નહીં હોઇએ, પણ જાને તો ગયા હોઇશું ?

તમારા વિદ્યાર્થીઓની મોટી મોટી વાતો માત્ર કલ્પનામાં જ અને પોતાના મત દર્શાવવામાં જ હોય છે. તમારૂં જ્ઞાન માત્ર અક્ષરજ્ઞાન છે. એના જ્ઞાનથી ખોટા સુખના મોહમાં ફસાએલી આળસુ વ્યક્તિઓ જ પેદા થતી જાય છે. તમારામાં દૃઢ ચારિત્ર્ય હોતું નથી."

બિપિનચંદ્ર—"**સા વિદ્યા યા વિમુક્તયે.** જેથી મનુષ્ય આર્થિક, સામાજીક અને આધ્યાત્મિક મુક્તિને પ્રાપ્ત કરી શકે તેનું જ નામ વિદ્યા. એજ ખરૂં જ્ઞાન. બીજું બધું જ્ઞાન માત્ર ધુમાડામાં બાચકા ભરવા જેવું છે."

હૃષીકેશચંદ્ર—"મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત કરાવનારી વિદ્યા જ વિદ્યા કહેવાય. અક્ષર જ્ઞાન તો શિક્ષણનું માત્ર સાધન છે; તેનું સાધ્ય ચારિત્ર્ય જ હોય. આ વિશ્વમાં મનુષ્યને સત્ય, શૌર્ય, અને ઉદ્યોગની જરૂર છે. સદાએ ઉદ્યોગમાં જ જીવનને વહેવરાવનારાં, આજીવિકાને મેળવતાં પણ પ્રભુને અને દેશને સંભારનારાં અને નવરાશનો સમય પ્રભુભક્તિ અને દેશસેવામાં ગાળનારાં મનુષ્યોની પ્રજાને ઘણી આવશ્યકતા છે. જે જ્ઞાન આવાં મનુષ્યોને ઉત્પન્ન કરે છે તે જ ખરૂં જ્ઞાન કહેવાય. તે જ સદ્‌વિદ્યા. આવી સદ્‌વિદ્યા વિના ચારિત્ર્ય આવી શકતું જ નથી."

હૃષીકેશચંદ્રનું કહેવું સાંભળીને જાણે કે ઘણા રાજી થયા હોય તેમ મગનલાલ માસ્તર આનંદથી હસતે મુખે બોલવા લાગ્યા; "શાબાશ, શાબાશ, ભાઈ! આપણા ઋષિમુનિઓ એવીજ વિદ્યા શિખવતા હતા. તેમના શિક્ષણથી મનુષ્યો પ્રમાણિકપણે ઉદ્યોગ કરનાર, સ્વતંત્ર, સાદા અને સંયમી બનતા હતા. તે જાતે મહેનત કરતા, પ્રમાણિકપણે જીવન ગાળતા અને પ્રભુપરાયણ રહેતા. પોતાની આજીવિકાને માટે તેઓ કોઈના ઉપર આધાર રાખતા નહીં. તેઓ જાતે ઉદ્યોગ કરતા, જાર બાજરીનો રોટલો ખાતા પણ જીવન સ્વતંત્ર ગાળતા."

એ શબ્દો સાંભળીને મુખી પટેલ જરા ટટાર થયા અને પોતાનો જાત અનુભવ દર્શાવવાને બોલવા લાગ્યા:

"ખરૂં કહો છો માસ્તર સાહેબ! આ અમારા મનોરાને (મનોરદાસને) ઘણું ખરચ કરીને ભણાવ્યો પણ કંઇ ન

વળ્યું; અમારો ધંધો તો ખેતીનો; તેમાંથી અમે બાર મહિને ખાતાં પીતાં બસેં ત્રણસેં રૂપિઆ વેગળા મુકીએ છીએ, અને મારી પાસે ખેતીને લીધે પાંચ પૈસાનું સાજુ પણ છે. ખેતીનો ધંધો અને સાદી જીંદગી એટલે બહુ ખરચ પણ નહીં, પણ મારે તો આ મનોરાને ભણાવીને ઉલટું થયું. પહેલાં તો અમારો મનોરો ખેતરમાં આવે, પાણી વાળે, અને વાડ બાડ પાંશરી પણ કરે. પણ જેમ જેમ એ ભણતો ગયો તેમ તેમ એની રહેણી કરણીમાં ફેરફાર થતો ગયો. ખેતરમાં આવવાનું તો ક્યાંયે જતું રહ્યું; ફેંપાડાને બદલે વિલાયતી ધોતીયું થયું; બંડીને બદલે–પેલું–પેલું–તમે એને શું કહો છો?–મને તો એનું નામે નથી આવડતું–પેલું–સટ્ (શર્ટ) થયું; મારા મનોરાને દેશી જોડા તો ગમે જ શેના! બુટનો ખરચ વહોરવો પડ્યો; અહીં એ પાસ થયો; અહીંનું ભણતર પુરૂં થયું; બધાએ કહ્યું કે એને મુંબઈ મોકલીને ભણાવો; મુંબઈની બોર્ડીંગનું ખરચ વેઠી વેઠીને મારી બધી પુંજી વપરાઈ ગઈ. મનોરો ભણ્યો તો ખરો પણ નોકરીથી વ્યાજના પૈસાએ વળતા નથી અને એનો મોજશોખ વધ્યો જાય છે તે નફામાં. સ્વતંત્ર ખેતી કે ધંધો કરવો હવે એને ગમતો નથી. મારે તો સાપે છછુંદર ગળ્યા જેવું થયું છે."

હૃષીકેશચંદ્ર સઘળું સાંભળી રહ્યો. ભારતવાસીઓના વધતા જતા મોજશોખ તરફ તે તિરસ્કારની નજરથી જોઈ રહ્યો. એ મોજશોખમાં તેમની અવનતિ એને જણાવા લાગી. તેના મનમાં અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા. ભારતવર્ષની પ્રાચીન અને અર્વાચીન શિક્ષણપદ્ધતિઓની તે તુલના કરવા લાગ્યો. પ્રાચીન સમયના ભણકારા તેને વાગવા લાગ્યા. પ્રાચીન ભારતનાં વિશ્વવિદ્યાલયો (યુનિવર્સીટીઓ), તેમની ઉચ્ચતર અભિલાષાઓ, અરણ્યોમાંના આશ્રમો, બ્રહ્મચર્યાશ્રમો, અને વનશાળાઓ, તેની નજર આગળ તરી આવવા લાગ્યાં. તે મનમાં વિચાર કરવા લાગ્યો:

"પાશ્ચાત્ય વિદ્યાએ આર્યોનું સાદું અને સરળ જીવન હણ્યું છે. ક્યાં છે એ પ્રાચીન સમયના અરણ્ય જીવનના શુદ્ધ સાદા ત્યાગ? ક્યાં છે એ બ્રહ્મચર્યાશ્રમોની શ્રેષ્ઠ ભાવનાઓ? ક્યાં છે એ અરણ્યાશ્રમનાં તપ? ક્યાં છે એ આર્થિક સ્વતંત્રતાને અર્પનારૂં, સ્વદેશ પ્રીતિનું ભાન કરાવનારૂં, સાદી રહેણી અને ઉચ્ચ કરણીને શિખવનારૂં અને સંયમ અને આત્મશ્રદ્ધાને પોષનારૂં રાષ્ટ્રીય શિક્ષણ?"

હૃષીકેશચંદ્રનું મગજ ચકડોળે ચ્હડયું. કંઇક ખેદ સાથે તે પાછો મનમાં કહેવા લાગ્યો: "કેળવણીને સજીવ શક્તિ બનાવવાનો ગુણ કેટલામાં આવ્યો છે? કેટલાએ શિખેલા સિદ્ધાંતોને જીવનમાં ઉતાર્યા છે? અફસોસ! સ્વતંત્રતાને બદલે પરતંત્રતાનું, કાર્યશક્તિને બદલે શક્તિહિણતાનુ અને સ્વદેશીને બદલે પરદેશી ભાવનાઓનું વાતાવરણ આસપાસ ફેલાતું જાય છે. ભારતવાસીઓ આત્મશ્રદ્ધાને ખોઈ નિર્જીવ અને શિથિલ થતા નજરે આવે છે."

બીજા બધાને મન આ કેળવણીનો પ્રશ્ન માત્ર વખત ગાળવાને વાતોનો વિષય હતો, પણ હૃષીકેશચંદ્રને મન એ કેળવણીનો પ્રશ્ન બહુ ગંભીર હતો. તેના વિચારથી તેનું હૃદય દુઃખાયું. તેના અંતરાત્માને તેનો સ્પર્શ થયો. હૃષીકેશચંદ્રની સ્વદેશદાઝ જાગૃત થઈ. હૃદય બળવા લાગ્યુ, અને અંતર્વ્યથાનાં ચિન્હ મુખ ઉપર દેખાવા લાગ્યાં. અંતઃશોકથી મુખ લેવાઈ ગયું, કાયા શિથિલ થઈ, અને હૃષીકેશચંદ્ર ઉંડા વિચારસાગરમાં ડુબેલો સૌને જણાયો. તે વૃત્તિઓને દબાવવા લાગ્યો.

"આમાંથી છુટવાનો માર્ગ કંઈ છે? પ્રભુ જાણે!" હૃષીકેશચંદ્ર પોતાના મનને પુછવા લાગ્યો.

"ભારતવર્ષની આધ્યાત્મિકતા હજી કંઈક કંઈક જીવતી છે, જાગતી છે, એ તદ્દન નાશ પામી નથી" એ વિચારથી કંઈક આશ્વાસન મળ્યું.

હૃષીકેશચંદ્ર અશ્રુધારાને રોકી રાખવા લાગ્યો, અને પાસે થઈને ખળખળ કરતી વહી જતી નદીના પાણી તરફ જોવાનો ડોળ કરવા લાગ્યો.

હિંદવાસીઓ પાશ્ચાત્યોનું અનુકરણ કરી રહ્યા છે એ વિચાર સ્ફુરવાથી પાછો ખેદ થયો:

"અફસોસ! ભારતવર્ષ! તારી આ સ્થિતિ! ભારતવર્ષ! આવા અધમ અનુકરણથી, આવા પરાવલંબનથી, આવી નિર્બળતાથી, શું તું ઉદયને શિખરે જઈ શકીશ? આવા બાયલાપણાથી શું તું સ્વાતંત્ર્યને પ્રાપ્ત કરી શકીશ? સ્વાતંત્ર્ય તો શૂરાને જ હોય! તારી સંસ્કૃતિનો વિચાર કર! તારી પ્રાચીન ભાવનાઓનું સેવન

બીજાઓનું અધમ અનુકરણ છોડી દે. દ્રવ્ય, સત્તા કે રાજ્યવૈભવ તારૂં આદર્શ નથી; તારો ઉપાસ્ય દેવ તો મહાન ત્યાગી મહાદેવ છે. તારૂં વેદાન્ત કહે છે કે આત્મા સર્વશક્તિવાન્ છે; એ શાસ્ત્રવચનમાં વિશ્વાસ ધર! શૂરાને છાજે એવાં કામો કર! આ અધમ અનુકરણને છોડી દે."

આમ અનેક વિચારોની ઉથલપાથલ હૃષીકેશચંદ્રના મગજમાં થવા લાગી.

વિવેકશૂન્ય ગણાવાની ભીતિથી વિચારો ત્યાં ને ત્યાં અટક્યા, ત્યાં ને ત્યાં શમ્યા, હૃષીકેશચંદ્ર સાવધ થયો અને સૌની વાતોમાં પાછો ભાગ લેવા લાગ્યો.

હૃષીકેશચંદ્ર સૌની જોડે મળતો, ભળતો, હળતો, પણ તેનો અંતરાત્મા કંઇક જુદી જ દિશામાં ઉડતો. તેના સંસ્કારી હૃદયની ભાવનાઓ કંઇક જુદી જ હતી. જગતની દૃષ્ટિએ તે કંઇક ભાસતો પણ તેનો અંતરાત્મા કંઇક જુદા જ પ્રદેશમાં વિચરતો. કંઇક જુદી તેજ વસ્તુને ચ્હાતો અને તેનો અંતરાત્મા કંઇક જુદા જ વિષય તરફ દોડતો. સંસાર તેને મિથ્યા ભાસતો. તેનો પ્રિય વિષય લોકકલ્યાણ હતું અને તેની વૃત્તિઓ એ લોકકલ્યાણની ભાવનાઓ તરફ પ્રેરાઇ જતી. એ ભાવનાઓથી ઉત્તેજીત થએલો હૃષીકેશચંદ્ર લોકકલ્યાણના માર્ગો શોધતો અને એ માર્ગોમાં કેળવણીનો પ્રશ્ન મુખ્ય અને અતિ મહત્ત્વનો તેને લાગતો હતો. એ ભાવનાઓથી તે સર્વ વસ્તુઓની કિંમત આંકતો અને તેમને પ્રજાજીવનમાં ઓતપ્રોત કરવાને તે મથતો.

હૃષીકેશચંદ્ર હવે મુખી પટેલને જવાબ આપવા લાગ્યો: "લોકોને નોકરીનો મિથ્યા મોહ છે. ખેતી, વેપાર, ઉદ્યોગ કે ધંધા વગર ખરૂં ધન મેળવી શકાતું નથી. ભણીને કામ કરવા ઉપર જેને કંટાળો આવે તે ખરો કેળવાયલો ન કહેવાય. જ્યાં લોકો એકજ માર્ગ તરફ વળે ત્યાં સૌનીયે કિંમત ઘટે."

માસ્તર—"વકીલો વધ્યા, દાકતરો વધ્યા, મહેતાજીઓ વધ્યા અને બીજા નોકરો પણ વધ્યા. હાલની કેળવણીથી એક મોટો અનર્થ એ થયો છે કે બધા કેળવાયલા નોકરીઓ જ ખોળે, બધાને ગાદી તકીયે જ બેસવાનું જોઇએ, બધાને ટેબલ ખુરશી જ જોઇએ, સૌ પોતાના મનમાં એમજ ધારે કે હું એક મોટો અધિકારી થઇને

બેસું ! બધાએ રાજા થાય તો પછી પાલખી ઉંચકે કોણ ? સ્વતંત્ર ધંધામાં ગુમાસ્તી કરવી પડે; ગાદી તકીયે બેસવાનું ક્યાંથી મળે ? સૌને શેઠ થવું છે એટલે શેઠ થયા સોંઘા અને મોંઘા થયા મજુર. વર્તમાનપત્રમાં જાહેરખબર આપો તો બી. એ. અને એમ. એ. ની અરજીઓનો ઢગલો આવીને પડશે, પણ પાંચ કે સાત રૂપીઆનો નોકર કેમે કર્યો મળશે નહીં. "

પીયુષકાન્ત—"તેમાં વાંક કોનો ? કેળવણીનો કે તમારો ? કેળવણી અપૂર્ણ હશે ? જગતમાં કંઈ પૂર્ણ છે જ નહીં. પણ શું એ કેળવણી તમને એમ કહે છે કે તમે સ્વતંત્ર ધંધો કે ઉદ્યોગ કરશો નહીં ?"

બિપિનચંદ્ર—"કેળવણીનો વિચાર કરવામાં તેને આપનારાઓના ઉદ્દેશ તરફ લક્ષ આપવું જરૂરનું છે. તેમનો ઉદ્દેશ એવો છે કે તેના ભાગીદાર પુસ્તક પંડિત, કલમબહાદુર અને આજ્ઞાપાલક બને. જેવો ઉદ્દેશ તેવું ફળ."

પીયુષકાન્ત—"શરૂઆતમાં ઉદ્દેશ તેવો હશે ! પણ હવે કેળવણીનાં દ્વાર ખુલ્લાં મુકાયાં છે. બહોળે હાથે કેળવણી અપાય છે. તેનો સવાલ વિશાળ દૃષ્ટિથી ઉપાડાય છે અને તેની ખામીઓ દૂર કરવાને પુરતું લક્ષ અપાય છે. જ્ઞાનની વિવિધ શાખાઓ કહાડવામાં આવી છે અને જ્ઞાનના ત્રિવિધ માર્ગો હવે ખુલ્લા મુકાયા છે. પણ વાત એ છે કે જ્યારે ઈંગ્લાંડ અને અમેરિકામાં કેળવાયલાઓ વર્તમાનપત્ર વહેંચનારા છોકરાઓ તરીકે અથવા તો બીજા એવા કોઈ નાના કામથી ધંધાની શરૂઆત કરે છે ત્યારે આપણે અહીં સૌ શરૂઆતથી જ સાહેબ થઈને બેસવાની નેમ રાખનારા હોય છે અને આવાં કામને હલકાં ગણી ધંધાની અવગણના જ કરે છે."

હૃષીકેશચંદ્ર—"પણ મારે એટલું તો કહેવું જ જોઈએ કે હિંદમાં ઔદ્યોગિક કેળવણીની ખામી છે. વળી કેળવણીનું ધ્યેય ધાર્મિક હોવું જોઈએ કે જેથી કેળવણી લેનારનો આત્મા સદાએ ઉચ્ચ અને પવિત્ર રહે અને તે અધમ બની ન જાય. કેળવણી તો એનું જ નામ કે જે જીવનયુદ્ધમાં વિજયી થવા માટે જે જે લાયકાતો જોઈએ તે સઘળીથી મનુષ્યને યુક્ત કરાવે, પોતાની આજીવિકા સ્વતંત્રપણે પ્રાપ્ત કરવાને તેને લાયક કરે, તેને પોતાના બાહુબળ ઉપર જ આધાર

રાખનાર, આત્મશ્રદ્ધાવાન અને ચારિત્ર્યવાન્ બનાવે અને તેને આધ્યાત્મિક ઉન્નતિના શિખરે ચઢાવે. આધ્યાત્મિક ઉન્નતિ વગર મનુષ્ય મનુષ્ય નથી; તેના વગર તે ખરા સુખ અને શાંતિનો ભોક્તા થઈ શકતો નથી. ઉપરની સઘળી બાબતોને લક્ષમાં લેનાર કેળવણી પ્રજાઓની ઉન્નતિ સાધે છે, બાકી બીજી તો નકામો બોજો જ છે."

પીયુષકાન્ત—"તમે એકલી કેળવણીનો દોષ કહાડશો નહીં. કેળવણી લેવામાં આપણા હેતુઓ કેવા હોય છે તેનો તમે વિચાર કરો. ભણીને સારી નોકરી મેળવવી, ખુરશીએ બેસવું, સાહેબ બની જવું, મોજમજા મારવી, અને બધાના ઉપરી બની જવું, એ આપણું લક્ષ્ય. 'લાઈન' પસંદ કરવામાં પણ કેટલો પગાર મળશે તે તપાસાશે; કઈ 'લાઇન' માં સહેલાઇથી ચઢી જવાય છે તે જોવાશે; પણ કઈ પોતાને પસંદ છે તે જોવાશે નહીં; શેમાં સ્વતંત્ર ધંધો ફાયદાકારક છે તે વિચારાતું નથી; બધામાં શો પગાર મળશે એ જ પુછાય છે; બધામાં સારી નોકરીનો જ વિચાર; કોઇપણ શાખાનું જ્ઞાન મેળવી સ્વતંત્ર ધંધો કરવાનું પસંદ થતું નથી. ઇંગ્લાંડ વગેરે દેશોના કોઈ વિદ્યાર્થીને પુછશો કે ભણીને શું કરશો તો તે કહેશે કે વેપારી થઇશ, કે કોઈ કારખાનાનો માલીક થઇશ. નહીં ચાલ્યેજ તે નોકરી પસંદ કરશે."

બિપિનચંદ્ર—"ઉદ્યોગ અને સર્વ પ્રકારની સગવડ એ યુરોપિયનોનું લક્ષ્ય છે; ઉંચી પાયરી અને નવરાશ એ આજકાલ આપણું લક્ષ્ય થઈ રહેલું છે. આપણે નવરાશને ખોળીએ છીએ, તેઓ ઉદ્યોગને જ ખોળે છે. યુરોપિયનો કામને જ ચ્હાય છે, કામ વગર નવરા બેશી રહેવું તેમને ગમતું નથી. કામ કરીને પોતાની સગવડો સાચવવાનું અને એશઆરામ ભોગવવાનું તેઓ પસંદ કરે છે. આપણને કામ કરવું ગમતું નથી, અને મોજશોખ આપણને જોઇએ છે. કામમાં પાવરધા શી રીતે થવાય એ એમનો ઉદ્દેશ છે, કામની આવડ વગર વિનાઉદ્યોગે ધનાઢ્ય થઈ બેસવું એ આપણું લક્ષ્ય છે. ઉદ્યોગ અને લાયકાત વગર કોઇપણ કાર્ય સધાતું નથી!

માસ્તર—સ્વતંત્ર ધંધો કરવાનો વિચાર થતો નથી તેનાં કારણ બીજાં પણ છે. ધંધો કરવો એ હલકું ગણાય છે. ધંધામાં સાહેબ

બનીને બેશી જવાતું નથી. ઉદ્યોગ, ખંત, મહેનત, એ વગર ધંધો થઈ શકતો નથી- જાતમહેનત અને અંગબળનું એમાં કામ છે. ભણેલાઓમાં અંગબળની ખામી છે, અને અંગમહેનત કરવી એ એમની દૃષ્ટિએ હલકું ગણાય છે. પણ ભાઈસાહેબ, એટલું તો કહેવું પડશે કે જે કેળવણી પ્રજાનું શારીરિક બળ વધારે, તેનુ કળાકૌશલ્ય ખીલવે, અને તેનામાં ધાર્મિકતાનો વાસ કરાવે, એજ ખરી કેળવણી.

આ વાદવિવાદ ચાલતો હતો તેમાં મોહનદાસ શેઠ કંઈ ભાગ લેતા નહોતા. એક તો તે પુરૂં સમજતા નહીં અને બીજું કે એમણે એમના છોકરાને ભણાવ્યો નહોતો અને તેથી તે વિષે શેઠ કંઈ જાણતા પણ નહોતા. પણ કેળવણી વિષે વાત થાય છે, એમ સમજી અને પોતે પોતાના છોકરાને ભણાવ્યો નહીં અને વેપારમાં જોડયો એ ડહાપણનું કામ કર્યું છે એમ ધારી, જરા ગંભીર બની, હસતે મુખે તે બોલી ઉઠયા.

"હેં, હેં, હેં, હેં, મેં ટો મારા ડીકરાને ગુજરાતી સાત ચોપડીઓ કરાવી ઉઠાડી લીધો; આપણે હિંદુ અને અંગરેજની વિદ્યા તે આપણે શા કામની? છોકરો નામું ઠામુ લખતાં શિખે અને લેવડ દેવડમાં હોંશિયાર થાય એટલે આપણે જગ જીટયા. હેં, હેં, હેં; અમારો તો બ્યાજ વટંતરનો ધંધો; ટાઢા લોહીનો રોટલો; એ શું કામ છોડીએ? ભણે શું વધારે થાય!"

હૃષીકેશચંદ્ર—બાર મહિને તમારે કમાણી કેટલી હશે?

શેઠ—હેં, હેં, હેં, હેં. ઠીક છે, હવે! ટમારા હૌના પુણ્ય પર ટાપે રોટલા મળે!

મુખી—વાણીઓ કદિ સાચું બોલે નહીં! જેમ જેમ પૈસો વધતો જાય તેમ તેમ એ વધારે ને વધારે જુની પાઘડી પહેરતો જાય.

શેઠ—હેં, ભાઇશાબ! પૈશો તો ઠીક છે. હમણાં છોડી પરણાવી અને બે હજાર વાવર્યા; પાછું ડિકરાનુ લગન કરવું છે; એની વહુને પાંચસેં સાતસેંનાં ઘરેણાં કર્યાં; આપણા માજીસ્ટ્રણ સાહેબને ભીડ પડી ત્યારે થોડા ઉછીના આપ્યા; એ બધું એમાંથી ને એમાંથી સ્તો! છોકરાને માટે ઘરબાર અને દસ પંદર હજાર ખરચ ખુંટણુ કહાડતાં મેલીશું એટલે ગંગા ન્હાયા. આપણે ભણેલા નહીં એટલે વધારે શું રળીએ?

**મુખી**—વાણીઆ પાસે પચીસ રૂપિઆ હોય ત્યારે પચ છે એમ કહે! એ ઉપરથી એમની પુંજીનો હિસાબ ગણજો.

વાણીઆએ કેળવણીનો તિરસ્કાર કર્યો. કેળવણીની ઉત્પાદક શક્તિની ખામી માર્મિક વચનોથી દર્શાવી. બિપિનચંદ્રના કેળવાયલા હૃદયમાં એનાં વાક્યો સચોટ લાગ્યાં અને ભણેલાઓની અનાથતા અને પરાધીનતાનો ચિતાર તેના મનમાં ખડો થઇ રહ્યો. તે જરા શાંત થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો; "ભણીને આજીવિકા માટે બીજાઓ ઉપર આધાર રાખનારાઓથી દેશને શો ફાયદો છે?"

થોડીવાર સર્વે શાંત થઇને ચુપચુપ બેશી રહ્યા. એટલામાં સંધ્યાકાળ પડવા આવી, તેથી માસ્તર મગનલાલ આમ તેમ જોઇને બોલી ઉઠયા: "ચાલો આપણે પાછા જઇએ; વાર બહુ થઇ ગઇ; બાવાજી રાહ જોતા હશે."

હૃષીકેશચંદ્ર હસતો હસતો કહેવા લાગ્યો: "એમ કહોની કે લાડુ રાહ જોતા હશે!"

સૌ ખડખડ હશી પડયા અને હસતા હસતા ઉભા થઇને પાછા જવા લાગ્યા. થોડીવારમાં સર્વે મુકામ ઉપર આવી પહોંચ્યા. બાવાજીએ રસોઇ તૈયાર કરાવી રાખી હતી તેથી હવે સર્વે જમવાને બેઠા અને જમી પરવારીને થોડીક વાર ગપાટા મારવા લાગ્યા. સવારના ચારેક વાગ્યાને શુમારે પ્રયાણ કરવું એવો બિપિનચંદ્રનો વિચાર હતો તેથી તેણે બધાને વહેલા સુઇ જવાનું કહ્યું. સર્વે સુઇ ગયા અને સવારમાં વહેલા ચારેક વાગતે ઉઠયા. દાતણ પાણી કરીને બિપિનચંદ્ર વગેરે મંડળી ગાડીઓમાં બેઠી. ગાડીઓ કનકપુર જવાને રસ્તે જવા લાગી અને વિદાય કરવા આવનાર મંડળી, "જય શ્રી કૃષ્ણ," "જય ગોપાળ," "આવજો," "આવજો," કહેતી કહેતી અને નમસ્કાર કરતી પાછી વળી અને મનહરપુરને માર્ગે જવા લાગી.

રાધાકૃષ્ણનું મંદિર મુકીને થોડે દૂર ગયા પછી કનકપુર જવાનો રસ્તો મોટાં મોટાં જંગલો અને ડુંગરોની તળેટીઓમાં થઇને જતો હતો, અને માર્ગમાં મોટી નદીઓ પણ આવતી હતી. ચોમાસું હમણાંજ વીતી ગયેલું હોવાથી રસ્તામાં કેટલેક સ્થળે પાણી ભરાયલાં હતાં અને કેટલીક નદીઓ બે કાંઠે વહેતી હતી. કેટલીક જગ્યાએ

વાઘ, વરૂ અને બીજાં હિંસક પ્રાણીઓનો ભય પણ હતો. તેથી બિપિનચંદ્રે કનકપુરથી કેટલાક ઘોડેસ્વારો તેડાવ્યા હતા અને તે બંદુકો લઇને ગાડીઓની સાથે સાથે ચાલતા હતા. કેટલાક ગાઉ ગયા પછી એક મોટું અને ઉંડું જંગલ આવ્યું. તેમાં થઇને જવાનું હતું. તે જંગલની મધ્યમાં થઇને ધોરી રસ્તો જતો હતો. ગાડીઓ તથા ઘોડેસ્વારો તે માર્ગે વળ્યાં.

હૃષીકેશચંદ્ર ઘોડા ઉપર બેઠો હતો. તેને ઘોડે બેસવાનો શોખ હતો. એના એ શોખને તેના પિતાએ ઉત્તેજન આપ્યું હતું અને તેને માટે જોઇતાં સાધન પુરાં પાડયાં હતાં. ચારૂચંદ્ર જાતે ઘોડે બેસવામાં કુશળ ગણાતા અને ભલાભલા ઘોડેસ્વારોને હરિફાઇમાં હઠાવી દેતા. ઘોડે બેસવું એ પણ એક મરદાની ભરેલી આવડ છે અને મરદમાં તે હોવી જ જોઇએ એમ તે કહેતા. અને એ આવડ પોતાના પુત્રમાં લાવવાને તે ઘણી ઇંતેજારી રાખતા. એમની મરજીથી હૃષીકેશચંદ્ર ઘોડે બેસતાં શિખ્યો હતો અને એ કળામાં પણ હોંશિઆર થવાને તે પ્રયાસ કરતો હતો. તેમાં સશક્ત શરીરની જરૂર હતી અને તેથી શરીરને સુદૃઢ બનાવવાને તે હંમેશાં અખાડામાં જતો. કસરત કરતો અને ચહા, કૉફી વગેરે જેવા પદાર્થોથી તે દૂરજ રહેતો. તે આહાર વિહારના નિયમો બરાબર પાળતો અને જીવનને સાદું રાખી અંગબળને વધારતો. શરીરને કસરત આપવાને તે ઇંગ્રેજી રમતો કોઇ કોઈ વાર રમતો, પણ તે તેને ખર્ચાળ અને ઓછી અનુકુળ લાગતી.

હૃષીકેશચંદ્રની જોડે ગૌરીશંકર પણ ઘોડે બેસીને જ આવતા હતા. તેમની ઉંમર લગભગ સાઠેક વરસની થવા આવી હતી, તો પણ તેમનું શરીર અને જુસ્સો હજી તેવાંજ હતાં. ડોસા વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત કરી રહ્યા હતા પણ જુના જમાનાની હિંમત અને નિડરતા હજી તેનામાં જણાઇ આવતાં હતાં. પરગામ જતાં તે પોતાનો પોશાક પણ એક યોદ્ધાને છાજે તેવો જ રાખતા. તે જામો તથા સુરવાળ પહેરતા, કમ્મર બાંધતા અને તેમાં જમૈયો, કટાર વગેરે હથીઆરો ખોશી રાખતા. મુગલાઇ બાદશાહોના વખતમાં તેમના પિતા દુર્ગાદાસ પણ હથિઆરથી સજ્જ થઇને ફરતા અને લડાઇમાં બહાદુર ગણાતા. પિતાનો એ ગુણ અને લડાયક જુસ્સો તેમના

દિકરામાં ઉતરી આવ્યો હતો. ગૌરીશંકર હિંમતવાન, બહાદુર અને છાતીચલા હતા. નબળા પોચાને તો એ ખોંખારો કરીનેજ ડરાવી મારતા અને ભલભલાની સામે બાથ ભીડવાને તૈયાર થઇ જતા. ઉંમરને લીધે એમનો જુસ્સો જરાએ ઘટયો ન હતો. રસ્તામાં વાઘ, વરૂ વગેરેનો ભય છે એમ જાણીને તે હથિઆરથી સજ્જ થઇ ઘોડે બેસીને જ આવતા હતા.

સર્વે મંડળી જંગલમાં થઇને પસાર થવા લાગી. જંગલ ભયંકર અને અઘોર હતું. તેમાં કોઇ કોઇ સ્થળે મોટા મોટા નાગના જવાથી પડેલા લીસોટા નજરે આવતા હતા. કોઇ કોઇ સ્થળે વાઘ, વરૂ કે સિંહનાં પગલાં પડેલાં જણાતાં હતાં. અહીં તહીં વૃક્ષોની મોટી મોટી ઘટાઓ દૃષ્ટિએ પડતી હતી. કેટલીક જગ્યાએ વૃક્ષો ઘણાં ઘીચ અને લગોલગ આવી રહેલાં હતાં અને તેમના ઉપર અનેક વેલાઓ વીંટળાઇ રહેલા હતા. તેમની નીચે થઇને જનાર મનુષ્યને જાણે કે તે કોઇ અંધારી કોટડીમાં પ્રવેશ કરતો હોય તેવો ભાસ થઇ જતો. વારંવાર વાઘ, વરૂ કે શિયાળના અવાજ કાનમાં આવીને અથડાતા હતા. જંગલમાં મનુષ્યનો પગસંચાર જણાતો ન હતો. પ્રદેશ નિર્જન અને ભયંકર લાગતો. વચમાં વચમાં નાના ઝરા, વહેળા અને નદીઓ આવતાં. વર્ષાઋતુ હમણાં જ ગયેલી હોવાથી તે જળથી ભરેલાં હતાં અને તેમનું પાણી ઘણું તાણ કરતું તેથી ઘોડેસ્વાર વગેરે મંડળીને તેમાં થઇને જતાં ભારે મુશ્કેલી પડતી.

આખરે સર્વ મંડળી એક મોટી નદીને કિનારે આવી પહોંચી. તે નદી ઘણી ઉંડી હતી અને તેમાં પાણી બે કાંઠે વહેતું હતું. હોડીઓમાં બેઠા વગર તેની પેલીપાર જવાય તેમ ન હતું. નદીની પેલી પાર એક નાનો ડુંગર આવેલો હતો અને તે ડુંગરની તળેટીમાં એક ગામ વસેલું હોવાથી તેનાં નાનાં નાનાં ઝુંપડાં નજરે આવતાં હતાં.

નદીને કિનારે સર્વ મંડળી થોડીવાર ઉભી રહી અને હોડીઓ આવવાની રાહ જોવા લાગી. પાએક કલાક વીત્યા બાદ સર્વેની પાછળ આઘેથી આવતો ભારે ઘોંઘાટ સંભળાયો. બધાએ આભા થયા. આ શું, આ શું, એમ સર્વે કહેવા લાગ્યા. તરતજ ઘોડેસ્વારો પોતાના ભાલા, બંદુકો, તથા તલવારોને સંભાળવા લાગ્યા. ગૌરીશંકર પણ ટટાર થયા અને કેડમાંથી કટાર કહાડીને તૈયાર થઇ રહ્યા. હૃષીકેશ-

ચંદ્ર હિંમતથી આમતેમ જોવા લાગ્યો. એટલામાં કેટલાક ઘોડેસ્વારો, અને કેટલાક સિપાઇઓ, હાથમાં તલવાર તથા બંદુકો લઇને આવતા તેમની પાછળ દેખાયા. જેમ જેમ તેઓ પાસે આવતા ગયા તેમ તેમ ગૌરીશંકર અને ઘોડેસ્વારો વધારે વધારે સાવધાન થવા લાગ્યા. પેલા સિપાઇઓ અને ઘોડેસ્વારો છેક પાસે આવ્યા એટલે ગૌરીશંકરે પોતાના એક ઘોડેસ્વારની પાસેથી બંદુક ખુંચાવી લીધી અને તરતજ આગળ ધશીને તેમની સામે ગયા.

ઘોડેસ્વારો, સિપાઇઓ અને ગૌરીશંકરનો ભેટો થયો. ગૌરીશંકર હિંમતવાન, બહાદુર અને કદાવર હતા. તેમના શરીરનો વર્ણ ગૌર હતો. તેમનો દેખાવ દામદમામવાળો હતો. તેમના પિતાના વખતમાં રજવાડી નોકરો તેમને ઘેર આવતા અને તેમની સાથે ગૌરીશંકર ભળતા. એ રજવાડી નોકરોનો કંઇક દરબારી ઠાઠ તેમનામાં ઉતરી આવ્યો હતો. મુસાફરી કરતી વખતે તે જ્યારે જામો અને સુરવાળ પહેરતા ત્યારે તે નાના ઠાકોર જેવા જણાતા. તેમના મુખ ઉપર એક પ્રકારની યોદ્ધા જેવી પ્રભા છવાઇ રહેતી અને તેમની આંખોમાં લાલ પણ વૃદ્ધાવસ્થાને લીધે કંઇક ઝાંખી પડેલી ખુમારી જણાતી, અને તે સૌને તેમની હિંમત, શૌર્ય અને નિડરતાનું ભાન કરાવતી. " લઢ કે લઢનાર લાવ " એવો ડોસાનો સ્વભાવ હતો પણ તે સ્વભાવ આવી વખતે ઉત્તમ શુરાતનનું રૂપ ધારણ કરતો અને તેમને ભયની સામે થવામાં નિડર બનાવતો. ગૌરીશંકરની ગંભીર આકૃતિ, તેજસ્વી મુખમુદ્રા, અને દરબારી ઠાઠને લીધે તે એકદમ સામાને તેજમાં આંજી નાખતા અને રજવાડી નોકરોના સહવાસથી પ્રાપ્ત થયેલા લડાયક જુસ્સાથી તે સૌને દબાવી દેતા.

ગૌરીશંકરને જોઇને સિપાઇઓ અને ઘોડેસ્વારો આગળ આવતા અટકી ગયા. તેમણે તેમને કોઈ ઠાકોર ધાર્યા. એકદમ ગૌરીશંકર બોલી ઉઠ્યા, " તમે કોણ છો? "

એક સિપાઇએ આગળ આવીને ઉત્તર આપ્યો; " અમે ઠાકોર અજબસિંહના સિપાઇઓ છીએ."

" તમે અહીં કેમ આવ્યા છો ? ક્યાંથી આવો છો ? "

" અમારા ઠાકોર સાહેબ શિકારે ગયા હતા; તે શિકાર કરીને પાછા આવે છે."

"આ જંગલમાં તો વાઘ, વરૂઓ અને સિંહો જ રહે છે, તો પછી શિકાર શેનો?"

"બાપા, શિકાર કરવો તો વાઘનો જ કરવો; બિચારાં નાનાં મરગને મારવાં એ તો બાયલાઓનાં કામ છે. ખરા રજપુતને એ છાજતું નથી."

"તમારા ઠાકોર રજપુત છે કે?"

"હા, બાપા."

"કયા વંશના?"

"બાપા, એ છે તો સીસોદીયા વંશના, પણ એમના કુળમાં સૂર્ય વંશીઓની નીતિ રીતિ ચાલતી આવે છે."

આમ બંને જણ વાત કરતા હતા એટલામાં સિપાઇઓનું એક ટોળું એક મોટા વાઘને ચાર પાંચ માણસો પાસે ઉંચકાવીને પાસે આવતું જણાયું. તેની પાછળ કેટલાક ઘોડેસ્વારો હતા અને તેમની વચમાં ઠાકોર અજબસિંહ ઘોડા ઉપર બેશીને આવતા હતા. તેમની પછવાડે તેમના આઠ નવ વરસના કુમારને ઘોડા ઉપર બેસાડીને બે ચાર સિપાઇઓ લાવતા હતા. નાનપણથી કુમારનો ભય ટળે તેટલા માટે એને શિકાર વગેરે પ્રસંગોએ ઠાકોર સાથે રાખતા અને તેનામાં નિર્ભયતાનો વાસ કરાવતા. ઠાકોરને જોઇને પેલો સિપાઇ ગૌરીશંકરને કહેવા લાગ્યોઃ "બાપા, જુઓ પેલા અમારા ઠાકોર સાહેબ આવે છે."

ગૌરીશંકર ઉભા હતા ત્યાં પેલું સિપાઇઓનું ટોળું, ઘોડેસ્વારો અને ઠાકોર સર્વે આવી પહોંચ્યા. ગૌરીશંકર ત્યાં ને ત્યાં જ ઉભા રહ્યા. ઠાકોરે તેમના સામું કંઇક બેદરકારીથી જોયું અને જરા મોં મલકાવ્યું.

ગૌરીશંકર અને ઠાકોરની નજર એક થઇ એવામાં હૃષીકેશચંદ્ર, બિપિનચંદ્ર અને તેમના ઘોડેસ્વારો આવીને ગૌરીશંકરની પાછળ ઉભા રહ્યા. અજબસિંહને લાગ્યું કે આ કોઇ સારા માણસો છે તેથી તેમણે એ ' એ કોણ છે તેની તપાસ કરવાનો હુકમ કર્યો. સિપાઇ આગળ આવીને પુછવા લાગ્યોઃ "અમારા ઠાકોર સાહેબ પુછે છે કે તમે કોણ છો, અને અહીં કેમ આવ્યા છો.?"

હૃષીકેશચંદ્રે આગળ આવીને જવાબ આપ્યો; " અમારે કનકપુર જવું છે અને આ બધું કનકપુરના ન્યાયાધીશનું કુટુંબ છે. અમારે નદી ઉતરવી છે અને અમે હોડીઓ આવવાની રાહ જોઇને ઉભા છીએ. "

સિપાઇએ પાછા આવીને બધી વાત અજબસિંહને કહી. અજબસિંહ જાતે ખાનદાન હતો અને જો કે તેની જાગીર ઘણી નાની હતી તો પણ તે પોતાના મોભા પ્રમાણે સઘળો ઠાઠ રાખતો અને સારા માણસોની પરોણાગત કરતો. તેનું વર્તન શુદ્ધ ક્ષત્રીય જેવું હતું. તેની વૃત્તિ પવિત્ર અને ધાર્મિક હતી. તેને કોઇ પણ પ્રકારનું વ્યસન નહોતું. ઠાકોર છતાં પણ તે ઘણું સાદું જીવન ગાળતો, અને નિરાભિમાની થઇ સાધુ, સંત વગેરેની સેવા કરતો. તેની રાજધાની શાંતિપુર નામના ગામમાં હતી અને તે શાંતિપુરના ઠાકોરને નામે ઓળખાતો. શાંતપુરની આસપાસનાં કેટલાંક ગામ પણ તેને તાબે હતાં. જંગલની પાસે તેનાં ગામ આવેલાં હતાં તેથી ઘણીવાર નાના મોટા રાજાઓ, રજવાડી નોકરો અને કેટલીક વાર ઇંગ્રેજ અમલદારો પણ ત્યાં આવીને મુકામ કરતા અને ત્યાંથી પછી શિકાર કરવાને જંગલમાં જતા. અજબસિંહને તેમના આવ્યાની ખબર પડતી કે તરતજ તે તેમની પાસે માણસોને મોકલતો અને તેમની પરોણાગત કરાવતો. કેટલીકવાર તો તે જાતે આવતો અને માણસ જોઇને તેના હોદ્દા પ્રમાણે તેની આગતા સ્વાગતા કરતો. ઇંગ્રેજી રાજ્યના કે દેશી રજવાડાના માણસો આમ ઘણું ખરૂં આવતા જતા હોવાથી અજબસિંહ તેમને માટે કેટલાંક ગામોની અંદર સઘળી સગવડ કરાવીજ રાખતો. એથી કરીને એનું નામ રજવાડાઓમાં અને કેટલાક ઇંગ્રેજ અમલદારોમાં પ્રસિદ્ધ થઇ રહ્યું હતું. તેથી અજબસિંહ પોતાને વગવસીલાવાળો સમજતો, અને એ પ્રમાણે વધારે પ્રસિદ્ધિમાં આવવાને ગમે તે સારા માણસને પણ તે પોતાને બંગલે તેડી લાવતો અને તેની બરદાશ કરતો. કોઇનું પણ આતિથ્ય કરવું એવો હવે તેનો સ્વભાવ થઇ રહ્યો હતો. તેમાં વળી બાપદાદાની ખાનદાની, ક્ષત્રીયવટ અને અવિચળ કીર્તિ પ્રાપ્ત કરવાનો લોભ ઉમેરો કરતાં, અને તેને લીધે અજબસિંહ વધારે મિલનસાર, વધારે સભ્યતાવાળો અને વધારે સ્નેહાળ બનતો, અને ઓળખાણ ન હોય તો નવું ઓળખાણ કરવાને તત્પર રહેતો.

સિપાઇએ આવીને સઘળી હકીકત કહી; તે સાંભળીને અજબ-સિંહે સંદેશો કહાવ્યો: " તમે બધા મારા અતિથિ છો. આ નદીની પેલીપાર મારા તાબાનું નાનુ ગામ છે, ત્યાં તમે બધા રાત રહી જાવ અને સવારે વિદાય થજો."

સિપાઇ સંદેશો લઇને ગૌરીશંકરની પાસે આવ્યા. તેણે ઠાકોરે કહાવેલું સઘળું કહ્યું. ગૌરીશંકર એકદમ આગળ આવ્યા અને ઠાકોરની પાસે જઇને કહેવા લાગ્યા: " આપની મહેરબાનીને માટે અમે આપના આભારી છીએ. પણ અમારે જલદી જવું છે તેથી આપ હોડીઓનો બંદોબસ્ત કરી આપશો તો એટલું બસ છે."

ઠાકોરે માન આપીને ગૌરીશંકરને પોતાની પાસે બોલાવ્યા અને કહેવા લાગ્યા: " ચાલો તો ખરા, હોડીઓનો બંદોબસ્ત થશે અને બધુંએ થશે."

કનકપુરના રાજ્યનો વિસ્તાર લાંબો હતો. તેના તાબાનાં કેટલાંક ગામ ઘણે દૂર આવેલાં હતાં, અને તે ગામોની હદ અને શાંતિપુરની હદ તથા બ્રિટિશ રાજ્યની હદ એક સ્થળે એકઠી થતી હતી. તેથી કોઇ કોઇવાર ત્રણે વચ્ચે સિમાડાની તકરાર ઉઠતી અને તેનો નિકાલ કરવાને કનકપુરના અમલદારો, બ્રિટિશ રેસીડંટ સાહેબ, તથા ઠાકોર અજબસિંહ સિમાડા ઉપર એકઠા થતા અને કેટલાક દિવસ એકઠા રહીને તે તકરારનો અંત લાવતા. એથી અજબસિંહ કનકપુરના કેટલાક અમલદારોને તથા ત્યાંના રેસીડંટ સાહેબને ઓળખતો અને તેમની સાથે આમ પરિચય થયેલો હોવાથી તેમને તે ઘણુંખરૂં શિકાર કરવાને બોલાવતો અને તેમની ખાતર બરદાશ સારી રીતે કરતો. તે તેમના સહવાસમાં વારે ઘડીએ આવતો અને કનકપુરના રાજ્યની હકીકત તેમને મુખેથી સાંભળતો. અશોકરાયના જવાની વાત તેને કાને આવી હતી અને નવા કારભારી તથા ન્યાયાધીશ કોણ કોણ નીમાયું તેની પણ તેને ખબર પડી હતી. પણ ઘણા દિવસ થવાથી અને કોઇ વાર બિપિનચંદ્રનો પ્રસંગ નહીં પડવાથી તે તેનું નામ ભુલી ગયો હતો. પણ ઓળખાણ હોય તો તે તાજું કરવું અને ન હોય તો તે નવું કરવું એવો તેનો સ્વભાવ થઇ ગ્હેલો હોવાથી તે એકદમ ઘોડા ઉપરથી ઉતરી પડયો અને બિપિનચંદ્ર વગેરે જ્યાં ઉભા હતા ત્યાં તે આવી પહોંચ્યો. બિપિન-

ચંદ્રની મુખમુદ્રા ઉપરથી એને લાગ્યું કે એ ન્યાયાધીશ હશે અને તેથી તેણે મોટેથી કહ્યું:

"ન્યાયાધીશ સાહેબ, આજ તમે અમારા મેમાન છો. આજની રાત રાખ્યા વગર હું તમને નહીં જવા દઉં. કનકપુરના ઘણાએ અમલદારો અહીં આવે છે અને અમારા મેમાન તરીકે પાંચ સાત દિવસ અહીં રહે છે. તમે કોઇ દિવસ આવ્યા નથી. પ્રભુએ આજ તમને અહીં મોકલ્યા, તો મને આપનાં દર્શનનો લાભ થયો."

બિપિનચંદ્રે જવાબ આપ્યો: "લાભ તો અન્યોઅન્ય છે. શાંતિપુરના સિમાડાની તકરારનો ચુકાદો કરવાને અમારા અમલદારો આવતા હતા એ તો મને ખબર છે. તેઓ આપની બરદાશની ભારે સ્તુતિ કરતા હતા."

અજબસિંહ—"સાહેબ, માણસ કોને ઘેર આવે છે? કોઇ કોઇને ઘેર આવવાને નવરૂં નથી. એ તો કંઇ કામ હોય ત્યારેજ આવે. આપણે ઘેર કોઇ મેમાન તરીકે આવે ત્યારે તો તે દિવસ ધન્ય જ સમજવો! એ પણ જગતની સેવા છે. આપણે પણ આ જગતમાં બે દિવસના મેમાન જ છીએ."

બિપિનચંદ્ર—"આમ બોલવું એ તમારી કુલિનતા અને લાયકી જણાવે છે. હિંદમાં ઘણાંએ રાજ્યો છે પણ ત્યાંના રાજાઓ મોજ-શોખ અને સ્વાર્થમાંજ પોતાનું જીવન ગાળી રહેલા છે. આપ તો કુળવાન, ઉદાર અને જ્ઞાની જેવા સમજુ લાગો છો."

અજબસિંહ—"હું મોટો જ્ઞાની તો નથી, પણ એટલું તો જાણું છું કે મનુષ્યે જીવનકલહનો ત્યાગ કરવો અને જગતનું ભલું કરવાને ભગીરથ પ્રયત્ન આદરવો જોઇએ. કુદરત પણ આપણને એજ કહી રહેલી છે."

હૃષીકેશચંદ્ર જરા આગળ આવ્યો અને બોલ્યો: "અલબત્ત, સ્વાર્થબુદ્ધિ પરોપકારવૃત્તિથી નીચો જ દરજ્જો ભોગવે છે."

બિપિનચંદ્ર—"ઠાકોરસાહેબ, આપના વિચારો સ્તુત્ય છે. પાર-માર્થિક બુદ્ધિએ આપના હૃદયમાં વાસ કરેલો છે, તે જોઇને હું ઘણો ખુશી થાઉં છું. આપના જેવા રાજવંશીઓ ભાગ્યેજ મળી આવે છે."

અજબસિંહ—"સ્વાર્થમય જીવન જીવન નથી, મૃત્યુ જ છે."

હૃષીકેશચંદ્ર—"શાબાશ, ઠાકોરસાહેબ, શાબાશ! અમૂલ્ય વિચારો-થી તમારૂં હૃદય અલંકૃત છે. તમારી નમ્રતા અને સુવિચારોથી તમે અધિક શોભો છો. સુંદર વિચારો અને સુંદર કામોથી જ મનુષ્ય સુંદર બની રહે છે, અને નહીં કે કપડાંલત્તાંથી કે ધનથી કે વિદ્યાથી."

અજબસિંહ—"સંસારના અનેક ઘા મારા ઉપર પડેલા છે. અનેક કષ્ટો મેં વેઠયાં છે. લીલી સુકી મેં જોઇ છે. સંસાર રૂપી અનુભવની શાળામાં હું ઘડાયો છું અને તેથી આ જગતનું ખરૂં સ્વરૂપ મારા સમજવામાં કંઈક આવ્યું છે. મને નાનો મુકીને મારા પિતા ગુજરી ગયા હતા. મારી માએ મને ઉછેરીને મોટો કર્યો. પણ એ પડદામાં હતાં અને મારે બીજાઓના સમાગમમાં આવવું પડતું. મારા પાલકો-એ મને મોજશોખમાં ઉછેર્યો અને મને મોજશોખ મારતો કર્યો. મોજશોખમાં હું લપટાયો અને તેમાં મારૂં દ્રવ્ય અને શરીર બંને હણાયાં. પાલકો મને મોજશોખમાં નાંખીને પોતાના સ્વાર્થને સાધતા હતા. તે મને વધારે વધારે મોજશોખનાં સાધનો આણી આપતા હતા અને મારી ઇંદ્રિયોને વધારે વધારે બ્હેકાવતા હતા. આખરે એ મોજશોખને લીધે મારી આખી જાગીર વેચવાનો વખત આવ્યો અને ભવિષ્યમાં અન્નને ને દાંતને વેર થવાનો પ્રસંગ આવત. પણ મારાં માતુશ્રી એક શુદ્ધ ક્ષત્રાણી છે. તે પવિત્ર, કુલાભિમાની અને ધર્મપરાયણ છે. એ સિંહણને હું ધાવ્યો છુ. એ સિંહણનું દુધ મારી નસોમાં વહી રહેલું છે. તેમણે મારી ખરાબી થતી જાણી અને એ શુદ્ધ ક્ષત્રાણી સમજી ગયાં કે મારૂં આચરણ શુદ્ધ ક્ષત્રીના વર્તનથી વિરૂદ્ધ થઇ રહેલું છે. એ સમજ્યાં પણ વખત વીતી ગયો હતો અને મારે દુઃખના દહાડા જોવાનો વારો આવ્યો. પાલકોએ અમને સર્વસ્વરહિત કરી મુકયાં હતાં અને બધા ઉપર એમનો કબજો રાખ્યો હતો. મારી માની હિંમત અને ચતુરાઇને લીધે અમે બંને જણ જેમ તેમ કરીને અમારૂં ગુજરાન ચલાવતાં, અને તેમનીજ બહાદુરી અને અક્કલ વડે અમે પાછા અમારી જાગીર વગેરે છોડાવવાને, અમારી હકુમત પાછી મેળવવાને, તથા કહેવાતા પાલકોને હાંકી મુકવાને સમર્થ થયાં. એ પવિત્ર સિંહણના પ્રતાપથી જ આજે હું મારી ગાદી ઉપર બેશીને મારૂં રાજ્ય ભોગવી રહેલો છું."

બિપિનચંદ્ર—"અમારે તમારી માતુશ્રીનાં દર્શન તો અવશ્ય કરવાં જ જોઇએ. એવી પવિત્ર, બહાદુર અને બુદ્ધિશાળી બાઇ હાલમાં જવલ્લેજ મળી આવે છે."

અજબસિંહ—"ભાઇ, દુઃખ વગર સુખ નથી, અને વિપત્તિ વગર જગતના ખરા સ્વરૂપનું ભાન થતું નથી. મને સંસારમાં એ કડવો અનુભવ થયો ત્યારથી મેં મોજશોખને ત્યજી દીધો છે. મોજ-શોખથી મનુષ્ય કોડીનું થઇ રહે છે. ઘણા લાંબા વખત સુધી હું મોજશોખ રૂપી મોટી અપાર ભુલભુલામણીમાં ભટક્યો છું. હવે મને ભાન આવ્યું. એ મોટી ભુલભુલામણી છે. એમાં મનુષ્ય એક વાર પેઠો કે પછી તેમાંથી બહાર નીકળવાનો રસ્તો તેને જડતો જ નથી અને તે હેરાન હેરાન થઇ રહે છે."

હૃષીકેશચંદ્ર—"મનુષ્યની આંખો ઉઘાડી હોય છે પણ તે જોતો નથી. આઘું ને આઘું જનાર અને તેને ભુલાવનાર ભોગવિલાસરૂપી મૃગજળની શોધમાં તે રખડે છે. જાણે હમણાં તે તેના હાથમાં આવશે એમ તેને લાગે છે; પણ તે કદી હાથમાં આવતું નથી. મનુષ્ય તેના હેતુઓ પાર પાડવાને આકુળવ્યાકુળ થઇ રહે છે અને પોતેજ પાથરેલી જાળમાં સપડાઇ રહે છે."

અજબસિંહ—"હું એવી જાળમાં ન ફસાયો તે મારૂં ભાગ્ય અને મારાં માતુશ્રીનો પ્રતાપ."

બિપિનચંદ્ર—"ફસાયા તો ખરા પણ સદ્‌ભાગ્યે તેમાંથી વહેલા છુટા થયા એમ કહો, અને તે તમારાં માતુશ્રીનો પ્રતાપ.'

ગૌરીશંકર આઘે ઉભા ઉભા આ બધી વાત સાંભળતા હતા. તેમને એવી જ્ઞાનની વાતોમાં રસ પડતો નહીં. ગૌરીશંકર વ્યવહારને જ સાચો માનતા અને વ્યવહારકુશળ થવામાં વડાઇ ગણતા. તે તત્વજ્ઞાનને "નવરાઓની લવરી" કહેતા અને વ્યવહાર સિદ્ધિને પરમ પુરૂષાર્થ આલેખતા. અજબસિંહની વાતથી જરા આશ્ચર્ય પામી તે બોલી ઉઠયા; "ઠાકોર સાહેબ, તમે પરમાર્થની વાતો કરો છો, ત્યારે આ વાઘનો શિકાર કરવાને કેમ ગયા હતા ?"

અજબસિંહ—"ગૌ, બ્રાહ્મણ અને પ્રજાનું પાલન કરવું એ અમારો

ક્ષત્રિયોનો ધર્મ છે. એ ધર્મનું પાલન કરવાને અમારે હથિઆર રાખવાં પડે છે, અને અમારો લડાયક જુસ્સો કાયમ રાખવાને અમારા હાથ અને હથિઆરને વપરાતાં જ રાખવાં જોઈએ, નહીં તો તે કટાઇ જાય. ગરીબ અને દુઃખી મનુષ્યોને જોઇને આ મારૂં હૃદય ચીરાય છે પણ પ્રજાના શત્રુઓ કે વાઘ, વરૂ, જેવાં હિંસક પ્રાણીઓને જોઇને આ હાથ તલવાર તરફજ વળે છે. એ તો અમારો સ્વભાવ જ છે.”

બિપિનચંદ્ર—“તમારા જેવા ક્ષત્રિયો વિરલાજ હશે. ધન્ય છે, ધન્ય છે !”

આમ વાત ચાલતી હતી એવામાં એક માણસે આવીને બિપિનચંદ્રને કહ્યું: “સાહેબ, હોડીઓ આવી પહોંચી છે.”

આ સાંભળીને સર્વ મંડળી કિનારા તરફ ચાલી. ઠાકોર અને તેના માણસો પણ કિનારા તરફજ જવા લાગ્યા. ઠાકોરે પોતાના ખરચે એક ખાસ હોડી બનાવરાવી હતી અને તે હમેશાં એ નદીમાં ફરતી રહેતી. ઠાકોર, ઠાકોરનાં માણસો, અમલદારો કે મેમાનોને માટે એ હોડીનો ઉપયોગ કરવામાં આવતો. એ હોડી મોટી ને ઘણી સગવડવાળી હતી. તે લાલ રંગથી રંગવામાં આવી હતી અને તેના ઉપર એક ન્હાનો વાવટો ચ્હડાવવામાં આવ્યો હતો. ઉનાળાના દિવસોમાં એ હોડીમાં બેશીને ઠાકોર અને તેના અમલદારો કે મેમાનો નદીમાં સહેલ કરવાને જતા, અને ચોમાસાના દિવસોમાં એ આ પારથી પેલી પાર જવાને કામ લાગતી. ઠાકોર અને તેના માણસો કિનારે આવ્યા એટલે તેમની હોડી આણવામાં આવી. હોડી આવી એટલે ઠાકોર બિપિનચંદ્રને કહેવો લાગ્યા: “આવો, તમે બધા આ હોડીમાં મારી સાથે બેસો. તમારા કુટુંબવર્ગને પણ અહીં એક બાજુએ બેસાડવાની સવડ થશે.”

બિપિનચંદ્રે કહ્યું: “અમારે માટે આ હોડીઓ આવી છે. અમારી પાસે સરસામાન તથા માણસો વગેરે વધારે હોવાથી અમે તો આ હોડીઓમાં જ બેસીશું. અમારા આવવાથી આપને સંકડાશ પડશે.”

ઠાકોરે ઘણી સભ્યતાથી જવાબ આપ્યો: "તમે અમારા મેમાન છો. તમારો હાથ કે પગ અમને અડકે તો તેથી શું અમે અભડાઈ જવાના છીએ ? આ દેહ બીજાને માટે જ છે. આ જીવન સજ્જનોની સેવામાં જ ગાળવાનું છે. ભાઇ, આ જગતમાં હું તો હવે "મારૂં તારૂં" ભુલી જ ગયો છું. માનવ જાતિ પ્રત્યે પ્રેમ વગરનું જીવન ખારૂં જ છે. હું તો તમને પહેલો બેસાડયા વગર બેસીશ નહીં."

બિપિનચંદ્ર વિચારમાં પડયો: "આ ઠાકોરની સાથે જેમ જેમ વધારે વાત કરૂં છું તેમ તેમ તેમના સંબંધી મારો અભિપાયવધારે વધારે ઉંચો બંધાતો જાય છે. મને એમનામાં કંઇ નવું નવું ભાસે છે. ઉચ્ચ કોટિનો તે મનુષ્ય હોય એમ જણાય છે. એની મુખમુદ્રા ઉપર શાંતિ છવાઇ રહેલી છે. એવી શાંતિ મેં કોઈ દિવસ કોઇ રાજ-વંશીના મુખ ઉપર જોઇ નથી. એ કોણ હશે ? એ કોઇ યોગભ્રષ્ટ પુરૂષ તો નહીં હોય ?"

બિપિનચંદ્ર કંઇ કળી શકયો નહીં. એ ઠાકોરના મુખ તરફ જોઇ રહ્યો.

થોડીવાર થઈ એટલે ઠાકોર અજબસિંહ પાછા હસતે હસતે બોલી ઉઠયા; "શો વિચાર કરો છો ? મારે તમને પહેલા બેસાડવા જ હશે તો તમારૂં શું જોર છે ? જમાડનારનો આગ્રહ હોય તો જમનાર ના શું કહી શકે !"

બિપિનચંદ્ર—"ઠાકોર સાહેબ, આપની વાણી, આચરણ, અને સભ્યતાના ભારથી હું તો દબાઇ જ ગયો છું. આપના વિષે વિચાર કરતાં મને તો કંઈ કંઇ નવું ભાસે છે. આપ કોઇ મોટા જ્ઞાની હો અને પાછલા જન્મની કોઇ વાસનાને તૃપ્ત કરવાને રાજકુળમાં જન્મ્યા હો એમ મને આપનાં આચરણ ઉપરથી જણાય છે."

ઠાકોર—"સ્તુતિ કે નિંદા, માન કે અપમાન મારે મન સરખાં છે. હુ તમને ન્યાયાધીશ તરીકે માન આપતો નથી. હવે મને યાદ આવ્યું અને મેં તમને ઓળખ્યા છે. તમારી ખ્યાતિ મારે કાને આવી છે. તમારા સદ્‌ગુણોનેજ માન આપીને હું તમને આટલો આગ્રહ કરી રહેલો છું. તમારી સજ્જનતાએ મને વશ કરી લીધો છે. આ ક્ષણ-ભંગુર શરીર સજ્જનોને માટે છે. તેઓ ગરીબ અને અભણ હશે તોપણ હું તેમનો દાસ છું."

બિપિનચંદ્રથી એક શબ્દ પણ વધારે બોલાયો નહીં. તેને ઠાકોરનું કહ્યું માનવું પડયું. સર્વે ઠાકોરની હોડીમાં બેઠાં. નોકરો ચાકરો અને સિપાઇઓ તથા સ્વારો માટે બીજી હોડીઓનો ઉપયોગ કરવામાં આવ્યો. સ્વારના ઘોડા અને બીજા ઘોડાઓને ઠાકોરનાં માણસોને સોંપવામાં આવ્યા અને તેમને ગમે તેમ કરીને નદી પાર ઉતારી લાવવાનું કહેવામાં આવ્યું. સવ હોડીઓમાં બેઠા પછી હોડીઓ સામેના કિનારા તરફ હંકારવામાં આવી. નદીના મધ્ય ભાગમાં પાણીનો વેગ જરા વધારે હતો તેથી ઠાકોરની હોડી જરા આમ તેમ ડોલવા લાગી. તે હોડીમાં ઠાકોરની સાથે તેમનો નાનો કુંવર પણ હતો. તે આમ તેમ રમતો અને કુદતો હતો. એકદમ હોડી એક બાજુએ નમી ગઇ અને આચકો આવવાથી તે કુંવર પાણીમાં પડયો. “ કુંવરસાહેબ પડયા, કુવરસાહેબ પડયા,” એમ બૂમ સર્વત્ર પ્રસરી રહી. હોડીમાંથી કેટલાક માછીઓ કુદી પડયા. કેટલાક સિપાઇઓએ પણ તેમની પાછળ ભુસકા માર્યા. પાણી પૂર જોરમાં વહેતું હોવાથી કુંવર તણાયો અને તે કયાં ગયો તેનો પત્તો લાગ્યો નહીં. માછીઓ તથા સિપાઇઓએ ઘણી માથાકુટ કરીને તેને શોધ્યો પણ તે હાથ આવ્યો નહીં. સર્વે નિરાશ થયા. સર્વેના હોશ ઉડી ગયા. ઠાકોર, બિપિનચંદ્ર વગેરે અફસોસ કરવા લાગ્યા. હવે શું કરવું તે કોઇને સુઝે નહીં. ઠાકોરનો ચહેરો ઉતરી ગયો. તેમનો ઉદાસ ચહેરો જોઇને હૃષીકેશચંદ્ર એકદમ ઉઠયો. તેણે કપડાં કહાડયાં અને ધોતીયાનો કછોટો મારીને તે હોડીની બહાર પાણીમાં કુદી પડયો. માછીઓ અને સિપાઇઓએ તો બળ અજમાવ્યું હતું પણ તેમને કળનું ભાન નહોતું. અહીં બળ કરતાં કળનું વધારે કામ હતું. હૃષીકેશચંદ્રે પાણીનો પ્રવાહ જોયો અને તે કઇ તરફ જાય છે વગેરે તપાસીને એકદમ તે દિશા તરફ ચાલ્યો. એક બાજુએ પાણીનું વમળ દેખાયું. હૃષીકેશચંદ્રે ત્યાં જઇને આઘેથી જોયું તો કેટલાક વાળ પાણીની સપાટી ઉપર તરતા જણાયા. વમળ પાસે જવું એ જીવને જોખમમાં નાંખવા જેવું હતું, પણ હૃષીકેશચંદ્ર હિંમત રાખીને તેની પાસે ગયો અને લાંબો હાથ કરીને તે વાળને ઝાલવા મંડયો. વાળ ટુંકા હતા તેથી તે હાથમાં આવ્યા નહીં. હૃષીકેશચંદ્ર જરા વધારે અગ્ર લઇને આમ તેમ હાથ ફેરવવા લાગ્યો. એકદમ કુંવરનો હાથ

તેના હાથમાં આવ્યો. ઝટ લઇને તેણે તે હાથ ઝાલ્યો અને કુંવરને ખેંચ્યો. તેને ખેંચીને તે હોડી પાસે લાવ્યો એટલે બીજા માણસોએ તેને હોડીમાં લઇ લીધો.

ઠાકોર અજબસિંહનો જીવ ઉડી ગયો હતો. પણ હૃષીકેશચંદ્ર કુંવરને ખેંચી લાવ્યો એટલે એમના જીવમાં જીવ આવ્યો. સદ્‌ભાગ્યે કુંવરને કંઇ ઇજા થઇ નહોતી. તેના પેટમાં થોડું પાણી પેશી ગયું હતું. હૃષીકેશચંદ્ર હવે પાછો આવીને હોડીમાં બેઠો. તેને જોઇને એકદમ ઠાકોર બોલી ઉઠયાઃ "શાબાશ, આજે તો તમે મને જીવતદાન આપ્યું."

કુંવરને ઉંધો છતો કરીને તેના પેટમાંથી પાણી કહાડી નાંખવામાં આવ્યું અને તે શુદ્ધિમાં આવ્યો ત્યાર પછી ઠાકોર બિપિનચંદ્રની સામું જોઇને પુછવા લાગ્યાઃ "ભાઇસાહેબ, મારા કુંવરને બચાવનાર આ બહાદુર પુરૂષનું મને ઓળખાણ કરાવો. એ ભાઇ કોણ છે? એમનું નામ શું?"

બિપિનચંદ્રે જવાબ આપ્યોઃ "એમનું નામ હૃષીકેશચંદ્ર છે; એ મુંબઈ યુનિવર્સીટીના ગ્રેજ્યુએટ છે, અને મારા મિત્ર છે." ઠાકોર ઘણા આનંદથી પાછા બોલી ઉઠયાઃ "શાબાશ, શાબાશ. તમારી બહાદુરી જોઇને મને ઘણો હર્ષ થાય છે. તમે ઘણા હિંમતવાન અને શૂરવીર પુરૂષ છો."

આમ બોલતે બોલતે ઠાકોર હૃષીકેશચંદ્રના વિશાળ લલાટ, તેજસ્વી ચહેરા અને મજબુત શરીર તરફ થોડીવાર સુધી જોઇ જ રહ્યા. પછી તે પાછા કંઇક આશ્ચર્યથી બોલી ઉઠયાઃ "ભણેલાઓમાં આવી બહાદુરી તો મેં આજ જ જોઇ. શાબાશ છે, શાબાશ છે."

એ સાંભળીને ગૌરીશંકરથી બોલ્યા વગર રહેવાયું નહીં. ડોસા હિંમતવાન અને નિડર હતા અને ભણેલાઓને બ્હીકણ કહેતા. તે કહેવા લાગ્યાઃ "અરે સાહેબ, જવા દો એમની વાત. આ હૃષીકેશચંદ્રની વાત તો જુદી છે, પણ બધાએ એવા નથી. આ હું, આવો ઘરડો ઘરડો પણ હાથના બે ચાર સપાટા બતાવી દઉં પણ એ બધા તો 'પડે ઉગમણી બૂમ આપ આથમણા ધાયે' તેના જેવા છે. ઓટલા ઉપરથી નીચે ઉતરવું હોય તો પણ બેશીને ઉતરે. કુદકો ન મરાય, સાહેબ! શું કહેવરાવો છો?"

સૌ ખડખડ હશી પડયા. ગૌરીશંકર આગળ બોલવા લાગ્યા: "આ હું, એમના જેવડો હતો ત્યારે એટલેથી ભુસકો જ મારતો, પગથીએથી કદી ઉતરતો જ નહીં."

"અને મેડીએથી નીચે ઉતરવું હોય તોયે ભુસકો જ મારો કે ?" ઠાકોર વચમાં બોલી ઉઠયા, અને એટલું બોલીને ખૂબ હસ્યા.

બીજી બધી મંડળી પણ ઘણું હસવા લાગી. પણ ગૌરીશંકર બોલથી એ બંધાય તેવા નહોતા. તેમણે જવાબ આપ્યો: "હા, તેમ પણ એક વાર ભર જુવાનીમાં કરેલું ખરૂં. પછી મારાં માબાપે ગોળ દાદર કરાવ્યો એટલે હું ભુસકો મારવાનું ભુલી ગયો."

એ સાંભળીને સર્વે પાછા હશી પડયા. એ વખતે હોડી કિનારા ઉપર આવી પહોંચી. કિનારા ઉપર ઠાકોરના કારભારી મનસુખલાલ તથા બીજા સિપાઇઓ વગેરે તેમને લેવાને આવીને ઉભા હતા.

બિપિનચંદ્ર, પ્રિયંવદા, વગેરે તથા તેમના સિપાઇઓ અને સ્વારો હોડીઓમાંથી ઉતરીને કિનારે આવ્યાં અને એક બાજુએ ઉભાં રહ્યાં. પછી ઠાકોર અજબસિંહ અને તેમના કુંવરને ઉતારવાને સૌ ગોઠવણ કરવા લાગ્યા. હોડી અને કિનારાની વચમાં થોડુંક પાણી હતું અને તેમાં થઇને કિનારે જવાનું હતું. બધા તો પાણીમાં પગ મુકીને ગયા પણ ઠાકોરને માટે એક પાટીયું આણવામાં આવ્યું. તેનો એક છેડો હોડી ઉપર અને બીજો કિનારા ઉપર આવે એવી રીતે તેને મૂકવામાં આવ્યું. તેના ઉપર થઇને ઠાકોર તથા કુંવર કિનારે આવવા લાગ્યા. પણ પાટીયું જરા ટુંકું હતું. સુકી જમીન સુધી તે પહોંચતું નહોતું. તેનો છેડો અને સુકી જમીનની વચમાં જરા કાદવ હતો. ઠાકોર અને કુંવર ત્યાંસુધી આવીને અટકયા. કાદવમાં પગ મૂકવો કે નહીં તેનો તે વિચાર કરવા લાગ્યા. એકદમ તેમના કારભારીએ પોતાનો ખેસ કહાડયો, તેને બેવડો તેવડો કર્યો અને તેને કાદવવાળી જમીન ઉપર નાંખી દીધો. તે જોઇને ઠાકોર એકદમ બોલી ઉઠયા: "અરે, આ નાટક શા માટે ?"

હૃષીકેશચંદ્ર આ તમાશા તરફ થોડીવાર જોઇ રહ્યો. તેને ધિક્કાર આવ્યો. તેના મુખ ઉપર ગુસ્સો અને તિરસ્કારનાં ચિહ્ન

સ્પષ્ટ દેખાઈ રહ્યાં. તે મનમાં બબડયોઃ "આવી અધમ ખુશામત કરનારાઓ પણ હિંદમાં વસે છે ખરા !"

ઠાકોર તથા તેનો કુંવર એ ખેસ ઉપર પગ મુકયા વગર ચાલ્યા ગયા. પણ ચાલતાં ચાલતાં અજાણ્યે ઠાકોરથી ખેસના એક છેડા ઉપર જરા પગ મૂકાઇ ગયો. કારભારીએ એ ખેસ લઇને પાછો બગલમાં માર્યો. એટલે ઠાકોર કહેવા લાગ્યાઃ "અરે, એ કાદવવાળો થયેલો છે, એને કહાડી નાંખો. આપણા ખજાનામાંથી તમને બીજો આપવામાં આવશે."

કારભારી હાથ જોડીને બોલવા લાગ્યોઃ "મહારાજ, આપના પગની રજથી એ પવિત્ર થયેલો છે. બીજો ખેસ ગમે તેટલો કિંમતી હોય પણ આપના પગની રજથી પવિત્ર થયેલો મારે મન વધારે કિંમતી છે. હું એનેજ મારે ખભે નાંખીશ."

હૃષીકેશચંદ્રના ગુસ્સાનો અને ધિક્કારનો હવે પાર રહ્યો નહીં. તેની આંખો લાલચોળ જેવી દેખાવા લાગી. તે ડોળા કહાડીને કારભારી સામું જોઇ રહ્યો અને મનમાં કહેવા લાગ્યોઃ "સારે ચપટી ભરીને ઠાકોરના પગની રજ પણ જીભ ઉપર મુકોને !"

કારભારીએ એનો એજ ખેસ ખભા ઉપર નાંખ્યો અને આગળ ચાલવા લાગ્યો. તેની પાછળ પાછળ સર્વે મંડળ જવા લાગ્યું. ઠાકોરને માટે ગાડીઓ આવેલી હતી તેમાંની એકમાં ઠાકોર, બિપિનચંદ્ર વગેરે બેઠા અને પ્રિયંવદા વગેરેને બીજી ગાડીમાં બેસાડવામાં આવ્યાં. ગામમાં જવાને માટે કિનારાથી તે ઠાકોરના મહેલ સુધી નાની સડક બનાવવામાં આવી હતી. ચોમાસું હમણાં જ ગયેલું હોવાથી એ સડકની બે બાજુએ હાથ હાથ જેટલું ઉંચું લીલું ઘાસ ઉગી રહ્યું હતું. સડકની બંને બાજુએ થોડે થોડે અંતરે લીંમડા, પીપર, વડ, વગેરે ઝાડ રોપવામાં આવેલાં હતાં અને તેની સુંદર ઘટાથી આખો રસ્તો આચ્છાદિત થઇ રહેલો હતો. આસપાસનો સઘળો પ્રદેશ લીલોછમ દેખાતો હતો અને સઘળી જમીન હરીઆળી થઇ રહી હતી. તેમાં કોઇ કોઇ સ્થળે મનુષ્યોના અવર જવરથી પડેલી પગથીઓ નજરે આવતી હતી, અને તે રસ્તાની બંને બાજુએ થોડે છેટે આવેલાં લાંબાં વિસ્તારવાળાં ડાંગેરનાં ખેતરોમાં જતી હતી. એક તરફ નદીના

પાણીનું ખળખળ વહી જવું અને બીજી તરફ આવી લીલોતરીથી છવાઇ રહેલો પ્રદેશ હોવાથી સ્થળ ઘણું રમણીય અને ખુશકારક લાગતું હતું. ગામ તરફ દૃષ્ટિ ફેંકતાં તે ડુંગરની તળેટીમાં અનેક વૃક્ષોની ઘટાઓમાં અહીં તહીં બાંધેલાં ઝુંપડાંઓનું બનેલું નજરે આવતું હતું.

એ ગામ ઠાકોરના તાબાનું હતું. ગામમાં પેસતાં આખું ગામ તાડ અને નાળીએરીનાં ઝાડોની ઘટાઓથી છવાઇ રહેલું દેખાતું હતું. ત્યાં સર્વત્ર લીલોતરી છવાઇ રહેલી નજરે આવતી હતી. શાહમૃગનાં પીછાંની માફક વળી જતા સુંદર વાંસડાઓની ઘટાઓ અહીં તહીં માલમ પડતી હતી. તેમનાં કોમળ પત્રો પવનની લહેરોમાં ધ્રુજતાં દેખાતાં હતાં. દરેક ઝુંપડાની બાજુએ કે પાછળ વાડા જેવું બાંધેલું હતું અને તેમાં શાક, ભાજી કે સુંદર ફુલોના વેલા વૃક્ષો ઉપર ચ્હડતા દેખાતા હતા. ગામમાં એક કદળીવન હતું અને તેમાં કેળાંનાં ઝુમખાં લટકતાં નજરે આવતાં હતાં. બીજાં કાંટાવાળાં ઝાડ રસ્તાની બાજુઓને ઢાંકી નાંખતાં હતાં. જંગલી છોડવાઓથી અરધું ગામ આચ્છાદિત થઇ ગયેલું નજરે આવતું હતું. ગામની બીજી બાજુએ બે અથવા ત્રણ એકર જમીન ઉપર પથરાયલી આમ્રવૃક્ષની ઘટા શિતળતા અને છાયાનો ગંભીર દેખાવ આપતી હતી.

ગામના મધ્ય ભાગમાં એક મોટું ચોગાન હતું અને તે ચોગાનની વચમાં ઠાકોરનો મહેલ બાંધવામાં આવ્યો હતો. મહેલની બાંધણી ઘણા જુના જમાનાની હતી; તે સાદી રીતે બાંધવામાં આવેલો હતો. તેમાં ભપકા કરતાં સવડનો વિચાર વધારે કરવામાં આવ્યો હતો. તેમાં નકશી કે કોતર કામ ભાગ્યે જ દેખાતું. તેનું કામ ભપકાદાર નહોતું પણ તે ઘણું મજબુત હતું. તેને બંધાવ્યે ઘણાં વરસ થયાં હતાં પણ તેમાંથી એક કાંકરો પણ ખર્યો નહોતો. મહેલની પાસે સૌ આવ્યા એટલે બિપિનચંદ્ર તેનું સાદું પણ મજબુત કામ જોઇને બોલી ઉઠયોઃ "સાદાઇમાં જેટલું સુખ છે એટલું બીજામાં નથી. સાદું છે એટલું સંગીન છે. જ્યાં ઠાઠ છે ત્યાં સંગીનપણું હોતું નથી, ત્યાં તો માત્ર ઉપર ઉપરની ટાપટીપ જ હોય છે."

હૃષીકેશચંદ્રે ટાપશી પુરીઃ "આપણાં જુનાં કામ સાદાં છે પણ વધારે સંગીન છે. જુનું કામ વધારે મજબુત હોય છે. માટે જ આપણા લોકો 'જુનું એટલું સોનું' કહે છે."

જુના જમાનાની વાત આવી અને ગૌરીશંકરને તેમાં રસ પડવા લાગ્યો અને તે વચમાં કહેવા લાગ્યા: "જુના જમાનાનાં માણસોએ મજબુત અને મકાનોએ મજબુત. અમે સાદા પણ કેવા મજબુત છીએ! તમે હાલના માણસોએ તકલદી અને તમારાં મકાનોએ તકલદી."

આવી રીતે વાત ચાલતી હતી એવામાં ઠાકોરની ગાડી આવી પહોંચી એટલે સૌ ગાડીઓમાંથી ઉતરી પડયા અને ઠાકોરની પાછળ પાછળ મહેલમાં ગયા. મહેલમાં ગયા પછી ઠાકોરે તેમના કારભારીને બોલાવીને કહ્યું: "કારભારી, જુઓ, આ બધા આપણા મેમાનો છે. પેલા કનકપુરના ન્યાયાધીશ છે અને આ બધા તેમના સગાવ્હાલા છે. એમની બરાબર બરદાશ કરજો. એમને કોઇ વાતે અડચણ પડે નહીં તેમ વર્તજો."

એટલું કહીને ઠાકોર દિવાનખાનામાં જઇને બેઠા અને સંધ્યા કાળનો સમય થવા આવ્યો એટલે સંધ્યા પૂજા કરવામાં રોકાયા. મહેલની સામે એક ન્હાનું સુંદર દેવળ બાંધવામાં આવેલું હતું. તેમાં શ્રીરામની મૂર્તિ બેસાડવામાં આવી હતી. એક પુજારી તેની સવાર સાંજ પૂજા કરતો અને ઠાકોર તથા તેમનું કુટુંબ ત્યાં હોય ત્યારે તે બે વખત શ્રીરામનાં દર્શન કરવાને દેવળમાં જતાં. સંધ્યા પૂજા પરવાર્યા પછી ઠાકોર શ્રીરામનાં દર્શન કરવાને ગયા અને પછી રસોઇ તૈયાર થયેલી હોવાથી બધા પરોણાઓને લઇને જમવાને માટે બેઠા. જમતે જમતે ઠાકોર બિપિનચંદ્રને બે ત્રણ દિવસ રહી જવાનો આગ્રહ કરવા લાગ્યા. તેમણે કહ્યું: "આ તો મારા તાબાનું એક ન્હાનું ગામડું છે. મારો જાથુનો મુકામ તો શાંતિપુરમાં રહે છે. ત્યાં તમે બધા ચાલો અને ત્યાં બે ચાર દિવસ રહીને પછી જજો."

બિપિનચંદ્રે જવાબ આપ્યો: "અમે ઘેરથી બહુ દિવસથી નીકળ્યા છીએ અને હજી અમને રસ્તામાં ઘણા દિવસ લાગશે. અમારે જલદીથી હવે જવું જોઇએ કારણકે મારી રજા પુરી થઇ જાય છે."

ઠાકોર આગ્રહ કરીને કહેવા લાગ્યા: "બે ત્રણ દિવસ તો રાખ્યા વગર હું તમને નહીં જવા દઉં. તમે ફરી ફરીને ક્યાં આવવાના હતા?"

બિપિનચંદ્ર જવાબ આપવા લાગ્યો: "ઠાકોર સાહેબ, આપની

કૃપા છે તો ફરી વળી કોઇ દિવસ આવીશું. કનકપુરથી આવવા જવાનો રસ્તો તો આ જ છે ને ?"

ઠાકોરે કહ્યું: "ગમે તેમ થાય પણ હું તમને જવા દેનાર નથી. કૃપા કરીને મારૂં શાંતિપુર પાવન કરશો !"

બિપિનચંદ્ર શરમાતો શરમાતો કહેવા લાગ્યો: "આપ મોટા ઠાકોર છો, હું તો આપનો દાસ છું. આપનાં દર્શનથી હું મારી જાતને ધન્ય ગણું છું. કવિ ભવભૂતિએ ખરૂં જ કહ્યું છે:

'सतां सद्भिस्संगः कथमपि पुण्येन भवति.'

ગયા જન્મમાં મેં કંઇ પુણ્ય કર્યું હશે કે આપનાં દર્શન થયાં."

બિપિનચંદ્રના મુખમાંથી નીકળતી મીઠાશભરી, શુદ્ધ, અને સ્પષ્ટ સંસ્કૃત વાણી સાભળીને ઠાકોર રાજી રાજી થઇ ગયા અને કહેવા લાગ્યા: "શાબાશ, શાબાશ, આપ તો સજ્જન પુરૂષ છો એટલું જ નહીં પણ ઘણા વિદ્વાન પણ છો. સોનું અને સુગંધ એકઠાં થયાં એટલે પુછવું જ શું ? આપની વિદ્યાનો થોડો લાભ તો અમને આપો !"

કારભારી વચમાં બોલી ઉઠયો: "અમારે ત્યાં વિદ્વાનો તો જવલ્લેજ આવે છે. विद्वान् सर्वत्र पूज्यते. અમને કંઈ કહો, સમજાવો. અમારા હૃદયને સંસ્કારી બનાવો. અમે તો ભાઇસાહેબ, કંઇ ભણ્યાએ નહીં અને ગણ્યાએ નહીં. અમારો જન્મારો તો એળે ગયો. ઢોરને નસીબે ઘાસ ખાતા નથી એટલું જ. બાકી અમારી અને ઢોરની જીંદગીમાં શો ફેર છે ?"

કારભારીએ પોતાની ભરજુવાનીના દિવસો ગાનતાન અને ગુલતાનમાં જ ગાળ્યા હતા. પ્રથમ તે બીજા કોઇ રાજ્યમાં નોકર હતો. ત્યાં તે નિશામાં ચકચૂર રહેતો અને વ્યભિચાર કરતો. પણ એક દિવસ એક કુલટાએ તેને દારૂમાં ચકચૂર કરીને રાતના બારેક વાગ્યે એક ખાડામાં નાંખી દીધો. ત્યાં પાણીમાં રાતના ચારેક વાગતા સુધી તે પડી રહ્યો. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તે આસ-પાસ જોઇને ઘણો બ્હીવા લાગ્યો. પણ શું કરે ? ક્યાં જાય ? આખી રાત પાણીમાં રહેવાથી તે ઘણો માંદો પડયો. ત્યારથી તેને કંઇક સમજણ આવી અને તેણે કદી એવું કામ નહીં કરવાનું પણ લીધું. તે પોતાનાં અશુભ કર્મોનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. પણ કરેલાં

કર્મોનું ફળ પ્રભુ આપ્યા વગર રહેતો જ નથી. હદવગરની મોજ-મઝાથી તે શરીરે નિર્બળ થઇ ગયો હતો અને અનેક વ્યાધિઓથી પીડાઈ રહ્યો હતો. હવે તેને ઘણો પસ્તાવો થતો અને તે કોઇ સાધુ, સંત, કે વિદ્વાન પાસેથી બોધ લઇ શાંતિ પ્રાપ્ત કરવાને મથતો હતો. તે કોઇ વિદ્વાનને જોતો એટલે તે તેના તરફ પૂજ્યભાવ દર્શાવતો અને ઘણો રાજી થતો.

બિપિનચંદ્ર જેવા વિદ્વાનને જોઇને કારભારી આનંદ અને આશ્ચર્યમાં ગરક થઇ ગયો હતો અને તે થોડો વખત રહીને તેને કંઇ બોધ આપી ક્ષણવાર શાંતિ અનુભવાવે એમ મનમાં ઇચ્છતો હતો.

બિપિનચંદ્રની નમ્રતા, પવિત્રતા અને સુશિક્ષિત હૃદય જોઇને કારભારીના મનમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ અને તે તેને પુછવા લાગ્યોઃ "સાહેબ, આ પામર જીવને હવે ભવસાગર તરવાનો કંઇ માર્ગ બતાવો."

બિપિનચંદ્ર—"પ્રભુકૃપા સંપાદન કરવી એ ભવસાગર તરવાનો ઉત્તમ ઉપાય છે."

કારભારી—"પ્રભુકૃપા શી રીતે મેળવાય?"

બિપિનચંદ્ર—"ધાર્મિક ક્રિયાઓ કરવાથી અથવા માત્ર પ્રભુના નામસ્મરણથીજ. પ્રભુકૃપા તો સર્વત્ર પ્રસરી રહેલી છે; પણ આપણે તેને સંપાદન કરવાને પ્રયાસ કરતા નથી."

કૃપા છે તો ફરી વળી કોઇ દિવસ આવીશું. કનકપુરથી આવવા જવાનો રસ્તો તો આ જ છે ને ?"

ઠાકોરે કહ્યું: "ગમે તેમ થાય પણ હું તમને જવા દેનાર નથી. કૃપા કરીને મારૂં શાંતિપુર પાવન કરશો !"

બિપિનચંદ્ર શરમાતો શરમાતો કહેવા લાગ્યો: "આપ મોટા ઠાકોર છો, હું તો આપનો દાસ છું. આપનાં દર્શનથી હું મારી જાતને ધન્ય ગણું છું. કવિ ભવભૂતિએ ખરૂં જ કહ્યું છે:

'सतां सद्भिस्संगः कथमपि पुण्येन भवति.'

ગયા જન્મમાં મેં કંઇ પુણ્ય કર્યું હશે કે આપનાં દર્શન થયાં."

બિપિનચંદ્રના મુખમાંથી નીકળતી મીઠાશભરી, શુદ્ધ, અને સ્પષ્ટ સંસ્કૃત વાણી સાભળીને ઠાકોર રાજી રાજી થઇ ગયા અને કહેવા લાગ્યા: "શાબાશ, શાબાશ, આપ તો સજ્જન પુરૂષ છો એટલું જ નહીં પણ ઘણા વિદ્વાન પણ છો. સોનું અને સુગંધ એકઠાં થયાં એટલે પુછવું જ શું ? આપની વિદ્યાનો થોડો લાભ તો અમને આપો !"

કારભારી વચમાં બોલી ઉઠયો: "અમારે ત્યાં વિદ્વાનો તો જવલ્લેજ આવે છે. विद्वान् सर्वत्र पूज्यते. અમને કંઈ કહો, સમજાવો. અમારા હૃદયને સંસ્કારી બનાવો. અમે તો ભાઇસાહેબ, કંઇ ભણ્યાએ નહીં અને ગણ્યાએ નહીં. અમારો જન્મારો તો એળે ગયો. ઢોરને નસીબે ઘાસ ખાતા નથી એટલું જ. બાકી અમારી અને ઢોરની જીંદગીમાં શો ફેર છે ?"

કારભારીએ પોતાની ભરજુવાનીના દિવસો ગાનતાન અને ગુલતાનમાં જ ગાળ્યા હતા. પ્રથમ તે બીજા કોઇ રાજ્યમાં નોકર હતો. ત્યાં તે નિશામાં ચકચૂર રહેતો અને વ્યભિચાર કરતો. પણ એક દિવસ એક કુલટાએ તેને દારૂમાં ચકચૂર કરીને રાતના બારેક વાગ્યે એક ખાડામાં નાંખી દીધો. ત્યાં પાણીમાં રાતના ચારેક વાગતા સુધી તે પડી રહ્યો. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તે આસ-પાસ જોઇને ઘણો બ્હીવા લાગ્યો. પણ શું કરે ? ક્યાં જાય ? આખી રાત પાણીમાં રહેવાથી તે ઘણો માંદો પડયો. ત્યારથી તેને કંઇક સમજણ આવી અને તેણે કદી એવું કામ નહીં કરવાનું પણ લીધું. તે પોતાનાં અશુભ કર્મોનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. પણ કરેલાં

કર્મોનું ફળ પ્રભુ આપ્યા વગર રહેતો જ નથી. હદવગરની મોજ-મઝાથી તે શરીરે નિર્બળ થઇ ગયો હતો અને અનેક વ્યાધિઓથી પીડાઈ રહ્યો હતો. હવે તેને ઘણો પસ્તાવો થતો અને તે કોઇ સાધુ, સંત, કે વિદ્વાન પાસેથી બોધ લઇ શાંતિ પ્રાપ્ત કરવાને મથતો હતો. તે કોઇ વિદ્વાનને જોતો એટલે તે તેના તરફ પૂજ્યભાવ દર્શાવતો અને ઘણો રાજી થતો.

બિપિનચંદ્ર જેવા વિદ્વાનને જોઇને કારભારી આનંદ અને આશ્ચર્યમાં ગરક થઇ ગયો હતો અને તે થોડો વખત રહીને તેને કંઇ બોધ આપી ક્ષણવાર શાંતિ અનુભવાવે એમ મનમાં ઇચ્છતો હતો.

બિપિનચંદ્રની નમ્રતા, પવિત્રતા અને સુશિક્ષિત હૃદય જોઇને કારભારીના મનમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ અને તે તેને પુછવા લાગ્યો: “ સાહેબ, આ પામર જીવને હવે ભવસાગર તરવાનો કંઇ માર્ગ બતાવો. ”

બિપિનચંદ્ર—“ પ્રભુકૃપા સંપાદન કરવી એ ભવસાગર તરવાનો ઉત્તમ ઉપાય છે. ”

કારભારી—“ પ્રભુકૃપા શી રીતે મેળવાય ? ”

બિપિનચંદ્ર—“ ધાર્મિક ક્રિયાઓ કરવાથી અથવા માત્ર પ્રભુના નામસ્મરણથીજ. પ્રભુકૃપા તો સર્વત્ર પ્રસરી રહેલી છે; પણ આપણે તેને સંપાદન કરવાને પ્રયાસ કરતા નથી. ”

કારભારી—“ ધાર્મિક ક્રિયાઓ કે નામસ્મરણમાં હવે ચિત્ત ચોંટતું નથી, સાહેબ ! ”

એ સાંભળીને બિપિનચંદ્ર ખડખડ હસવા લાગ્યો અને તેને હસતો જોઈને સર્વે હશી પડયા. કારભારી જરા ઝંખવાણો પડી ગયો, પણ પાછો તે ધીમે રહીને બિપિનચંદ્રને પુછવા લાગ્યો: “ સાહેબ, કેમ હસ્યા ? હું કંઇ સમજ્યો નહીં. ”

બિપિનચંદ્ર હસતે હસતે કહેવા લાગ્યો: “ તમે તમારી લગભગ આખી જીંદગી મોજશોખમાં ગાળી નાંખી હોય એમ જણાય છે. હવે તમે વ્યાવહારિક કે ધાર્મિક કોઇ પણ કાર્ય કરવાને શક્તિ-

વાન રહ્યા નથી, ત્યારે તમે પ્રભુકૃપા મેળવવાની વાત કરો છો! પ્રભુ-કૃપા એમ કંઇ વાટમાં પડી છે કે? પુરૂષાર્થ વગર પ્રભુ કૃપા કરતો નથી."

કારભારી—"હવે શરીર પણ ચાલતું નથી, સાહેબ!"

બિપિનચંદ્ર પાછો હશી પડ્યો અને જવાબ દેવા લાગ્યો: "ભાઇ, પાકી કોઠીએ હવે કાચા કહાના ચોંટે નહીં. હવે તો આવતા જન્મમાં પ્રભુકૃપાની આશા રાખજો."

સર્વે પાછા ખડખડ હશી પડયા. બિપિનચંદ્ર આગળ બોલવા લાગ્યો: "ન્હાનપણથી ધાર્મિક સંસ્કારો પાડયા હોય તો મોટપણે પ્રભુનું ભજન કરવાનું મન થાય, અને મનને શાંતિ મળે."

કંઇક તિરસ્કારથી અને કંઇક મશ્કરી કરવાના ઇરાદાથી હૃષી-કેશચંદ્ર વચમાં કહેવા લાગ્યો:—

"अंगं गलितं पलित मुण्डं दशनविहीनं जातं तुण्डं ।

તમારૂં શરીર અશક્ત થયું, માથે પળીયાં આવ્યાં, અને તમારા મોંમાંથી દાંત પડી ગયા, ત્યારે તમે પ્રભુકૃપા મેળવવાની ઇચ્છા કરો છો! પણ ભાઈ, આવા ધોળા વાળવાળું અને દાંતવગરનું બોખું મોઢું પ્રભુને પસંદ કેમ પડે?"

સર્વેના હસવાનો પાર રહ્યો નહી. એ વખતે બધાએ જમી પરવાર્યા હતા એટલે સૌ હાથ મોં ધોઇને દિવાનખાનામાં જઇને બેઠા. ત્યાં પણ એની એજ વાત ચાલી અને લગભગ મધરાત થવા આવી. ગામમાં સઘળા લોકો સુઈ ગયા હતા. કેટલાક ગામડીયાઓ ઓટલે બેઠે બેઠે હુક્કો ગગડાવતા અને વાતોના તડાકા મારતા અહીં તહીં નજરે આવતા હતા. આખા ગામમાં અંધારા જેવું થઇ રહ્યું હતું. કેટલીક સ્ત્રીઓ રાતનું કામ નહીં પરવારેલી હોવાથી ઓટલે વાસણ માંજતી જણાતી હતી, અને તેમના ઘરમાં દીવા બળતા હતા તેનો ઝાંખો પ્રકાશ મહેલ્લાઓમાં કોઈ કોઈ સ્થળે દૃષ્ટિએ પડતો હતો. આખું ગામ શાંત થઈ ગયું હતું. ઠાકોરના નોકરો ચાકરો પણ ઘસઘસાટ ઉંઘતા હતા. માત્ર બે ચાર તહેનાતી નોકરો ડોલાં ખાતા ખાતા ઠાકોર પાસે હાજર રહ્યા હતા. ઠાકોરની આંખોમાં પણ ઊંઘ ભરાવા લાગી અને આખરે તે બોલ્યા:—

"કાલે આપણે શાંતિપુર જઇશું. ત્યાં તમે બેએક દિવસ રહેજો અને પછી કનકપુર જજો. હું તમને વધારે રોકીશ નહીં."

આવા મોટા અને સજ્જન પુરૂષનો બોલ ઉથામવો એ બિપિનચંદ્રને ઠીક લાગ્યું નહીં. તે સાંભળી જ રહ્યો અને જવાબમાં એટલુંજ બોલ્યો: "ઠીક, જેમ આપની મરજી!"

પછી રાતે સૌ સુઇ ગયા. સવારમાં વહેલા ઉઠીને શાંતિપુર જવાનું હતું એટલે સર્વ મંડળ સવારના પાંચેક વાગ્યે ઉઠ્યું અને જવાની તયારી કરવા લાગ્યું. ગાડાં ગાડીઓ વગેરેનો બંદોબસ્ત કરવામાં આવ્યો અને સર્વેએ તેમાં બેશીને લગભગ સાત વાગ્યાને શુમારે પ્રયાણ કરવા માંડયું. શાંતિપુર આઠેક માઇલને છેટે હતું એટલે સર્વ મંડળી લગભગ દસેક વાગ્યાને શુમારે ત્યાં આવી પહોંચી. શાંતિપુરની ભાગોળમાં ઠાકોર વગેરે આવ્યા એટલે ત્યાં લોકોનું એક ટોળું તેમને મળ્યું. ઠાકોરને સલામ કરીને સૌ લોકો તેમની ગાડીને વીંટળાઇને ઉભા રહ્યા. ઠાકોરે એકદમ કારભારીને બોલાવીને પુછ્યું: "કારભારી, આ કોણ લોકો છે?"

કારભારીએ જવાબ આપ્યો: "એ તો સાહેબ આપના ખેડુત લોકો છે."

ઠાકોર બોલ્યા: "તે શામાટે અહીં ભેગા થઇને આવ્યા છે?"

એક ખેડુત આગળ આવીને કહેવા લાગ્યો: "પૃથ્વીપતિ, મહારાજાધિરાજ, આપને અરજ કરવાને આવ્યા છીએ."

"તમારે જે કહેવાનું હોય તે મારે બંગલે આવીને કહો. હું તમારૂં કહેવું જરૂર સાંભળીશ. પહેલી તમારી અરજ સાંભળીશ અને મારાં કપડાં પણ પછી ઉતારીશ." ઠાકોરે ઘણી સભ્યતા અને પ્રેમથી જવાબ આપ્યો.

ખેડુતોને ખાત્રી હતી કે ઠાકોર પોતાનું કહેવું જરૂર સાંભળશે. ગમે તે મનુષ્યને ઠાકોર પાસે આવવાની છુટ હતી, તેથી સર્વે ખેડુતો ઠાકોરની પાછળ પાછળ તેમને બંગલે ગયા. બંગલે ગયા કે તરતજ ઠાકોરે કારભારીને કહ્યું: "કારભારી, આ આપણા મેમાનોને રહેવા કરવાની સઘળી સોઇ કરી આપો; તેમને માટે જમવાનું તૈયાર કરાવો, એટલામાં હું આ ખેડુતો જોડે વાત કરીને આવું છું."

ઠાકોરે કપડાં પણ કહાડયાં નહીં અને ખેડુતોની ફરિયાદ સાંભળવા લાગ્યા. ખેડુતોએ કહ્યું: "મહારાજ, અમારી સ્થિતિ ઘણી કફોડી થઈ ગઈ છે. અમે ઘણા દુઃખમાં દહાડા કહાડીએ છીએ. અમે અભણ લોક એટલે શું કરવું તે અમને સુઝતું નથી. અમારી પાસે ખાવાને અન્ન નથી અને પહેરવાને કપડાં નથી."

ઠાકોરે પુછ્યું: "એમ થવાનું કારણ શું?"

"સાહેબ, એનાં કારણો અનેક છે. ઘણાં વરસોથી દુકાળ જેવું ચાલ્યા કરે છે, તેમાં વળી અમારાં ખેતરોને ધાડપાડુઓ આવીને લુંટે છે, અને આપના નોકરો વેઠ કરાવીને તેમાં ઉમેરો કરે છે."

"તમે કારભારીને કેમ કહેતા નથી?"

"અમે કારભારીને અરજ કરી પણ એમણે તે બાબત આપને અરજ કરવાનું કહ્યું, માટે આપની પાસે આવ્યા છીએ."

"ચાલો, હું જાતે તમારી સ્થિતિ જોવાને આવું છું."

એ સાંભળીને સઘળા ખેડુતો ઘણા ખુશી થઇ ગયા અને એકે અવાજે બોલી ઉઠયા: "ખમા, મહારાજ, ખમા; ઘણું જીવો પૃથ્વીપતિ."

ઠાકોર અજબસિંહ એકદમ ઘોડા ઉપર સ્વાર થયા અને ખેડુતોનાં ઘર ભણી જવા લાગ્યા. કેટલાક ખેડુતો તેમની આગળ અને કેટલાક તેમની પાછળ ચાલવા લાગ્યા. થોડી વારમાં સર્વે ખેડુતોની વસ્તી આગળ આવી પહોંચ્યા. ત્યાં આગળ ગરીબ લોકોની વસ્તી વિશેષ હતી. તેમનાં ઝુંપડાં માટીની ભીંતોવાળાં હતાં. તે ઘણાં નીચાં અને તાડનાં પાંદડાંથી છાયેલાં હતાં. તેમનો દેખાવ ઘણો કંગાલ લાગતો હતો. એ ઝુંપડાંમાં ખેડુતો રહેતા અને જેમ તેમ કરીને જીંદગી ગુજારતા. ભોંય ખેડી કરી, જમીન ઉપર પોતાનું ગુજરાન કરતા. એ ભોળા અને ભલા સ્વભાવના ખેડુતો પોતાના દહાડા કાઢતા હતા. વળી ગરીબ ખેડુતોને વેપારીઓ તથા ધીરધાર કરનારા વ્યાજખાઉ વાણીઆઓ ગમે તેમ સમજાવીને તેમની પાસેથી ભારે વ્યાજ લેતા અને તેમને પાયમાલ કરતા. તે બિચારા જારનો રોટલો કે પાતળી રાંબડી પણું પુરી પામતા નહતા. તેમાં વળી ઠાકોરના અમલદારોની વેઠ કરવાની આવે એટલે એ બિચારા ગમે તેવું અગત્યનું ખેતીનું કામ

પડતું મુકીને જાય અને તેથી તેમની ખેતીને ધક્કો પહોંચે. આવાં આવાં કારણોને લીધે ખેડુત વર્ગમાં વધારે ગરીબાઇ થઈ રહી હતી.

ખેડુતોની વસ્તી આગળ આવી પહોંચ્યા પછી ઠાકોર ઘોડા ઉપરથી ઉતર્યા અને જાતે જ કેટલાક ખેડુતોનાં ઝુંપડાંમાં ફરી વળવા લાગ્યા અને તેમની સ્થિતિ વિષે પુછપરછ કરી. તેમની કંગાલ સ્થિતિ જોઇને તે મનમાં વિચાર કરવા લાગ્યા: "ગરીબમાં ગરીબ મનુષ્ય પણ પ્રભુનું બાળક છે. પ્રભુને ઘેર કોઇ રાય કે રંક નથી: સૌ સરખા છે. આ ખેડુતો આવી દુર્દશા ભોગવે, અને આપણે બાગ, બંગલા, બગીચા ભોગવીએ? તેમને સુખી ન કરાય તો આ દેહ ધર્યો શા કામનો? સ્વાર્થને તો સૌએ સાધે પશુ પરમાર્થને માટે જીવનાર મનુષ્ય જ ખરો નર છે."

આમ વિચાર કરતા કરતા ઠાકોર ઘોડા ઉપર બેઠા અને પછી બધા ખેડુતોને કહેવા લાગ્યા: "તમારૂં આ સાલનું મહેસુલ હું માફ કરૂં છું, અને તમારી પાસે કોઇ વેઠ કરાવે નહીં તેને માટે બંદોબસ્ત કરીશ."

સર્વે ખેડુતો મનમાં રાજી થઇને નીચા નમી નમીને સલામો કરવા લાગ્યા. તેમની સલામો ઝીલતા ઝીલતા ઠાકોર પાછા વિદાય થઇ ગયા.

ઠાકોર પોતાને બંગલે આવ્યા, ન્હાયા, ધોયા અને જમી પરવાર્યા પછી તેમણે કારભારીને બોલાવીને કહ્યું: "કારભારી, બધા ખેડુતોની આ સાલની મહેસુલ મેં માફ કરી છે. તેમની પાસે હવેથી કોઇ વેઠ કરાવે નહી તે માટે બંદોબસ્ત તમે કરજો."

કારભારી જરા ઝાંખો થઇને કહેવા લાગ્યો: "મહારાજ, આ સાલ તો ઘણું પાક્યું છે અને હજી શિયાળુ પાક ઘણોએ ઉતરશે. તેથી ખેડુતો કંઇ ભુખે મરવાના નથી."

ઠાકોર—"તેઓને માથે દેવાં છે અને તેઓ લહેણદારોને ભારે વ્યાજ આપ્યા કરે છે. મેં જાતે જોયું છે કે તેમની પાસે કશું નથી."

કારભારી—"પણ મહારાજ, ગઇ સાલ આપણે ખરચ ઘણો થયો હતો એટલે આ સાલ બચત રહી નથી; તેથી મહેસુલ લીધા વગર આપણને ઘણી તાણ પડશે."

ઠાકોર—" ગમે તેમ થશે પણ હું એવચની થનાર નથી. કારભારી ! અમારા કુળમાં કોઇ કદી અસત્ય બોલ્યું નથી, તો હું કેમ બોલું ? કારભારી !

રઘુકુળ રીત સદા ચલી આઇ,
પ્રાણુ જાય પણુ વચન ન જાઇ.

એ અમારા કુળની રીત છે. જેમ શ્રીરામચંદ્રજીને એક પત્ની, એક વચન, અને એક બાણુ હતાં તેમ મારે એક બાણુ તો નથી, પણુ એક પત્ની અને એક વચન તો છે જ. ભલે મારો પ્રાણુ જાય પણુ હું કદી અસત્ય તો નહીં જ બોલું. "

ઠાકોર અજબસિંહ સત્યવાદી, ક્ષત્રીયોના ટેકવાળો, ધર્મીષ્ઠ અને સ્વદેશાભિમાની હતો. તે મનનો મેલો ન હતો. ક્ષત્રી તરીકે રણુમાં તે શૂરો હતો. સદાએ તે ક્ષત્રીયોના ધર્મ અને નિયમોને અનુસરીને ચાલતો, રૈયતની દાઝ હૈયડે ધરતો, રાજયપિતા તરીકે તે પ્રજાનું પાલણુપોષણુ કરવામાં તત્પર રહેતો, પત્ની પ્રત્યે તે પ્રેમાળ હતો અને રાજયકાજના કામમાં કુશળ હતો. પ્રજાના હિતને સારૂ પોતાની કાયાની પણુ દરકાર ન કરવી એ તેનો મોટામાં મોટો સિદ્ધાંત હતો.

બિપિનચંદ્ર અને હૃષીકેશચંદ્ર ઠાકોરના પરોણુા તરીકે બે ચાર દિવસ રહ્યા એવામાં તેમને ત્યાંના પોલીટીકલ એજન્ટ સ્મિથ સાહેબ જોડે ઓળખાણુ કરવાનો પ્રસંગ આવ્યો. સ્મિથ સાહેબ શિકાર કરવાને ઘણું ખરૂં ઠાકોરને ગામ આવતા અને ત્યાં બે ચાર દિવસનો મુકામ નાંખતા. ઠાકોર તેમની આગતાસ્વાગતા કરતા અને તેમની મહેરબાની મેળવી રાજી થતા. સ્મિથ સાહેબ પણુ ઠાકોર ઉપર પ્રેમ રાખતા અને તેમના માયાળુ સ્વભાવને લીધે તેમને ઘણું ચ્હાતા. બંને શિકારના શોખીન એટલે બંને વચ્ચે સ્વાભાવિક મૈત્રી પણુ થઇ રહી હતી.

એકવાર ઠાકોર, બિપિનચંદ્ર અને હૃષીકેશચંદ્ર સાયંકાળના સમયમાં બહાર ફરીને આવતા હતા.

એવામાં સ્મિથ સાહેબ તેમને સ્હામા મળ્યા. ઠાકોર, બિપિનચંદ્ર અને હૃષીકેશચંદ્રથી જરા છુટા પડીને આગળ જઇને સ્મિથસાહેબને મળ્યા અને બંને જણુ વાતો કરતા કરતા આગળ ચાલવા લાગ્યા.

બિપિનચંદ્ર અને હૃષીકેશચંદ્ર તેમની પાછળ પાછળ હિંડયા કરતા હતા. એટલામાં રસ્તામાં ઠાકોરે સ્મિથસાહેબ સાથે બંનેનું ઓળખાણ કરાવવા માંડયું. સાહેબ કંઈક ગર્વની દૃષ્ટિથી તેમના તરફ જોવા લાગ્યા અને જરા મોં મલકાવીને પાછા ઠાકોર સાથે વાતો કરતા કરતા આગળ ચાલવા લાગ્યા.

સ્મિથસાહેબને શિકારનો ઘણો શોખ હતો. તે વાઘનો જ શિકાર કરતા. શિકારની લાલચમાં ને લાલચમાં તેમનો એક હાથ કપાઇ ગયો હતો, પણ તેમના જાતિસ્વભાવ પ્રમાણે તે શિકાર કરવાનું છોડતા નહોતા. તે કપાયલા હાથના ઠુંઠા વડે બગલમાં જોરથી દબાવીને બંદૂક પકડતા અને બીજા હાથથી તે ફોડતા, અને શિકાર કરતા. તેમનો હાથ વાઘે કરડી ખાધો હતો અને તે સડવાથી તેને કપાવી નાંખવો પડયો હતો; પણ સાહેબ એવે હાથે પણ ઊંટ ઉપર બેશીને શિકાર કરવા જતા, ભલભલા વાઘને હંફાવતા, અને તેને મારતા. ઇંગ્રેજોના જાતિસ્વભાવ પ્રમાણે અડગ નિશ્ચયે તેમનામાં વાસ કર્યો હતો અને એ અડગ નિશ્ચયને લીધે તે અનેકવાર વાઘના ત્રાસ વેઠતા પણ શિકાર કરવાનું છોડતા નહીં. એક બે વાર તો એમને વાઘના ત્રાસથી આખી રાત અને દિવસ ઝાડ ઉપર બેશી રહેવું પડયું હતું. પણ સાહેબ જરાએ હિંમત હાર્યા વગર ત્યાં બેશી રહ્યા હતા અને આખરે વાઘને મારીને જ ઘેર આવ્યા હતા. એમના આવ્યા પછી શાંતિપુરની વસ્તીને વાઘનો ત્રાસ કંઈક ઓછો થયો હતો. એક વાર વાઘે તેમના મુખ ઉપર નખના પ્રહાર કર્યા હતા અને તેનાં ચિહ્ન તેમના મુખ ઉપર જણાઇ આવતાં હતાં. બે ચાર વખત તે વાઘના પંઝામાં સપડાઇ ગયા હતા અને પરાણે પરાણે મોતથી બચ્યા હતા. પણ શિકારનો એક વાર ચાખેલો સ્વાદ તેમનાથી છોડાતો નહીં. સ્મિથસાહેબ હાથના ઠુંઠાથી અજબ કામ કરતા, અને લોકો તેમને ઠુંઠીઆ સાહેબને નામે ઓળખતા.

સ્મિથસાહેબમાં જાતિ, સત્તા અને પૈસાનું કંઇક અભિમાન હતું. જાણે સ્વર્ગનો કોઈ દેવ મૃત્યુ લોકના માનવી તરફ નજર કરતો હોય તેમ તે દેશી તરફ જોતા અને બહુ વારે કંઇક બે અક્ષર બોલતા. ઠાકોર સાથે વાત કરતે કરતે તે બિપિનચંદ્ર અને હૃષીકેશચંદ્ર તરફ ક્ષણવાર જોઇ રહ્યા અને પછી ઠાકોરે તેમને આગળ બોલાવ્યા અને ઓળખાણ કરાવ્યું ત્યારે સાહેબ હૃષીકેશચંદ્રને પુછવા લાગ્યા:

"તુમ, અબ્બી ક્યા કરતે હો ?"

હૃષીકેશચંદ્ર ઈંગ્રેજીમાં જવાબ આપવા લાગ્યો. 'તુમ' શબ્દથી એને જરા અપમાન લાગ્યું અને સાહેબની ભૂલ સુધારવી એમ એના મનમાં નિશ્ચય થયો. તે એકદમ બોલી ઉઠયો: "તમે હિંદી ભાષાનો બરાબર અભ્યાસ કર્યો હોય એમ જણાતું નથી. માનાર્થે હિંદીમાં 'આપ' શબ્દ વાપરવામાં આવે છે."

હૃષીકેશચંદ્ર ઘણા જુસ્સાથી અને છટાથી બોલવા લાગ્યો.

સ્મિથસાહેબ ક્ષણવાર જોઇ રહ્યા. તેમના ગર્વને જરા ધક્કો લાગ્યો. હૃષીકેશચંદ્રની હિંમત અને નિડરતાથી તે આશ્ચર્ય પામવા લાગ્યા. પોતાના જાતિસ્વભાવ પ્રમાણે તે તેમની ભૂલ કબુલ કરવા લાગ્યા, અને બોલ્યા: "આજે તમે મારી ભૂલ સુધારી; હું તમારો અત્યંત આભારી છું."

સ્મિથસાહેબ બોલતા બોલતા હૃષીકેશચંદ્રના તેજસ્વી મુખ તરફ જોઈ રહ્યા અને તેની વિદ્વતા વિષે વિચાર કરવા લાગ્યા.

"હિંદુસ્તાનમાં આવીને તમારે હિંદી ભાષા બરાબર શિખવાની જરૂર છે." હૃષીકેશચંદ્ર ફરીથી કહેવા લાગ્યો.

"હું તે સમજું છું. તેનો અભ્યાસ કરવાની મારી મરજી છે."

એમ વાત કરતે કરતે સ્મિથસાહેબ એકદમ છુટા પડી, 'ગુડ્ ડે' કહીને ચાલતા થયા.

કારભારી મનસુખલાલ તો આભો થયો. આશ્ચર્ય પામતો અને રાજી થતો થતો તે હૃષીકેશચંદ્ર પાસે આવ્યો અને કહેવા લાગ્યો: "ભાઇસાહેબ, તમે પણ જબરા દેખાવ છો. હાય, હાય, બાપ, સાહેબની આગળ તે કેમ બોલાય? અને તેમાં એ વળી એમની ભૂલ કહડાય ?"

હૃષીકેશચંદ્ર છાતી કહાડી મોં ફેરવીને કહેવા લાગ્યો: "ઉંહ્, કેમ ન બોલાય? આપણે આપણું માન હાથે જ જાળવવાનું છે. ખરાને ખરૂં કહેવામાં શી હરકત? એ પણ માણસ છે અને આપણે પણ માણસ છીએ. અપમાન શા માટે વેઠીએ? શું કંઇ ખાઇ જાય છે કે ?"

"પણ ભાઈસાહેબ, તમારા જેટલી તો હિંમત ન ચલાવાય !" મનસુખલાલ આશ્ચર્ય પામતો કહેવા લાગ્યો.

હૃષીકેશચંદ્ર પાછો તેને જવાબ આપવા લાગ્યો: "સાહેબલોકો ગુણવાનની કદર કરે છે. પ્રથમ તેઓ એક બે શબ્દો બોલીને રહામા મનુષ્યની પરીક્ષા કરે છે અને પછી તે પ્રમાણે તેની સાથે વર્તે છે. ચારિત્ર્યવાળાં મનુષ્યોને તેઓ પણ નમે છે."

રજવાડામાં ખુશામત કરી કરીને કારભારી થનાર ચારિત્ર્ય વગરનો મનસુખલાલ ઝંખવાણો પડીને હૃષીકેશચંદ્ર રહામે જોઇ જ રહ્યો અને શો જવાબ આપવો તે તેને સુઝયું નહીં.

સ્મિથસાહેબ તંબુ ઉપર ગયા, અને એક ખુરશી ઉપર પડયા પડયા આરામ લેવા લાગ્યા. આખે રસ્તે તેમને હૃષીકેશચંદ્રના વિચાર આવતા હતા. તેના વર્તનથી તેમના ગર્વને ધક્કો લાગ્યો હતો; પણ તેના શરીરનો બાંધો, તેજસ્વી ચહેરો, ભવ્ય કપાળ, બોલવાની છટા વગેરેથી તે કંઇક અંજાઇ ગયા હતા અને હૃષીકેશચંદ્ર જોડે વધારે વાત કરવાનું અને તેના વિષે વધારે હકીકત મેળવવાનું તેમને મન થઈ રહ્યું હતું. સ્મિથસાહેબને ગુણની કદર હતી; વિદ્યા, સત્ય અને ન્યાય પ્રત્યે તેમને પક્ષપાત હતો; તેથી કરીને હૃષીકેશચંદ્રને બોલાવી તેની જોડે વાતચિત કરવાને તે તત્પર થઇ રહ્યા હતા. પણ શું બ્હાનું કહાડવું તે તેમને સુઝતું નહીં. આખરે તેમણે એક ચીઠ્ઠી વિનંતિ રૂપે લખી.

સ્મિથસાહેબ તરફથી એક માણસ ચીઠ્ઠી લઇને આવ્યો અને તેણે તે ઠાકોર અજબસિંહને આપી. ઠાકોરે તે વાંચી અને હૃષીકેશચંદ્રને કહ્યું: "હૃષીકેશભાઇ, સાહેબ તમને મળવાની ઇચ્છા રાખે છે; તમે જશો ?"

કોઇ વેંત નમે તો આપણે હાથ નમવું, એવો હૃષીકેશચંદ્રનો સ્વભાવ હતો. તેનું હૃદય નરમાશ અને સભ્યતાથી ભરેલું હતું. તેથી તેણે તરતજ જવાબ આપ્યો: "હા, હું જઇશ; મળવા જવામાં મને શી હરકત છે ?"

મનસુખલાલ કાખલીઓ કુટવા લાગ્યો અને રાજી થતો થતો

"તુમ, અબ્બી ક્યા કરતે હો ?"

હૃષીકેશચંદ્ર ઈંગ્રેજીમાં જવાબ આપવા લાગ્યો. 'તુમ' શબ્દથી એને જરા અપમાન લાગ્યું અને સાહેબની ભૂલ સુધારવી એમ એના મનમાં નિશ્ચય થયો. તે એકદમ બોલી ઉઠયો: "તમે હિંદી ભાષાનો બરાબર અભ્યાસ કર્યો હોય એમ જણાતું નથી. માનાર્થે હિંદીમાં 'આપ' શબ્દ વાપરવામાં આવે છે."

હૃષીકેશચંદ્ર ઘણા જુસ્સાથી અને છટાથી બોલવા લાગ્યો.

સ્મિથસાહેબ ક્ષણવાર જોઇ રહ્યા. તેમના ગર્વને જરા ધક્કો લાગ્યો. હૃષીકેશચંદ્રની હિંમત અને નિડરતાથી તે આશ્ચર્ય પામવા લાગ્યા. પોતાના જાતિસ્વભાવ પ્રમાણે તે તેમની ભૂલ કબુલ કરવા લાગ્યા, અને બોલ્યા: "આજે તમે મારી ભૂલ સુધારી; હું તમારો અત્યંત આભારી છું."

સ્મિથસાહેબ બોલતા બોલતા હૃષીકેશચંદ્રના તેજસ્વી મુખ તરફ જોઈ રહ્યા અને તેની વિદ્વતા વિષે વિચાર કરવા લાગ્યા.

"હિંદુસ્તાનમાં આવીને તમારે હિંદી ભાષા બરાબર શિખવાની જરૂર છે." હૃષીકેશચંદ્ર ફરીથી કહેવા લાગ્યો.

"હું તે સમજું છું. તેનો અભ્યાસ કરવાની મારી મરજી છે."

એમ વાત કરતે કરતે સ્મિથસાહેબ એકદમ છુટા પડી, 'ગુડ્ ડે' કહીને ચાલતા થયા.

કારભારી મનસુખલાલ તો આભો થયો. આશ્ચર્ય પામતો અને રાજી થતો થતો તે હૃષીકેશચંદ્ર પાસે આવ્યો અને કહેવા લાગ્યો: "ભાઇસાહેબ, તમે પણ જબરા દેખાવ છો. હાય, હાય, બાપ, સાહેબની આગળ તે કેમ બોલાય? અને તેમાં એ વળી એમની ભૂલ કહડાય ?"

હૃષીકેશચંદ્ર છાતી કહાડી મોં ફેરવીને કહેવા લાગ્યો: "ઉંહ્, કેમ ન બોલાય? આપણે આપણું માન હાથે જ જાળવવાનું છે. ખરાને ખરૂં કહેવામાં શી હરકત? એ પણ માણસ છે અને આપણે પણ માણસ છીએ. અપમાન શા માટે વેઠીએ? શું કંઇ ખાઇ જાય છે કે?"

"પણ ભાઇસાહેબ, તમારા જેટલી તો હિંમત ન ચલાવાય !" મનસુખલાલ આશ્ચર્ય પામતો કહેવા લાગ્યો.

હૃષીકેશચંદ્ર પાછો તેને જવાબ આપવા લાગ્યો: "સાહેબલોકો ગુણવાનની કદર કરે છે. પ્રથમ તેઓ એક બે શબ્દો બોલીને સ્હામા મનુષ્યની પરીક્ષા કરે છે અને પછી તે પ્રમાણે તેની સાથે વર્તે છે. ચારિત્ર્યવાળાં મનુષ્યોને તેઓ પણ નમે છે."

રજવાડામાં ખુશામત કરી કરીને કારભારી થનાર ચારિત્ર્ય વગરનો મનસુખલાલ ઝંખવાણો પડીને હૃષીકેશચંદ્ર સ્હામે જોઇ જ રહ્યો અને શો જવાબ આપવો તે તેને સુઝયું નહીં.

સ્મિથસાહેબ તંબુ ઉપર ગયા, અને એક ખુરશી ઉપર પડયા પડયા આરામ લેવા લાગ્યા. આખે રસ્તે તેમને હૃષીકેશચંદ્રના વિચાર આવતા હતા. તેના વર્તનથી તેમના ગર્વને ધક્કો લાગ્યો હતો; પણ તેના શરીરનો બાંધો, તેજસ્વી ચહેરો, ભવ્ય કપાળ, બોલવાની છટા વગેરેથી તે કંઇક અંજાઇ ગયા હતા અને હૃષીકેશચંદ્ર જોડે વધારે વાત કરવાનું અને તેના વિષે વધારે હકીકત મેળવવાનું તેમને મન થઈ રહ્યું હતું. સ્મિથસાહેબને ગુણની કદર હતી; વિદ્યા, સત્ય અને ન્યાય પ્રત્યે તેમને પક્ષપાત હતો; તેથી કરીને હૃષીકેશચંદ્રને બોલાવી તેની જોડે વાતચિત કરવાને તે તત્પર થઇ રહ્યા હતા. પણ શું મ્હાનું કહાડવું તે તેમને સુઝતું નહીં. આખરે તેમણે એક ચીઠ્ઠી વિનંતિ રૂપે લખી.

સ્મિથસાહેબ તરફથી એક માણસ ચીઠ્ઠી લઇને આવ્યો અને તેણે તે ઠાકોર અજબસિંહને આપી. ઠાકોરે તે વાંચી અને હૃષીકેશચંદ્રને કહ્યું: "હૃષીકેશભાઇ, સાહેબ તમને મળવાની ઇચ્છા રાખે છે; તમે જશો ?"

કોઇ વેંત નમે તો આપણે હાથ નમવું, એવો હૃષીકેશચંદ્રનો સ્વભાવ હતો. તેનું હૃદય નરમાશ અને સભ્યતાથી ભરેલું હતું. તેથી તેણે તરતજ જવાબ આપ્યો: "હા, હું જઇશ; મળવા જવામાં મને શી હરકત છે ?"

મનસુખલાલ કાખલીઓ કુટવા લાગ્યો અને રાજી થતો થતો

બોલ્યો: " ભાઇ, હૃષીકેશભાઇ, હવે તમારો બેડો પાર ! સારી સો દોઢસોની નોકરી માગી લેજો. ફરી ફરી આવો લાગ નહીં મળે."

હૃષીકેશચંદ્રને મનસુખલાલની સ્વાર્થવૃત્તિ તરફ તિરસ્કાર આવ્યો અને તે બોલ્યો: " હજારનો પગાર આપે તોએ નોકરી મારે કરવી નથી. નોકરી અને ગુલામગીરી બરાબર. એ તો આપણે જોવાનું છે કે ઇંગ્રેજ લોકો કેવા ગુણગ્રાહી અને સદ્દગુણને ચાહનારા છે. એટલા માટે હું તેમની ચીઠ્ઠીને માન આપું છું. બાકી મારે નોકરી ક્યાં માગવી છે ? આપણે શું સદાએ એમની પાસે માગતા જ જવું જોઇએ ? "

મનસુખલાલ–"ભાઇસાહેબ,ચુકશો,આવો વખત ફરી નહીં આવે."

હૃષીકેશચંદ્ર—"મનસુખલાલ, તમારી હવે બોત ગઇ થોડી રહી. પરતંત્રતામાં રહી રહીને તમારા વિચાર નિર્માલ્ય થઇ ગયા છે. સ્વતંત્રતાનો સ્વાદ તમે ચાખ્યો નથી, એટલે તમને તો તેવું જ લાગે. પણ–અ–અ–ફક્ત આ પેટ માટે તો હું કોઇની પરવા કરતો નથી."

એમ બોલીને હૃષીકેશચંદ્ર ચાલતો થયો. તે સ્મિથસાહેબની પાસે ગયો. સ્મિથ સાહેબે ઉભા થઇ તેની સાથે ' શેક હેન્ડ ' કરી એને ઘણા ભાવથી એક ખુરશી ઉપર બેસાડયો. પછી સાહેબે અનેક વાતો કરવા માંડી. હૃષીકેશચંદ્ર પોતાના વિચાર દર્શાવવા લાગ્યો. સાહેબ ખુશ થતા થતા સાંભળી રહ્યા. એટલામાં ત્યાં ટેબલ ઉપર પડેલું એક પુસ્તક હૃષીકેશચંદ્રની નજરે પડયું, અને તેણે સાહેબને પુછ્યું: " એ કયું પુસ્તક છે ? "

સાહેબે જવાબ આપ્યો: " બુદ્ધધર્મના સિદ્ધાંતોનું તે ઇંગ્રેજીમાં ભાષાંતર છે. તમે બુદ્ધધર્મ વિષે કંઇ જાણો છો ? "

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો: " હા, કંઇ થોડું જાણું છું. "

પછી બુદ્ધધર્મ ઉપર વાત ચાલી. હૃષીકેશચંદ્રે બુદ્ધધર્મ, તેની શાખાઓ, મહાત્મા બુદ્ધ ઉપર હિંદુધર્મ અને હિંદુ સંન્યાસીઓથી થયેલી અસર, અને પાશ્ચાત્ય પ્રજાઓનું ભાવી જીવન ઘડવામાં બુદ્ધ ધર્મની ઉપયોગિતા, વગેરેનું યથાર્થ વર્ણન કરવા માંડયું. વાતમાં સ્મિથ સાહેબ સમજી ગયા કે તેમના કરતાં હજારગણું વધારે જ્ઞાન હૃષીકેશચંદ્ર ધરાવે છે. આખરે હૃષીકેશચંદ્ર પાછો કહેવા લાગ્યો:

હિંદુ પ્રજા જીતાયલી છે, પણ તેનો આત્મા હજી સતેજ છે. ધર્મ
ને તત્ત્વજ્ઞાનના અભ્યાસ માટે તો તમારે અમારી પાસે જ
વવું પડશે !”

સ્મિથસાહેબ જોઇ રહ્યા. હૃષીકેશચંદ્રની વિદ્યાથી તે રાજી
થયા, અને ખુશ થતા થતા કહેવા લાગ્યા: “ હૃષીકેશચંદ્ર, અત્યાર
ધી મને દેશીઓ માટે બહુ સારો અભિપ્રાય નહોતો. દેશીઓથી
; દૂર રહેતો. તેમની સાથે મને વાત કરવી પસંદ નહોતી. ”

“ પરસ્પરના અજ્ઞાનથી એવું થાય છે. બંને કોમોએ એક
બીજાના વધારે સમાગમમાં આવવાની જરૂર છે. ” હૃષીકેશચંદ્ર બહુ
ંભીરતાથી કહેવા લાગ્યો.

સ્મિથ સાહેબ વચમાં બોલી ઉઠયા: “ પણ તમારા જેવા
વિદ્યાવંત, સ્વદેશી આચાર વિચાર, સ્વદેશી રીતભાત, અને સ્વદેશી
પોશાકવાળા બુદ્ધિશાળી હિંદુઓએ પરાણે પરાણે મારા હૃદયમાં
માનની લાગણી ઉત્પન્ન કરી અને ત્યારથી હું હિંદુઓને માન આપતાં
શિખ્યો છું. ”

હૃષીકેશચંદ્ર—“ એ આપનું ગુણગ્રાહીપણું જણાવે છે. ”

સ્મિથ સાહેબ—“ ખરી વિદ્યા અને ચારિત્ર્યને માન આપતાં
અમે કદી આચકો ખાતા નથી.

હૃષીકેશચંદ્ર હિંદના મહાપુરૂષો તરફ દૃષ્ટિપાત કરવા લાગ્યો.
તેની માનસિક સૃષ્ટિમાં પ્રભાવશાલી અને વિદ્યાવંત રાજા રામમોહન-
રાય, સરળ અને અત્યંત સાદું જીવન ગાળનાર મહાન સમાજ
સુધારક ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, અને વેદાન્તમય જીવન અને જ્ઞાનથી
હજારોનાં ચિત્ત હરનાર સ્વામી રામતીર્થની મૂર્તિઓ ખડી થવા
લાગી. તેમનાં જીવન તરફ તે દૃષ્ટિ નાંખવા લાગ્યો અને બહુ ઉમંગ-
થી મનમાં બોલવા લાગ્યો: “ અહાહા ! સાદાઇ, વિદ્યા અને
ચારિત્ર્યને લીધે હજારો યુરોપિયનો તેમને માન આપી રહ્યા હતા ! ”

એટલામાં પાછા સ્મિથ સાહેબ બોલવા લાગ્યા: “ તમે પણ
એક વિદ્યાવાન્ અને ચારિત્ર્યવાન્ હિંદુ છો; તેથી હું તમને ચ્હાઉં
છું. હૃષીકેશચંદ્ર, તમારૂં હૃદય ચોખ્ખું છે; તમારા વિચારો શુદ્ધ છે;

તમારા ભવ્ય કપાળ ઉપર હું ભાવી મહત્તાનાં ચિન્હ જોઉં છું. તમે મહાપુરૂષ થશો."

હૃષીકેશચંદ્ર આમતેમ જોવા લાગ્યો. તંબુમાં એક બાજુએ લાકડાના ઘોડા ઉપર ઘણાં પુસ્તકો ગોઠવી મુકેલાં હતાં. તેમના ઉપર તેની દૃષ્ટિ પડી. સ્મિથ સાહેબ બહારથી શિકારી જેવા જણાતા પણ વાંચનનો તેમને ઘણો શોખ હતો. પોતાનો ઘણો વખત તે ઉંડા વાંચનમાં ગાળતા અને વિવિધ પ્રકારનું ઉંડું જ્ઞાન મેળવતા. તેમના તંબુમાં પુસ્તકો જોઇને હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો: "તમને વાંચવાનો વખત ક્યારે મળે છે ?"

સ્મિથ સાહેબ—"વખત કહાડવો હોય તો સૌએ મળે. વખત નથી એમ કહેનારા આળસુ છે."

એટલું બોલી મનમાં કંઇક ગર્વ ધરતા સ્મિથ સાહેબ ક્ષણવાર હૃષીકેશચંદ્ર સ્હામે જોઇ રહ્યા.

હૃષીકેશચંદ્ર મનમાં વિચાર કરવા લાગ્યો: "ક્યાં છે આપણામાં ઉંડું વાંચન ? આપણો સુધારો તો બધો સારૂ સારૂ પહેરવા ઓઢવામાં, બહારની ટાપટીપ કરવામાં અને સારૂ સારૂ ખાવામાં જ આવી રહ્યો છે. અફસોસ ! હિંદુઓ તેઓનો કાળ પહેરવા ઓઢવામાં, વાતો કરવામાં કે ગંજીફાનાં પાનાં ટીચવામાં નિર્ગમન કરે છે; એથી તેઓ વધારે પ્રભાવશાળી ન નીવડે તેમાં નવાઇ શી ?"

થોડી વાર પછી સ્મિથ સાહેબ આગળ બોલવા લાગ્યા; તેમના મુખ ઉપર આ વખતે ગંભીરતા છવાઇ રહી હતી; તેમણે કહ્યું:" વાંચનથી અમને પ્રોત્સાહન અને બળ મળે છે. તેનાથી અમારૂં ચારિત્ર્ય ઘડાય છે. ભાઇ હૃષીકેશચંદ્ર ! તમે જે આ પુસ્તકોનો ઢગલો જુવો છે તે અમારો જ્ઞાનભંડાર છે. તેના સતત ઉપયોગથી અમે મોટાં મોટાં રાજ્યો ચલાવી શકીએ છીએ. ઘણે ભાગે દરેક ઇંગ્રેજને તેની નાની સરખી ખાનગી લાઇબ્રેરી હોય છે. વાંચન વગર અમને ચાલતું નથી. વાંચન વગર અમે પતિત થઇ જઇએ અને અમારૂં સર્વસ્વ ખોઇ બેશીએ,"

એ સાંભળી હૃષીકેશચંદ્ર કંઇક આભો થયો. એ વાત તેના હૃદયને ગમી, તેના અંતરાત્મામાં તે ઉંડી ઉતરી, અને વિશાળ વાંચનની અભિરૂચિમાં પરિણમી. તેના અંતરના ભાવ તેના ભવ્ય મુખાકૃતિ ઉપર

પ્રદર્શિત થયા. સ્મિથ સાહેબ તેના મનની સ્થિતિ સમજી ગયા. થોડી વાર પછી સ્મિથ સાહેબ કહેવા લાગ્યા: "અમને કામ વગર નવરા બેશી રહેવું ગમતું નથી. તમને દેશીઓને કામ કરવું ગમતું નથી. તમારે તો નવરાશ જોઇએ અને ભારે પગાર જોઈએ. અમે કામ કરીને પછી ભારે પગારની કે આરામની આશા રાખીએ છીએ. અમારો નવરાશનો વખત અમે ઉંડા વાંચનમાં ગાળીએ છીએ. ઉંડા વાંચનમાંથી અમે સારા વિચાર, માનસિક બળ, અને અનુભવ મેળવીએ છીએ. મી. હ્રષીકેશચંદ્ર, સારાં પુસ્તકો સેવો અને તમે સારા થશો."

હ્રષીકેશચંદ્ર ભારે વિચારમાં પડી ગયો. તેની માનસિક દ્રષ્ટિ અર્વાચીન ગુર્જર સાહિત્ય તરફ પડવા લાગી. સારાં પુસ્તકોને તે શોધવા લાગ્યો. આકાશમાં છુટા છવાયા જુજ તારા નજરે પડે તેમ સાહિત્યના ક્ષેત્રમાં જુજ સારાં પુસ્તકો તેની દ્રષ્ટિએ પડવા લાગ્યાં. ઉંડો નિસાસો નાંખતો તે મનમાં કહેવા લાગ્યો: "જે પ્રજામાં ઉંચું સંસ્કારી સાહિત્ય નથી અને છે તો તેનું વાંચન નથી, તે પ્રજા ખાલી ખોખા જેવી છે. એવી પ્રજાનો ઉદય નથી."

ક્ષણવાર હ્રષીકેશચંદ્ર ગુપચુપ બેશી રહ્યો. તેના સંસ્કારી હૃદયમાં અનેક તરંગોએ વાસ કર્યો. અનેક ભાવો તેના મનમાં ઉદય થયા. હિંદની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિના વિચાર તેને આવવા લાગ્યા. હિંદનો પ્રાચીન સમય અને ગ્રીક લોકના પુરાણા કાળ તરફ તેનું મગજ દોડવા લાગ્યું. તેઓ નવરાશનો વખત કેવી રીતે ગાળતા હતા તેના ભણકારા તેને વાગવા લાગ્યા. તે મોટેથી બોલી ઉઠયો: "સ્મિથ સાહેબ, તમે ખરૂં કહો છો. પ્રાચીન સમયમાં અમારા હિંદુઓ નવરાશનો વખત ભજન, કીર્તન, કે કથાવાર્તામાં નિર્ગમન કરતા હતા. તે વખતે અમારો દેશ પણ આબાદ હતો. પ્રાચીન સમયમાં ગ્રીક લોકો એટલું જ જોતા કે પુરૂષ તેનો નવરાશનો વખત કેવી રીતે ગાળે છે. તે ઉપરથી તેઓ તેના ચારિત્ર્યનો ખ્યાલ બાંધતા. જે પ્રજા પોતાનો નવરાશનો સમય આહારવિહારમાં કે ગામગપાટા હાંકવામાં કહાડે તેનો ઉદય ક્યાંથી હોય ?"

એટલું કહીને હ્રષીકેશચંદ્ર ચુપ રહ્યો અને મનમાં નીચેનો શ્લોક સંભારવા લાગ્યો:

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धिमताम्
आलस्येन तु मूर्खाणां निद्रया व्यसनेन वा॥

ઘણી વાર થયેલી હોવાથી હવે હૃષીકેશચંદ્ર એકદમ જવાની રજા માગવા લાગ્યો. તે ઉભો થયો. સ્મિથ સાહેબ એકદમ હસતે મુખે ઉભા થયા અને 'શેક હૅન્ડ' કરી 'ફરી વળી આપણે મળીશું' એમ કહેતા તેને બારણા સુધી વળાવવા આવ્યા.

હૃષીકેશચંદ્ર બહાર નીકળીને ચાલતો થયો. તે તેના મુકામ ઉપર આવી પહોંચ્યો. સ્મિથ સાહેબ સાથે થયેલી વાતચીતને તે કહેવ લાગ્યો. ઠાકોર તે હસતે મુખે સાંભળી રહ્યા. બિપિનચંદ્રને તેમાં રસ પડયો અને મનસુખલાલ હૃષીકેશચંદ્રને એ મુલાકાતથી ભાગ્યશાળી માનતો તેના તરફ આશ્ચર્યથી જોઇ રહ્યો.

શાંતિપુરમાં આમ બે ચાર દિવસ ચાલ્યા ગયા. ઠાકોરની સભ્યતા અને વ્હાલભરી આગતાસ્વાગતાનો લ્હાવો લેતા લેતા સૌ આનંદમાં કાળ નિર્ગમન કરતા હતા, એવામાં એક દિવસ બિપિનચંદ્રે ઠાકોરને કહ્યું: "હવે ઘણા દિવસ થયા, અમને જવાની રજા આપો."

"હા, હવે ભલે પધારો," પ્રસન્ન થઇને ઠાકોર જવાબ આપવા લાગ્યા. તે દિવસે જવાની તૈયારીઓ થવા લાગી. સામાન વગેરેને ગાડામાં ભરવામાં આવ્યો અને સાંજના સર્વે તૈયાર થઇને કનકપુર જવાને બહાર નીકળ્યા. ગાડાં જોડાયાં અને તે રસ્તો કાપવા લાગ્યાં. ઠાકોરે પોતાના ઘોડેસ્વારો તથા માણસોને તેમને પહોંચાડી આવવાને સાથે મોકલ્યાં અને થોડેક સુધી ઠાકોર પણ ઘોડા ઉપર બેશીને તેમને વળાવવાને આવ્યા. બધી મંડળી ભાગોળથી બેએક ખેતરવાને છેટે આવી એટલે બિપિનચંદ્રે ઠાકોરને કહ્યું: "આપે ઘણી તસ્દી લીધી છે, હવે પાછા વળો." ઠાકોર જવાબ આપવા લાગ્યા. "બિપિન ભાઇ, મોટું પુણ્ય કર્યું હોય તો જ સજ્જન પુરૂષનો સમાગમ થાય છે. આપની પાસેથી ખસવું ગમતું નથી."

પછી "આવજો, આવજો, પધારજો," એમ કહેતા કહેતા ઠાકોર રસ્તામાં થોભી ગયા અને બિપિનચંદ્ર વગેરે કનકપુર તરફ વિદાય થયા.

# પ્રકરણ ૨ જું.

## કનકપુરનો અતિથિ.

હૃષીકેશચંદ્ર થોડાક દિવસ કનકપુરમાં રહ્યો અને બિપિનચંદ્રની પરોણાગત, ઉત્તમ વિચાર અને સત્સંગનો પૂર્ણ આસ્વાદ લેવા લાગ્યો. બિપિનચંદ્રના મકાનમાં એક સારી મોટી સ્વતંત્ર ઓરડીમાં તેને મુકામ આપવામાં આવ્યો હતો અને તેમાં મેજ, ખુરશી, તથા તેને વાંચવાને માટે વર્તમાનપત્રો, પુસ્તકો વગેરે વ્યવસ્થિતપણે ગોઠવી રાખવામાં આવ્યાં હતાં. હૃષીકેશચંદ્ર હજી પણ વિદ્યાર્થી તરીકે જ રહેતો અને જીવનપર્યંત વિદ્યાર્થી રહેવાનો નિશ્ચય કરી વિદ્યાર્થી જેવું જ જીવન તે ગાળતો, અને પોતાના જ્ઞાનને વધાર્યા કરતો. કૉલેજનો અભ્યાસક્રમ તેની જ્ઞાનતૃષ્ણા મટાડે તેવો તેને લાગતો નહીં. તેના વિષયોને તે બહુ ઉપયોગી ગણતો નહીં. તેમાંના કેટલાક તો તેને અંતરાયરૂપ જ લાગતા. ઉંડું જ્ઞાન, નૈસર્ગિક શક્તિ અને ખરા મનુષ્યત્વને પ્રાપ્ત નહીં કરાવનાર અભ્યાસને તે બહુ લાભકારક ગણતો નહીં. આથી કરીને હૃષીકેશચંદ્ર બહારના વિષયોને શિખવામાં, જાહેર ભાષણો સાંભળવામાં અને મહાન વિચારકોના વિચારોનું મનન કરવામાં પોતાનો ઘણો સમય ગાળતો. વર્તમાનપત્રો, માસિકો, તથા અન્ય લેખોને તે પુષ્કળ વાંચતો, નવું નવું જ્ઞાન સંપાદન કરતો અને નવા નવા વિચારોને શોધતો. જ્ઞાનની અનેક શાખાઓને તે તપાસતો અને તે બધાનું એક મૂળ શોધી કહાડવાને તે મથતો. કોઇ દિવસ તે પાશ્ચાત્ય તત્વજ્ઞાન ઉપર વિચાર કરતો અને કોઇ વખત હિંદના ઋષિમુનિઓના સિદ્ધાંતોનું મનન કરવામાં તે દિવસના દિવસ વ્યતીત કરતો, અને આર્ય જીવનનું મૂળ ક્યાં છે, આર્ય જીવન શેનું બનેલું છે, અને આર્ય જીવનને કયે રસ્તે વહેવરાવવું, તે નક્કી કરવામાં કલાકના કલાક ગાળી નાંખતો.

"મારે નોકરી ક્યાં કરવી છે? જ્ઞાનને માન છે, ડિગ્રીને માન નથી; એ તો માત્ર પેટ ભરવાનું સાધન છે; જ્ઞાન વગરની ડિગ્રી સુવાસ વગરના પુષ્પ જેવી છે;" એવા એવા વિચારોથી એમ. એ. ની પરીક્ષા આપી ડિગ્રી લેવાનો વિચાર તેણે માંડી વાળ્યો હતો,

અને જ્ઞાન પ્રાપ્ત કરીને, જે મહાન પ્રભુએ આ સૃષ્ટિ રચી છે તેની કીર્તિનો ફેલાવો અને જગતની સેવા કરવી એ વિચારથી તે હવે અહીં તહીં વિચરી રહ્યો હતો. પણ હજી તે મુંબઇ જતો આવતો, કારણ કે મુંબઇમાં તે જુદા જુદા વિદ્યાગુરૂઓ અને મહાન વિચારકોના પ્રસંગમાં આવી શકતો અને જ્ઞાન મેળવવાનાં અનેક સાધનોને પ્રાપ્ત કરી શકતો.

કનકપુરમાં આવ્યે થોડા દિવસ થયા પછી મનહરપુરથી એક કાગળ આવ્યો અને એક મુંબઇથી આવ્યો. મનહરપુરથી આવેલો તેના પિતાએ લખેલો હતો અને તેમાં શારદાદેવીએ ચાર લીટીઓ આશિર્વાદ રૂપે લખાવી હતી. આજ્ઞાંકિત પુત્ર હૃષીકેશચંદ્રે માતાપિતાના પત્રને બંને હાથે મસ્તકે ધર્યો અને તેને પ્રેમપૂર્વક બે ત્રણ વાર વાંચ્યો. માતાપિતા પ્રત્યે હૃષીકેશચંદ્રનો પ્રેમ અગાધ હતો. હૃષીકેશચંદ્ર સૌને કહેતો: “જે માતાપિતાની સેવા કરતા નથી તે કદિ મહાપુરૂષ થતા નથી.”

શારદાદેવીને તે અત્યંત વ્હાલો અને એમની પવિત્ર સંનિધિમાં સદાએ રહેવાને તે ઇચ્છતો. તે લજ્જા, પવિત્રતા, ક્ષમા અને ધાર્મિકતાની સાક્ષાત્ મૂર્તિ હોય તેવો તેને ભાસ થતો. તેમના ચારિત્ર્યને તે જેમ જેમ વધારે નિહાળતો તેમ તેમ તેમાંથી અવનવા ઉંડા બોધ તેને જડી આવતા અને તેમનું ચારિત્ર્ય વગર શિખવ્યે તેને અનેક બોધ શિખવતું. શારદાદેવીની સંનિધિમાં જાણે કે તે કોઈ સાધ્વી કે દેવી પાસે બેઠો હોય તેવો તેને ભાસ થતો અને આસપાસનું વાતાવરણ ધાર્મિક અને પવિત્ર થઇ રહેલું તેને લાગતું. શારદાદેવીની શાંત, ગંભીર, પણ પ્રભાવશાળી મૂર્તિ સદાએ તેને પ્રોત્સાહન આપતી અને તેના હૃદયમાં અનેક ઉંચા વિચારોનો વાસ કરાવતી. રામાયણ અને મહાભારત વાંચવાનો તેમને પુષ્કળ શોખ હતો. તેમાંના ફકરાને ફકરા તે મોંઢે બોલી જતાં. એ સાંભળીને પુત્ર તેમની સ્મરણશક્તિથી આશ્ચર્ય પામતો અને કથાઓનો પચરંગી રસ તેના હૃદયમાં ઢોળાતો. શારદાદેવી એક બોધ ઉપર સૌથી વધારે ભાર મુકતાં: “બેટા, ગમે તેમ થાય, પણ સત્ય જ બોલજે, અને સત્યને માર્ગે ચાલજે.”

હૃષીકેશચંદ્રના પિતા ચારૂચંદ્ર એથી વળી કોઇ નવીન જ સૃષ્ટિમાં વિચરતા અને તેમાં પોતાના વ્હાલા પુત્રને ઘસડી જતા. ઇતિહાસ

અને વીરરસવાળાં કાવ્યો વાંચવાનું તેમને ઘણું પ્રિય હતું. જગતના ઇતિહાસનાં પાનાં તે ઉથલાવતા, અને આર્યોનો ઇતિહાસ, તેમની અનેક ઉથલપાથલો, ધાર્મિકતા, વગેરેનો ઉંડો અભ્યાસ તે કરતા. હિંદુધર્મને માટે તેમને અભિમાન હતું અને તેની પ્રાચીનતા અને ઘણા વખતનો અનુભવ જોઇને તેના સિદ્ધાંતોને તે ઉલ્લાસથી ગ્રહણ કરતા અને તેમને અનેક વાર પુત્રના મનમાં ઠસાવતા. ભારતના વીરપુરૂષોની કથાઓ તે તેને સમજાવતા અને જુવાન પુત્રના હૃદયને અનેક શ્રેષ્ઠ વિચારોથી અલંકૃત કરતા. એ બાબતમાં અનેક વાર પિતા અને પુત્ર વચ્ચે વાદવિવાદ થતો અને કોઇ વાર પિતા તો કોઇ વાર પુત્ર જય મેળવતો; પણ ચારૂચંદ્ર કદિએ પુત્રની એ જાહેર હિંમત, વિવાદશક્તિ કે જુસ્સાને દબાવી દેતા નહીં પણ તેને ઉલટું ઉત્તેજન આપતા અને તેની તર્કશક્તિને ખીલવતા. એથી પુત્ર ચારૂચંદ્ર તરફ પ્રેમ અને માનની દૃષ્ટિથી જોતો અને હિંદની ઐતિહાસિક બીનાઓ જાણુવામાં તે ઘણી વાર ચારૂચંદ્રની મદદ લેતો.

ચારૂચંદ્રને ભજન ગાવાનો અને ગવરાવવાનો ઘણો શોખ હતો. સાયંકાળના સમયે ચારૂચંદ્ર બહાર ઓસરીમાં સાદડી પાથરીને બેસતા. હાથમાં મોટો તંબુરો તે લેતા અને તાનસેન, મીરાંબાઇ, નાનક કે કબીરનાં ભક્તિપૂર્ણ ભજનો ગાતા અને આસપાસના પ્રદેશને ગજવી મુકતા. એમનું ભજન સાંભળવાને આડોશીપાડોશીઓ વગેરે સંખ્યાબંધ પુરૂષો એકઠા થતા અને ચારૂચંદ્ર એ સર્વેને ભક્તિરસમાં તરબોળતા અને તેમના સંસ્કારી પુત્ર હૃષીકેશચંદ્રને રસથી લદબદ કરી નાંખતા.

આ પ્રમાણે માતાપિતા પ્રત્યે સહજ પ્રેમવૃત્તિ ધરતો અને તેમનાં ઉત્તમ ચારિત્ર્ય અને જ્ઞાનથી અંજાયલો હૃષીકેશચંદ્ર તેમનો કાગળ વાંચતે વાંચતે માતાપિતાને નમન કરવા લાગ્યો. પ્રેમના ઉમળકાથી તેનું હૃદય ઉછળી રહ્યું. તેમની પવિત્ર મૂર્તિઓ તેની માનસિક દૃષ્ટિમાં ખડી થવા લાગી, અને વિવિધ માર્ગે તેને પ્રેરતી હોય તેવો ભાસ તેને થવા લાગ્યો. તેનો પૂજ્યભાવ વધવા લાગ્યો. પ્રેમના આવેશથી હૃષીકેશચંદ્ર બોલી ઉઠયોઃ “ મા, દેવી, હું તારો ઘણોજ આભારી છું. મારા બુદ્ધિવિકાસમાં તારો હાથ છે. તું ન હોત તો તારો આ બાળ, સંસારરૂપી સમુદ્રમાં ક્યાંયે ગોથાં ખાતો હોત! તેંજ

મને સારી શિખામણ અને હિંમત આપીને આ જગતમાં શુરવાર યોદ્ધા તરીકે જય પ્રાપ્ત કરવાને શૌર્યવાન કર્યો છે. તને સાષ્ટાંગ પ્રણામ છે."

માતાપિતાનો કાગળ ફરીથી બે ત્રણ વાર વંચાયો. વાંચ્યા પછી હૃષીકેશચંદ્રને કંઇક હર્ષ અને કંઇક ખેદ થયો. કેટલીક આશિર્વાદ રૂપે લખેલી શિખામણોથી તે રાજી થયો; પણ "ભાઇ, હવે તમે મોટા થયા; તમે લગ્ન કરો; અમારે હવે જીંદગીના પાછલા દિવસો કાશીમાં રહી વિશ્વનાથની પૂજામાં ગાળવા છે; તમે તમારૂં સંભાળી લ્યો; તમારૂં લગ્ન થઈ જાય એટલે અમે સુખેથી કાશી જઇએ." એ વાક્યો વાંચતે વાંચતે તેને ખેદ થયો. કાગળને મેજ ઉપર મુકી, બંને હાથને મસ્તકે દઇ, હૃષીકેશચંદ્ર મન સાથે કહેવા લાગ્યોઃ "અત્યારથી લગ્ન શું? અત્યારથી એ બંધન શું? લગ્ન થયું એટલે સ્વાતંત્ર્ય ગયું સમજવું; અને ભવિષ્યની સારી આશાઓ પણ નષ્ટ થયેલી જ માનવી!"

હૃષીકેશચંદ્રે ફરીથી કાગળ હાથમાં લીધો. થોડીક વાર તેના ઉપર દૃષ્ટિ ફેરવી; કેટલાક શબ્દો ફરી ફરી વાંચ્યા; વાંચતાં જ કાગળને બંધ કર્યો અને નીચેની લીટીઓ સહજ તેના મુખમાંથી નીકળી ગઈ.

( ઠુમરી )

જગ જડ ચેતન ભેદ ન જાણે તનથી તન આ મિલાવે રે.
સ્થૂલની માયા સ્થૂલને લાગે, સુક્ષ્મ સમીપ નવ આવે રે, જગ.

સુક્ષ્મની વીણા સુક્ષ્મ જ સમજે, જડને ખ્યાલ ન આવે રે,
જડ ચેતન જગ મિશ્રણ કરતું, ખોટે ખ્યાલે ભમાવે રે. જગ.

હૃદય-પ્રેમ તે પ્રેમ જ કહેવો, જગ જડ પ્રેમ કરાવે રે,
સ્થૂલ પ્રેમમાં પ્રેમ જ માની, પામર જનને ફસાવે રે. જગ.

તનનો રાગી તનને ચાહે, ગુણગ્રાહી ગુણ માગે રે,
હૃદયવિલાસી હૃદય જ શોધે, અન્ય વિલાસને ત્યાગેરે. જગ.

પોતાના મન સાથે તે કહેવા લાગ્યોઃ "માતાપિતા ભલે સુખેથી કાશી જાય. મારા લગ્ન સાથે તેને શો સંબંધ છે? લગ્નથી હું બંધનમાં પડીશ, સ્વતંત્રતાને ખોઇશ અને મારૂં ભાવી બગાડીશ."

ક્ષણવાર તે વિચાર કરતો બંધ રહ્યો; આમ તેમ જોવા લાગ્યો; શારદાદેવીનાં વચનોને સંભારવા લાગ્યો; દેવીનો બોધ તેની માનસિક

સૃષ્ટિમાં તરવરવા લાગ્યો, અને તેની દૃષ્ટિમાં સ્પષ્ટ દેખાવા લાગ્યો. કંઇક આવેશમાં આવીને તે મનમાં બોલી ઉઠયો: " મા, તું કહેતી હતી, ' કોઈની સ્વતંત્રતાને છીનવી લઇશ નહીં, ' તો પછી મારી સ્વતંત્રતાને તું કેમ છીનવી લે છે ? મારા વિચારોનેઃસ્વતંત્રતા આપ અને સ્વતંત્રપણે મને જીવનનો કાર્યક્રમ ઘડવા દે. "

હૃષીકેશચંદ્ર બોલતો બંધ થયો. તેનો આવેશ ધીમે ધીમે શમવા લાગ્યો. તે કંઇક સ્વસ્થ થયો, અને એક આરામ ખુરશી ઉપર પડયો. ફરીથી તે કાગળ વાંચવા લાગ્યો; ફરીથી તે વિચાર કરવા લાગ્યો: " મા, સ્વતંત્રતાનો જુસ્સો તેં મારા હૃદયમાં રેડયો છે; મારામાં વિચારની સ્વતંત્રતાને તેં કેળવી છે; મારા વિચારોને તેં અમુક માર્ગે વાળ્યા છે પણ તેમને દબાવી દીધા નથી; તો પછી આ દબાણ શા માટે ? "

અનેક વિચારોથી તેનું મસ્તક ઘેરાઇ ગયું. તે સર્વ વિચારોની વચમાં જગતની વિચિત્રતા પાછી પ્રત્યક્ષ ખડી થઇ રહી અને હૃષીકેશચંદ્ર આગળ ગાવા લાગ્યો:

પથ્થર સાથે રત્ન અફાળે, મૂર્ખ સુજન ભવ બાળે રે,
મન માને તે ખોળી જ લેવું, પાસર જગ નવ ન્હાળે રે. જગ.

હૃષીકેશચંદ્રનું ચિત્ત ચકડોળે ચ્હડયું. શારદાદેવીએ તેના હૃદયમાં સ્વતંત્રતાનો જુસ્સો રેડયો હતો અને એ જુસ્સાને અનુસરીને તે પોતાના વિચારોને ઘડી રહ્યો હતો. સ્વતંત્રતાને તે ઇચ્છતો અને કોઇની સ્વતંત્રતા ઉપર તે કદિ તરાપ મારતો નહીં. માતાનો બોધ સાંભળી પોતાને યોગ્ય લાગે તેવી સ્વતંત્ર રીતે તે બુદ્ધિનો વિકાસ કરતો. શારદાદેવીની સલાહ પણ તેવી જ હતી. હૃષીકેશચંદ્ર શારદાદેવી તરફ પૂજ્યભાવથી જોતો અને તેનું કહ્યું હમેશાં કરતો. પિતા તરફ તે બહુ માનની દૃષ્ટિથી જોતો અને તેમને મહા બુદ્ધિશાળી પુરૂષ ગણતો. પણ માતૃપ્રેમ કે પિતૃપ્રેમ કદિ તેના શુદ્ધ સ્વતંત્ર વિચારની આડે આવતો નહીં. હૃષીકેશચંદ્ર શુદ્ધ સ્વાતંત્ર્યને ચ્હાતો, તેને પોષતો, અને સર્વેમાં તેનો વિકાસ થયેલો જોવાની ઇચ્છા રાખતો. સ્વાતંત્ર્યપ્રેમીનું હૃદય સ્વાતંત્ર્યની લહેરોમાં ઝોલા ખાવા લાગ્યું અને હૃષીકેશચંદ્ર મસ્તકને ડોલાવતો મનમાં શારદાદેવીને કહેવા લાગ્યો: " મા, માત્

દેવી, દેવી; શારદાદેવી; આમ કેમ ? તું ચૂકી, તું ભૂલી: કે પુત્રપ્રેમે તને ઘેરી લીધી ? પણ—આ—આ—તારો આજ્ઞાંકિત પુત્ર લગ્નની બાબતમાં તારૂં કહ્યું નહીં કરે; મને ક્ષમા કરજે; માફ કરજે; મેં તારો બોલ કદી ઉથાપ્યો નથી પણ આટલી બાબતમાં ઉથાપું છું. મને ક્ષમા આપજે."

આમ કહેતે કહેતે હૃષીકેશચંદ્રે કાગળનો જવાબ લખવાનો અને લગ્ન સંબંધી પોતાની ઇચ્છા જણાવી દેવાનો નિશ્ચય કર્યો. મેજ ઉપર પડેલા એક પુસ્તકમાંથી કોરો કાગળ તેણે કહાડયો; કલમ હાથમાં લીધી; અને માતાપિતાને ઉત્તર લખવા લાગ્યો. કેટલીક બીજી વાતો લખ્યા પછી તેણે લખ્યું: "ઘણા ઉંડા વિચારથી અને સ્વદેશ કાર્યમાં ઉલ્લાસથી જોડાવાના નિશ્ચયથી મેં હાલમાં લગ્નનો વિચાર માંડી વાળ્યો છે. તમે લખશો ત્યારે તમને કાશી મુકી આવીશ."

પત્ર પુરો લખાયો, બીડાયો, અને તેના ઉપર શિરણામું કરીને તે મેજ ઉપર એક બાજુએ મુકાયો.

હૃષીકેશચંદ્રે બીજો પત્ર હાથમાં લીધો. તે પત્ર મુંબઇથી આવેલો હતો. તે તેના એક સહાધ્યાયી અને મિત્ર દીનબંધુનો હતો. એમ. એ. ની પરીક્ષા આપવાનો વિચાર હૃષીકેશચંદ્રે માંડી વાળ્યો છે એમ જાણીને તેણે તેને એ પત્ર લખ્યો હતો. કુશળવર્ત્તમાન પુછયા પછી તેણે પત્રમાં લખ્યું હતું: "તમે એમ. એ. ની પરીક્ષા આ-પવાનો વિચાર માંડી વાળ્યો એ ઠીક ન કર્યું. તમે પરણ્યા નથી; સંસારની ઝુંસરી હજી તમારે ગળે મુકાઇ નથી; એટલે તમે ફાવે તેમ નાચો, કુદો, અને ફાવે તેમ વર્તો. અણનાથ્યું આખલું ફાવે તેમ કુદે. હું જાતે તમને મળવાને આવનાર છું. બે ચાર દિવસમાં આવીશ. તે વખતે વધારે વાત કરીશું."

કાગળ વંચાયો. પોતાને અપાયલી ઉપમાથી હૃષીકેશચંદ્ર એક વાર તો ખડખડ હસ્યો. પછી કાગળ ઉપર અનેક વિચાર થયા અને પછી બંને કાગળોને તેણે એક પોટલીમાં બાંધ્યા. થોડાક દિવસ એમને એમ ચાલ્યા ગયા. હૃષીકેશચંદ્ર પાછો કંઇ વાંચવામાં અને કંઇ નવું જોવામાં રોકાયો. એવી રીતે બે ચાર દિવસ ચાલ્યા ગયા. એટલામાં એક દિવસે દીનબંધુ કનકપુર આવી પહોંચ્યો. બિપિન-ચંદ્રનું મકાન શોધતો શોધતો તે આવ્યો. દરવાજા આગળ બેઠેલો

સિપાઇ તેને હૃષીકેશચંદ્રની ઓરડી આગળ લઇ આવ્યો. ઓરડીનું બારણું બંધ હતું. અંદર હૃષીકેશચંદ્ર કંઇ વાંચતો અને વિચાર કરતો આરામ ખુરશી ઉપર પડેલો હતો. દીનબંધુએ એકદમ બારણું ઉઘાડ્યું અને અંદર આવ્યો. હૃષીકેશચંદ્રને વિચારમાં મગ્ન થયેલો જોઇને તે ક્ષણવાર થોભ્યો અને તેની બાજુએ ઉભો રહ્યો. તેનાં પગલાંના અવાજથી હૃષીકેશચંદ્ર જાણે વિચારમાંથી એકદમ જાગ્યો હોય તેમ ચમક્યો અને દીનબંધુ સામે જોવા લાગ્યો.

દીનબંધુ બોલી ઉઠ્યો: " કેમ ભાઈ, કંઈ રાજ્ય બાજ્ય લેવાના વિચાર કરો છો કે ? "

હૃષીકેશચંદ્ર તેને જોઇને આશ્ચર્ય પામતો એકદમ ઉભો થયો અને બોલી ઉઠ્યો: " ભાઇ, દીનબંધુ ? એટલામાં આવી પહોંચ્યો ? દીનબંધુ, તું તો ખરેખર દીનબંધુ જ છે, " એમ કહીને તે તેને ભેટી પડ્યો અને તેની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં. પછી બંને સ્વસ્થ ચિત્તે બેઠા અને હૃષીકેશચંદ્રે તેને કુશળ વર્ત્તમાન પુછ્યા.

કેટલાક વિચારોની સમાનતાને લીધે બંને વચ્ચે મિત્રાચારી બંધાઇ રહી હતી. દીનબંધુ સંસારી, ઘરબારી હતો, અને સંસારનું નાવ ઠેલવાને કુશળતા પ્રાપ્ત કરતો. પ્રથમ તે મનહરપુર ગયો હતો અને ત્યાં હૃષીકેશચંદ્ર નહીં મળવાથી તેને ખોળતો ખોળતો તે કનકપુર આવ્યો હતો. થોડીવાર પછી તે કહેવા લાગ્યો:

" તમને ખોળતો ખોળતો અહીં આવ્યો છું. "

" હું પંદરેક દિવસથી અહીં છું. " હૃષીકેશચંદ્રે ગંભીરતાથી જવાબ આપ્યો,

" પરીક્ષા પાસે આવે છે તેથી જલદીથી તમને મળવાને આવ્યો. "

" સારૂં કર્યું. " હૃષીકેશચંદ્ર રાજી થઇ મોં મલકાવીને કહેવા લાગ્યો.

" પણ તમે સારૂં શું કર્યું ? " ટાણો મારતો હોય તેમ દીનબંધુ બોલ્યો.

" મને ડિગ્રીની દરકાર નથી. "

" તમે એમ બોલો તે નભે, અમે બોલીએ તો ન નભે. "

" એમ કેમ ? "

"એમ કેમ તે, સંસારના સપાટા તમે હજી જોયા નથી." તમે હજી 'ફીલસુફી' ને જ જોયા કરો છો."

"હું સંસારથી દૂર રહેવા નથી માગતો. પણ સઘળા સુખને હું સંસારમાં સમાવી દેતો નથી, તેથી મારે સંસારી થવાની હજી વાર છે."

"ત્યારે પરીક્ષા આપવાની અને ડિગ્રી લેવાની ના કેમ કહો છો? તમે જગતમાં ઘણા પૈસાદાર અને નામાંકિત પુરૂષ થઇ શકો તેમ છે."

"દીનબંધુ, વખતે હું મોટો વકીલ, દાક્તર કે જડજ થઈ શકું; એજ કે બીજું? મારે તે થવું નથી. મારે દ્રવ્ય જોઇતું નથી. મારે કીર્તિ મેળવવી નથી. નોકરી કે વકીલાત મારે કરવી નથી. એ બધામાં અસત્ય વ્યવહાર અને સંસારની અસારતા જ મને ભાસે છે."

"તમને એવું બોલવું ફાવે, અમારા જેવાને ન ફાવે."

"આવી નાશવંત સમૃદ્ધિ મેળવવાને પુરૂષે પોતાની સઘળી શક્તિઓને શા માટે ખરચી નાંખવી જોઇએ?"

"ત્યારે જગતમાં કંઇ નામના કરો."

"નામના, એ માનવહૃદયનો મિથ્યા ભ્રમ છે. એ કંઇ ખરી વસ્તુ નથી. નામના કરનારાઓ ગરીબનું લઇ ગરીબને આપે છે."

"તમને ઇંગ્રેજી ભણેલાઓને તર્ક કરતાં આવડે; તર્ક તો તમારા બાપનો; પણ તર્ક અને અનુભવ એમાં ઘણો ફેર છે."

હૃષીકેશચંદ્ર બોલતો બંધ રહ્યો. જરા આડું જોઇને મેજ ઉપર પડેલાં પુસ્તકનાં પાનાં તે આમ તેમ ફેરવવા લાગ્યો. દીનબંધુ પણ ચુપ રહ્યો. આગળ શું કહેવું તે તેને સુઝયું નહીં. તેના મિત્રનો નિશ્ચય અડગ છે અને તેને ફેરવવાને તે અશક્તિવાન છે એવો ભાસ તેને થવા લાગ્યો. હવે શું કરવું તેનો વિચાર તે કરવા લાગ્યો. અનેક યુક્તિઓ તે ખોળવા લાગ્યો. અનેક તરંગોએ તેના મસ્તકને અગડોળે ચ્હડાવવા માંડયું. જે પરીક્ષાને દીનબંધુ પોતાનું સર્વસ્વ ગણતો તેની હૃષીકેશચંદ્રને કંઈ કિંમત નથી એમ જાણી તે કંઈક ખેદ અને કંઇક આશ્ચર્ય પામવા લાગ્યો. પણ દીનબંધુ ભુલ્યો હતો. તે હૃષીકેશચંદ્રના હૃદયને બરાબર સમજી શક્યો નહોતો. બંનેનાં લક્ષ્ય જુદાં હતાં. બંનેના જીવનનાં આદર્શો નિરાળાં હતાં.

દીનબંધુ પરીક્ષાને જીવનનું સર્વસ્વ માનતો અને તેને માટે સખત મહેનત કરતો. હૃષીકેશચંદ્ર જ્ઞાનને વધારે કિંમતી ગણતો અને પરીક્ષાને માટે બેદરકાર રહેતો. હૃષીકેશચંદ્રનો દૃઢ નિશ્ચય જોઇને દીનબંધુએ આખરે વાત ફેરવી વાળી અને કહેવા લાગ્યો:

"તમે પાછા મનહરપુર ક્યારે જશો ?"

"મા, મને તેડાવે છે, પણ હાલમાં મારે જવાનો વિચાર નથી. માનો કાગળ હમણાં આવ્યો છે; તે લગ્નને માટે ઉતાવળ કરે છે."

"ત્યારે લગ્ન કરી નાંખો કે એ સુખેથી કાશી જાય." દીનબંધુએ ધીમેથી જવાબ આપ્યો.

"અત્યારથી એ ઝુંસરી ગળે વળગાડી એટલે ભવિષ્યની સઘળી મોટી આશાઓ પાણીમાં ગઈ સમજવી."

"આટલા બધા પરણ્યા, શું તેમની આશાઓ પાણીમાં ગઇ ?"

"પાણીમાં ન ગઈ, પણ વિષય વાસનાઓથી દુષિત બની ધૂળ-ધાણી થઇ; એકનું એક જ. શું સ્ત્રીમાં જ બધું સુખ આવી રહ્યું છે ?" હૃષીકેશચંદ્ર જરા ધિક્કાર આણીને કહેવા લાગ્યો.

"શું ત્યારે સંસારથી દૂર ન્હાસતા ફરવું એમાં જ જીવનની બલિહારિ છે ?" કંઇક કરડી નજર કરીને દીનબંધુ જવાબ આપવા લાગ્યો.

"તમારા જેવા સ્વાર્થીઓએ જ જગતને બગાડ્યું છે."

"તમારા જેવા કાયર પુરૂષોએ જગતને નિર્વીર્ય કરી મુક્યું છે."

"જો ભગવાન બુદ્ધ અને શ્રીશંકરાચાર્યને કાયર પુરૂષો કહેતા હો તો ભલે મને કાયર કહો." જરા ક્રોધ કરી ભ્રૂકુટિ ચ્હડાવીને બેધડકપણે હૃષીકેશચંદ્ર જવાબ આપવા લાગ્યો.

"એમના જેવા પુરૂષો તો જગતમાં વિરલા જ હોય !"

"મારે એ વિરલા પુરૂષોમાંના એક થવું છે, અને લોકકલ્યાણ કરવું છે."

"ગાંઠનું ગોપીચંદન અને વેરાગી થવા વહેલો આવનાર તમારા જેવો ડાહ્યો પુરૂષ જગતમાં કોક જ હશે !"

"એમ કેમ તે, સંસારના સપાટા તમે હજી જોયા નથી." તમે હજી 'ફીલસુફી' ને જ જોયા કરો છો."

"હું સંસારથી દૂર રહેવા નથી માગતો. પણ સઘળા સુખને હું સંસારમાં સમાવી દેતો નથી, તેથી મારે સંસારી થવાની હજી વાર છે."

"ત્યારે પરીક્ષા આપવાની અને ડિગ્રી લેવાની ના કેમ કહો છો? તમે જગતમાં ઘણા પૈસાદાર અને નામાંકિત પુરૂષ થઇ શકો તેમ છે."

"દીનબંધુ, વખતે હું મોટો વકીલ, દાક્તર કે જડજ થઈ શકું; એજ કે બીજું? મારે તે થવું નથી. મારે દ્રવ્ય જોઇતું નથી. મારે કીર્તિ મેળવવી નથી. નોકરી કે વકીલાત મારે કરવી નથી. એ બધામાં અસત્ય વ્યવહાર અને સંસારની અસારતા જ મને ભાસે છે."

"તમને એવું બોલવું ફાવે, અમારા જેવાને ન ફાવે."

"આવી નાશવંત સમૃદ્ધિ મેળવવાને પુરૂષે પોતાની સઘળી શક્તિઓને શા માટે ખરચી નાંખવી જોઇએ?"

"ત્યારે જગતમાં કંઇ નામના કરો."

"નામના, એ માનવહૃદયનો મિથ્યા ભ્રમ છે. એ કંઇ ખરી વસ્તુ નથી. નામના કરનારાઓ ગરીબનું લઇ ગરીબને આપે છે."

"તમને ઇંગ્રેજી ભણેલાઓને તર્ક કરતાં આવડે; તર્ક તો તમારા બાપનો; પણ તર્ક અને અનુભવ એમાં ઘણો ફેર છે.".

હૃષીકેશચંદ્ર બોલતો બંધ રહ્યો. જરા આડું જોઇને મેજ ઉપર પડેલાં પુસ્તકનાં પાનાં તે આમ તેમ ફેરવવા લાગ્યો. દીનબંધુ પણ ચુપ રહ્યો. આગળ શું કહેવું તે તેને સુઝયું નહીં. તેના મિત્રનો નિશ્ચય અડગ છે અને તેને ફેરવવાને તે અશક્તિવાન છે એવો ભાસ તેને થવા લાગ્યો. હવે શું કરવું તેનો વિચાર તે કરવા લાગ્યો. અનેક યુક્તિઓ તે ખોળવા લાગ્યો. અનેક તરંગોએ તેના મસ્તકને અગડોળે ચ્હડાવવા માંડયું. જે પરીક્ષાને દીનબંધુ પોતાનું સર્વસ્વ ગણતો તેની હૃષીકેશચંદ્રને કંઈ કિંમત નથી એમ જાણી તે કંઈક ખેદ અને કંઇક આશ્ચર્ય પામવા લાગ્યો. પણ દીનબંધુ ભૂલ્યો હતો. તે હૃષીકેશચંદ્રના હૃદયને બરાબર સમજી શક્યો નહોતો. બંનેનાં લક્ષ્ય જુદાં હતાં. બંનેના જીવનનાં આદર્શો નિરાળાં હતાં.

દીનબંધુ પરીક્ષાને જીવનનું સર્વસ્વ માનતો અને તેને માટે સખત મહેનત કરતો. હૃષીકેશચંદ્ર જ્ઞાનને વધારે કિંમતી ગણતો અને પરીક્ષાને માટે બેદરકાર રહેતો. હૃષીકેશચંદ્રનો દૃઢ નિશ્ચય જોઇને દીનબંધુએ આખરે વાત ફેરવી વાળી અને કહેવા લાગ્યો:

"તમે પાછા મનહરપુર ક્યારે જશો?"

"મા, મને તેડાવે છે, પણ હાલમાં મારે જવાનો વિચાર નથી. માનો કાગળ હમણાં આવ્યો છે; તે લગ્નને માટે ઉતાવળ કરે છે."

"ત્યારે લગ્ન કરી નાંખો કે એ સુખેથી કાશી જાય." દીનબંધુએ ધીમેથી જવાબ આપ્યો.

"અત્યારથી એ ઝુંસરી ગળે વળગાડી એટલે ભવિષ્યની સઘળી મોટી આશાઓ પાણીમાં ગઇ સમજવી."

"આટલા બધા પરણ્યા, શું તેમની આશાઓ પાણીમાં ગઇ?"

"પાણીમાં ન ગઇ, પણ વિષયવાસનાઓથી દુષિત બની ધૂળધાણી થઇ; એકનું એક જ. શું સ્ત્રીમાં જ બધું સુખ આવી રહ્યું છે?" હૃષીકેશચંદ્ર જરા ધિક્કાર આણીને કહેવા લાગ્યો.

"શું ત્યારે સંસારથી દૂર ન્હાસતા ફરવું એમાં જ જીવનની બલિહારિ છે?" કંઇક કરડી નજર કરીને દીનબંધુ જવાબ આપવા લાગ્યો.

"તમારા જેવા સ્વાર્થીઓએ જ જગતને બગાડ્યું છે."

"તમારા જેવા કાયર પુરૂષોએ જગતને નિર્વીર્ય કરી મુક્યું છે."

"જો ભગવાન બુદ્ધ અને શ્રીશંકરાચાર્યને કાયર પુરૂષો કહેતા હો તો ભલે મને કાયર કહો." જરા ક્રોધ કરી ભ્રૂકુટિ ચ્હડાવીને બેધડકપણે હૃષીકેશચંદ્ર જવાબ આપવા લાગ્યો.

"એમના જેવા પુરૂષો તો જગતમાં વિરલા જ હોય!"

"મારે એ વિરલા પુરૂષોમાંના એક થવું છે, અને લોકકલ્યાણ કરવું છે."

"ગાંઠનું ગોપીચંદન અને વેરાગી થવા વહેલો આવનાર તમારા જેવો ડાહ્યો પુરૂષ જગતમાં કોક જ હશે!"

હૃષીકેશચંદ્ર ખડખડ હસ્યો અને થોડીવારે સાંભળી રહ્યો. પછી દીનબંધુ સામે તે જોવા લાગ્યો અને ખેદથી મનમાં કહેવા લાગ્યો:

"દીનબંધુ, તારી બુદ્ધિ સંસ્કારી નથી. રૂપિઆ, આના, અને પાઇથી જ તું સઘળી વસ્તુઓની કિંમત આંકે છે; પણ તારો એમાં વાંક નથી. પરવશ પ્રજાનું હૃદય એવુંજ હોય."

પછી મોટેથી તે બોલી ઉઠ્યો: "દીનબંધુ, તું એમ કેમ બોલે છે?"

દીન૦—હું શું ખોટું બોલું છું? માતાપિતા વૃદ્ધ થયાં, તેમને રઝળતાં મુકીને ભાઈ લોકસેવા કરવા નીકળ્યા છે! ઉંહ, દેશસેવા અને લોકસેવા એ તો બધી મિથ્યા કલ્પનાઓ છે.

હૃષી૦—દીનબંધુ, તારા વિચારો હજી આવા ને આવા જ રહ્યા. તમે છાણના કીડા છાણમાં જ મરવાના.

દીન૦—ભાઇ, કહેવું સહેલ છે પણ કરવું કઠણ છે. લોકકલ્યાણ કે સ્વદેશકાર્યના રસ્તામાં ફુલ પાથરેલાં નથી. તેમાં તો કાંટા પાથરેલા છે. રસ્તો ઘણો વિકટ છે. ભલભલા તેમાં ગોથાં ખાઇ જાય છે, માટે ખુબ વિચાર કરજો. શું સંસારમાં રહીને લોકકલ્યાણનાં કામો થતાં નથી?

હૃષી૦—લોકકલ્યાણ કરવામાં સંસાર અંતરાયરૂપ છે.

દીન૦—તમારે એવું શું કરવું છે કે તમે સંસારને અંતરાયરૂપ ગણો છો?

હૃષી૦—દીનબંધુ, આ શરીર નાશવંત છે. તેને જગતની સેવામાં જેટલું અર્પાય તેટલું ઓછું છે. જગતની સેવામાં જ એનો નાશ થવા દે.

દીન૦—તમારા જેવું બોલનારા હિંદમાં ઘણા છે. કેટલાએ જગતની સેવામાં દેહને અર્પણ કર્યો? બધી પંચાત મુકી દઇને સુખેથી લગ્ન કરો અને સંસારને ભોગવો. એ તો આપણાં કામ ન હોય.

હૃષી૦—આપણાં કામ ન હોય તો કોનાં હોય? એ કરનારને શું બે માથાં હશે? આપણે હાથે કરીને જ આપણી કિંમત ઓછી કરીએ છીએ.

થોડીવાર હૃષીકેશચંદ્ર છાનો રહ્યો. ભારતવર્ષની ગરિબાઇના વિચાર તેના મનમાં ખડા થયા. તેનું હૃદય ચિરાયું. અંતર્વ્યથાનાં ચિન્હ

તેના મુખ ઉપર પ્રદર્શિત થઇ રહ્યાં અને ગદ્‌ગદ કંઠે હૃષીકેશચંદ્ર કહેવા લાગ્યોઃ—

"સમસ્ત ભારતવર્ષ અજ્ઞાન અને દારિદ્રયમાં ડુબી રહેલું છે. લોકોને ખરા જ્ઞાનની જરૂર છે. એ જ્ઞાન તેમને આપવું અને તેમનું દારિદ્ર્ય ટાળવું, એના જેવું પુણ્યદાયી કાર્ય બીજું કયું છે ?"

બોલતે બોલતે હૃષીકેશચંદ્રનું હૈયું ભરાઇ આવ્યું. તેનાથી બહુ બોલી શકાયું નહીં. સ્વદેશપ્રીતિથી તેનું હૃદય ઉછળવા લાગ્યું, અને તેનો અંતરાત્મા સ્વદેશીઓની અજ્ઞાનમૂલક દુઃખી સ્થિતથી જાણે બળતો હોય તેવો ભાસ દીનબંધુને થવા લાગ્યો. હૃષીકેશચંદ્રના મુખ ઉપર દુઃખની લાગણીનાં ચિન્હો છવાઈ રહ્યાં. તેનો કંઠ વધારે ગદ્‌ગદિત થઇ રહ્યો. દીનબંધુ તેના અંતરની વેદના સમજી ગયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો : "અહાહા, કેવી અગાધ લોકલાગણી! અત્યાર સુધી હું જાણતો નહોતો કે આવી ઉંડી દેશદાઝથી હૃષીકેશચંદ્રનું હૃદય અલંકૃત થઇ રહેલું છે. ધન્ય છે, હૃષીકેષચંદ્ર તમને, અને તમારી સાથે મિત્રાચારી કરી તેથી મારી જાતને પણ હું ધન્ય માનું છું."

એટલામાં હૃષીકેશચંદ્ર પાછો બોલી ઉઠયોઃ "આપણા ભારતવાસીઓનાં અજ્ઞાન અને દારિદ્ર્યથી મારૂં હૃદય દુઃખાય છે. તે મારાથી જોઇ શકાતાં નથી. કેટલું બધું અજ્ઞાન અને કેટલું બધું દારિદ્રય ! એ બંનેને દૂર કરવાને તેમને ઉત્તમ સત્ય જ્ઞાન આપવું એના જેવું બીજું શ્રેયસ્કર કાર્ય કયું છે ? એ કાર્યની આગળ લગ્ન, સંસાર, સર્વ વાતો મને નિર્માલ્ય અને અધમ લાગે છે."

હૃષીકેશચંદ્ર બોલતો અટકયો; તેના હૃદયની લાગણીઓએ તેને ઘેરી લીધો. દીનબંધુ તેના સઘળા ભાવોને સમજી ગયો, અને બહુ નમ્રતાથી પુછવા લાગ્યોઃ "તમે સત્ય જ્ઞાન શેને કહો છો ?"

હૃષી૦—ભાઇ, હું મોટી મોટી વેદાન્તની વાતો કરતો નથી, તેમ તેને માટે મને અભાવ પણ નથી. પણ હમણાં તો 'કર્ત્તવ્યનું ભાન' એટલાને જ હું જ્ઞાન કહું છું.

દીન૦—કર્ત્તવ્ય તમે કોને કહો છો ?

હૃષી૦—કર્ત્તવ્ય બે પ્રકારનાં છે. એક વ્યાવહારિક અને બીજું પારમાર્થિક.

દીન૦—ત્યારે જ્ઞાનના પણ બે પ્રકાર થશે. એક વ્યાવહારિક જ્ઞાન અને બીજું પારમાર્થિક.

હૃષી૦—હા, તેમજ.

દીન૦—આપણાં શાસ્ત્રોએ તો પારમાર્થિક જ્ઞાનને શ્રેષ્ઠ ગણેલું છે.

હૃષી૦—હા, ખરૂં; પણ મારા મિત્ર, જ્યાં પ્રથમ અન્નની જરૂર છે ત્યાં તમે ઇશ્વર સંબંધી વાતો કરશો તો પેટ ભરાશે? ભારતવર્ષને અન્નની જરૂર છે. તેને માટે તેને વ્યાવહારિક જ્ઞાન પ્રથમ આપો.

દીન૦—એવું જ્ઞાન શાળાઓમાં અપાય છે.

હૃષી૦—એ તો માત્ર અક્ષરજ્ઞાન છે. જેનાથી મનુષ્યોનાં શરીર બળવાન થાય, હૃદય વિશાળ બને, બુદ્ધિ ખીલે, અને તેઓ સ્વતંત્રપણે ઉદ્યોગ કરવાને શક્તિવાન થાય એવા જ્ઞાનને હું વ્યાવહારિક જ્ઞાન કહું છું. એ જ્ઞાન ભારતવાસીઓને આપવામાં આ મારા દેહનો ભોગ અપાઇ જાય તો પણ શું!

થોડી વાર ચુપ રહી હૃષીકેશચંદ્ર પાછો બોલ્યોઃ—

"ભાઇ, ભારતવાસીઓને ખરૂં જ્ઞાન આપો અને તેમને ખરા મનુષ્યો બનાવો."

આમ બોલતે બોલતે હૃષીકેશચંદ્રના ભવ્ય લલાટ ઉપર દેશદાઝનાં ચિન્હ છવાઇ રહ્યાં. તે જોઇને દીનબંધુ હૃષીકેશચંદ્રના વિશાળ ભાવોને સમજી ગયો. આવું મહત્ત્વનું કાર્ય કરવાને પ્રવૃત્ત થયેલા હૃષીકેશચંદ્રને લગ્ન બંધનરૂપ છે એમ હવે તેને ધીમે ધીમે સમજાવા લાગ્યું. તેની સામું જોતો જોતો તે મનમાં બોલ્યોઃ

"वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि कोनु विज्ञातुमर्हति. ॥

"હૃષીકેશચંદ્ર, હું તમારી સાથે આટલા બધા દિવસ રહ્યો પણ તમને બરાબર ઓળખી શક્યો નહોતો. હીરો ધૂળમાં જ દટાઈ રહ્યો હતો. આજે હું તમને બરાબર સમજી શક્યો. અમૃતનું પાન મુકીને પાણીને કોણ પીશે? સ્વાતંત્ર્યપ્રેમી મનુષ્ય પારતંત્ર્યને કેમ ભોગવશે? લગ્ન પણ તેને મન તો બંધનરૂપ જ હોય! હા ભાઇ,

ખરૂં છે, ખરૂં છે. હવે હું સમજ્યો. તમારા હૃદયને ઓળખી શક્યો."

હૃષીકેશચંદ્ર સર્વેને મન એક સાધારણ મનુષ્ય ભાસતો પણ તેનો અંતરાત્મા કોઇ જુદી જ સૃષ્ટિમાં વિચરતો અને જુદી જ કલ્પનાઓમાં તે ઉડતો.

દીનબંધુ થોડીવાર બોલતો બંધ થયો. હૃષીકેશચંદ્રની પાસે બેસવાથી ક્ષણવાર તેનું હૃદય ઉચ્ચ હવામાં ઉડી રહ્યું હતું, પણ તે તેના જેટલો સંસ્કારી નહોતો. સંસારની જંજાળમાં તે લપટાયલો હતો. માતાપિતા, ઘરબાર, કુટુંબકબીલો, છોકરાં છૈયાં વગેરેના વિચારો પાછા તેના મનને ઘેરવા લાગ્યા. ખારા પાણીનું માછલું મીઠા પાણીમાં બહુવાર ટકી શક્યું નહીં. મહાત્માની પાસે બેસે ત્યાં સુધી સંસારીઓ ક્ષણવાર પારમાર્થિક વિચારોને સેવે છે પણ ઘેર ગયા પછી તેમનું જંજાળી હૃદય પાછું સંસારવાસનાઓને જ નોતરે છે.

દીનબંધુ સ્વભાવે શાંત, સાલસ અને ઉદાર હતો. તે હૃષીકેશચંદ્રની સાથે રહેતો અને અભ્યાસ કરતો. હૃષીકેશચંદ્રના સહવાસથી અને કંઇક તેના સ્વાભાવિક સંસ્કારોથી દીનબંધુમાં કેટલાક ઉંચા ગુણો વસી રહ્યા હતા. પણ તે સંસારી અને કુટુંબકબીલાવાળો હોવાથી તે ગુણોને ખીલવવાને કે તે પ્રમાણે જગતમાં ઉત્તમ કાર્યો કરવાને તે પુરતો અવકાશ મેળવી શકતો નહોતો. તેનાં માતાપિતા હજી જીવતાં હતાં. તે જુના વિચારનાં હતાં. દીનબંધુનું લગ્ન નાનપણથી થયેલું હતું અને તેથી ઘરમાં સાસુ વહુના, નણંદ ભોજાઇના, વગેરે ટંટાઓ તેને કાને આવતા અને તેના સાલસ હૃદયને વલોવી નાંખતા. દીનબંધુ સ્વભાવે શાંત હતો એટલે બંને બાજુઓની હકીકત સાંભળતો અને બંનેના મનનું સમાધાન કરતો. પણ એ ફરિયાદોની તેના મન ઉપર અસર એ થતી કે તેને લીધે દીનબંધુ પોતાનો અભ્યાસ તો ગમે તેમ કરીને મનને ઠેકાણે રાખીને કરતો, પણ તે શિવાય બીજા પારમાર્થિક વિચારો સેવવાનો તેને અવકાશ રહેતો નહીં. રાતદિવસ તેના હૃદય ઉપર સંસારના કજીઆ, કંકાસ, અને કચકચોના પ્રહાર થયા જ કરતા. એથી કરીને દીનબંધુ સદાએ સંસારમાં લપટાયલો, ઝકડાયલો અને પલોટાયલો જ રહેતો.

દીનબંધુની સ્ત્રીનું નામ ભાગીરથી હતું. તે સ્વભાવે આળસુ, જક્કી અને ક્રોધી હતી. તે અભણ હતી છતાં 'હું ડાહી છું' એવો

તેના મનમાં ફાંકો હતો. દીનબંધુ જરા શિખામણ આપે તો તે માને તો શેની પણ ઉલટી સામી બાઝે. દીનબંધુ તેને ઘણુંએ સમજાવે પણ તે એકની બે થાય નહીં અને પોતાનું ધાર્યું જ કરે. આખો દિવસ તે વાતો અને કુથલી કરવામાં ગાળે અને ઘરના કામમાં એને જીવ મળે નહીં. સવારના પહોરમાં એ બે ચાર ઘેર ફરી આવે ત્યારે એને જંપ વળે. સાસુ કે નણંદને બે ચાર બોલ સંભળાવે કે રોકડો જવાબ પરખાવે ત્યારે એના જીવને સંતોષ થાય. બિચારો દીનબંધુ આખો દિવસ કામ કરે; ઘડીએ નવરા બેસવું એને ગમે નહીં; ભાઇ મોટા મોટા વિચાર કરે; પણ વહુ ત્યારે એવાં. દીનબંધુ તેનાથી થાકીને કંટાળી ગયો હતો, પણ નાનપણથી લગ્ન થયેલું એટલે કરે શું? ઘરના આ તમાશા હોવાથી દીનબંધુનો જીવ રાત દિવસ સંસારના કાથાકબલામાં જ પરોવાઇ રહેતો અને એને બીજું કંઇ કરવાનો સમય મળતો નહીં.

હૃષીકેશચંદ્રના વિચારો સાંભળીને ક્ષણવાર તો દીનબંધુ ઉચ્ચ અવસ્થાને ભોગવવા લાગ્યો, પણ થોડીવારમાં પાછું તેનું મન સંસાર તરફ વળવા લાગ્યું. ઘર સાંભર્યું. સંસારની અનેક પંચાતો તેના મગજમાં તરી આવવા લાગી. કુટુંબના વિવિધ તમાશાઓના ચિતાર તેના મનમાં ખડા થવા લાગ્યા. સંસારના બંધનમાં બંધાયલો દીનબંધુ સંસારને જ જોવા લાગ્યો, અને તેમાંથી છુટા શી રીતે થવાય તેનો વિચાર કરવા લાગ્યો. તે મનમાં મુંઝાયો અને આખરે નિસાસો મુકીને હૃષીકેશચંદ્રને કહેવા લાગ્યો: " ભાઇ, તમે એવા વિચારો કરો તે તમને પરવડે; અમારા જેવા હોય તે એવા વિચાર શી રીતે કરે? અમે સંસારથી છુટા કેવી રીતે થઇએ ? "

" ભાઈ, તમારી બાયડી આગળ તમારૂં કંઇ ચાલતું નથી એમજ કહો ને. " હૃષીકેશચંદ્ર જરા મ્હેણું મારતો હોય તેવી રીતે ઉત્તર આપવા લાગ્યો.

દીનબંધુ સાંભળી રહ્યો. જવાબ શો આપવો તે એને સુઝયું નહીં.

ક્ષણવાર થોભ્યા પછી પાછો હૃષીકેશચંદ્ર કહેવા લાગ્યો: " સંસારમાંથી છુટા થવું હોય તો થવાય, પણ તે થવાની તમારામાં ઇચ્છાએ નથી અને શક્તિએ નથી. તમે સંસારમાં એટલા બધા રચીપચી રહેલા છો કે તમારાથી હવે છુટી શકાતું નથી. "

દીન૦—ભાઇ, બોલવું સહેલું છે, પણ કરવું સહેલું નથી.

આગળ શું બોલવું અને શું કરવું તે દીનબંધુને સુઝયું નહીં. એક બાજુએ સંસારના વિચાર અને બીજી બાજુએ હૃષીકેશચંદ્રના વિચારોની સત્યતા, એ બંને વચ્ચે તેનું મગજ અથડાવા લાગ્યું. થોડીવાર ચુપ રહીને તે આગળ કહેવા લાગ્યોઃ "ભાઇ, મારી સ્થિતિ કફોડી છે. હું શું કરૂં ?"

હૃષીકેશચંદ્રને જરા ગુસ્સો આવ્યો અને તે કંટાળીને બોલ્યોઃ "શું કરૂં તે પોક મુકીને રૂવો."

દીન૦—રોવા જેવું તો ધણી વાર થઇ જાય છે પણ મનને રોકી રાખું છું.

હૃષી૦—ભાઇ, એમ રોયાથી સંસાર જીતાતો નથી, પણ તેની સામે થવાથી તે જીતાય છે.

દીન૦—સમાજમાં અજ્ઞાનના થરના થર બાઝી ગયેલા છે તે શી રીતે દૂર કરાય ?

હૃષી૦—કાળે કરીને તે દૂર થઇ શકે. ખંત અને મહેનત આગળ કશુંએ અશક્ય નથી.

દીન૦—પણ સમાજને સુધારવી તે સંસારમાં રહીને કે તેનાથી દૂર ન્હાસીને ?

હૃષી૦—સંસારીએ સંસારમાં રહીને અને ત્યાગીએ તેના દ્રષ્ટા થઇને.

દીન૦—તમે કહો છો તે ખરૂં છે. પણ લ્યો આ કાગળ, વાંચી જુઓ, અને પછી કહો કે મારે શું કરવું. એ કાગળ તમારી ભાભીનો છે. ભાઇ, વાંચો અને પછી કહો. અમારા જેવી સ્થિતિમાં તમે મુકાયા હો, ત્યારે તમને ખબર પડે. લ્યો આ કાગળ.

એમ કહીને દીનબંધુએ એક કાગળ ગજવામાંથી કહાડયો અને તે હૃષીકેશચંદ્રને આપ્યો. હૃષીકેશચંદ્ર તે વાંચવા લાગ્યો અને હસતે હસતે બોલી ઉઠયોઃ "ભાઇ, ભાગીરથીભાભીને તો લખતાં આવડતું નથી, તો પછી આ કાગળ કોણે લખ્યો ?"

"લખતાં ન આવડે, પણ લખાવતાંયે ન આવડે ? એટલી તો અક્કલ હોય !" દીનબંધુએ જવાબ આપ્યો અને બંને જણ એક બીજાની સામે જોઇને હસ્યા.

હૃષીકેશચંદ્રે કાગળ વાંચવા માંડયો. થોડીક લીંટીઓ મનમાં વાંચી અને થોડીક મોટેથી વાંચવા લાગ્યો: "તમારે તો મુંબઇમાં પડી રહેવું અને અમને આ ગામડામાં નાંખી મુકવાં. આખો દિવસ કામ, કામ, ને કામ. ન કંઇ સારૂં ખવાય, ન કંઇ સારૂં પહેરાય, કે ના કંઇ બહાર જવાય. આખો દિવસ કામમાં ને કામમાં. આખો દિવસ દળણું દળીએ અને પાછું સવારે બધુંએ ફોક. જાણે કશુંએ કર્યું જ નથી. બળયો આ સંસાર. કઇ નવરીએ માંડયો હશે. તમારે તો ભણવાનું, ભણવાનું તે કયાં સુધી? ત્યારે પરણ્યાતા શું કરવા? ઘરમાં મા, બાપા, કે બહેન કરે તે થાય. સારૂં લુગડું કે ઘરેણું તો બહેન પહેરે. બહેન મોંને પુછીને ખાય, અને કામ કરતી વખતે ઘરની વહુ; અને આ કીકાને ઝભલું જોઇએ તે તો મારે પીયેરથી લાવવાનું. જો જો ન્યાય!"

હૃષીકેશચંદ્ર કાગળ વાંચીને હસવા લાગ્યો.

દીનબંધુ બોલી ઉઠયો: "એ કાગળ વાંચ્યો; હવે આ બીજો વાંચી જુઓ. એ મારી માનો કાગળ છે. પછી એ બંનેનો રસ્તો કહાડો."

એમ બોલીને દીનબંધુએ બીજો કાગળ કહાડયો અને હૃષીકેશચંદ્રના હાથમાં આપ્યો. તે વાંચવા લાગ્યો. તેમાંની થોડી નીચેની લીંટીઓ તેણે તાણીને વાંચી:—

"ભાઇ, હવે તો, બાપા, તું આ તારી બાયડીને લઇ જા. અમે તો થાક્યાં. વહાણું વાયુ કે એને તો આ ઘર ને પેલું ઘર કરવાને જોઇએ. કામમાં ઠારકો મળે નહીં. કામ કરવું એને ગમે નહીં. આખો દિવસ વાતો જ વાતો. કામ કહીએ કે એના મોંનો તોબરો ચ્હડે. કશું કહીએ કે સ્હામો જવાબ દે. રસોઇ કરતાં તો એને આવડે નહીં. એની માએ કોણ જાણે એને શું શિખવ્યું હશે! હવે તો બાપા, એને લઇ જા. એ તો બોલે પણ એનાં પીયેરીયાંએ પણ બોલે, એ તે કેમ વેઠાય? ચાર દિવસ વેઠાય પણ આ તો રોજનું થયું. કીકાને ઝભલાં શિવડાવીએ તો કહે છે 'મારાં માબાપને મળતું નથી કે શું? આટલા ચીંથરા માટે મારાં માબાપને શીદ લજવો છો?"

દીન૦—ભાઈ કહો, તમારા એલ. એલ. બી.ઓ, બારીસ્ટરો, એડવોકેટો કે જડજો, આનો નિકાલ લાવે તેમ છે? ઉપરથી બ્રહ્મા ઉતરે પણ આમને સમજાવી શકે તેમ છે?

એ સાંભળીને હૃષીકેશચંદ્ર એક વાર તો ખૂબ હસ્યો. થોડીવાર તે વિચાર કરવા લાગ્યો. કુટુંબકલહનું કારણ શું છે તે શોધવા લાગ્યો. પછી દીનબંધુને જવાબ આપવા લાગ્યો: “ભાઇ, એ બધા કંકાસનું મૂળ અજ્ઞાન છે, અને એ અજ્ઞાનને માટે તમે કેળવાયલા પુરૂષો જવાબદાર છો.”

દીનબંધુ હૃષીકેશચંદ્રના શબ્દો ઉપર વિચાર કરતો તેના તરફ જોઇ રહ્યો. પછી તેણે એક ત્રીજો કાગળ ગજવામાંથી કહાડયો અને હૃષીકેશચંદ્રની આગળ ધરી તેને કહેવા લાગ્યો: “હવે એક આ ત્રીજો કાગળ વાંચી જુઓ.”

હૃષીકેશ૦—તું તો તારાં રોદણાં જ રડયા કરે છે.

દીન૦—હા, કંઇક મારાં રોદણાં રડવાને પણ હું અહીં આવ્યો છું. મારા સુખદુ:ખની વાત તમારા વગર બીજા કોને કહું? લ્યો આ ત્રીજો કાગળ. એ મારી બહેનનો છે.

હૃષીકેશચંદ્રે કાગળ હાથમાં લીધો અને થોડો વાંચ્યો, પણ હસવા લાગ્યો અને મોટેથી વાંચવા લાગ્યો:

“ભાઇ, આ ભાગીરથીભાભી તો અમને હાથ હાથ જીભ કહડાવે છે. એમનો વાંક તો તમને વસે નહીં. કોણ જાણે તમે એ-મના ઉપર કેમ મોહી પડયા છો! અમે તો જાણે એમનાં દુસ્મન. કહો તો હવે ઘર મુકીને ચાલ્યાં જઇએ. હું તો મારે સાસરે જઇશ, ચાર દહાડા પીયેર આવતી હઇશ તે નહીં આવું. પણ આ બા અને બાપા કયાં જશે? તમારે તો એમને કશુંએ કહેવું નહીં! જરા એ અક્ષર બાયડીને કહેવા તો પડે. આમ છેક બહેકાવી મુકાય નહીં.”

દીનબંધુ ખડખડ હસ્યો અને બોલ્યો: “હૃષીકેશભાઇ, જુઓ, આ અમારા ઘરના તાલ. આ હિંદુ સંસારના ભવાડા. આ બાળ-લગ્નની ફજેતી. જુઓ, મારી સ્થિતિ કેવી કફોડી છે! સુડી વચ્ચે સોપારી જેવી મારી દશા છે. કહો, મારે હવે શું કરવું? આ કુભારજાને તે કયાં મુકી આવું?”

હૃષીકેશચંદ્ર વચમાં બોલી ઉઠયો: “ભાઇ, ક્રોધ કરવાથી શો

ફાયદો ? એ તે કુંભારના ઘરનું હાંલ્લું છે કે બદલી લવાય ? એ તો 'પડ્યું પાનું નભાવી લે' એજ રસ્તો."

"ભાઇ, હું ઘણો કાયર થઇ ગયો છું. મને કંઇ સુઝતું નથી." દાનબંધુએ દીનપણે જવાબ આપ્યો.

" દાનબંધુ, સંસારમાં ધીરાનું કામ છે, કાયરનું કામ નથી." એમ કહી હૃષીકેશચંદ્ર તેને આશ્વાસન આપવા લાગ્યો.

દીન૦—ભાઇ, મેં બહુ દિવસ ધીરજ રાખી, હવે તે રહેતી નથી.

હૃષીકેશચંદ્ર—જેમ હોય તેમ નભાવી લેવું અને મનની શાંતિ ખોવી નહીં એમાં જ ડાહ્યાઓનું ડહાપણ અને પુરૂષનું પુરૂષાતન રહેલું છે.

દીન૦—ભાઇ, હું એ બધું સમજું છું; પણ મન ઉપર કાબુ રહી શકતો નથી.

હૃષી૦—તમે ભણ્યા, ગણ્યા, અને તમારામાં એટલો સંયમ ન આવ્યો, તો પછી બળ્યું તમારૂં ભણવું અને બળો તમારી વિદ્યા.

પીયુષકાન્ત થોડીવારથી ત્યાં આવીને બેઠો હતો. બંને મિત્રો વચ્ચે ચાલતી વાતચીત તે સાંભળતો હતો. ઇંગ્રેજી કૉલેજનો તે વિદ્યાર્થી હતો. હિંદુઓના જુના રીતરિવાજોને તે વખોડતો અને તેમને સ્થાને ઇંગ્રેજોની રીતભાત સ્વીકારવાનો તે આગ્રહ કરતો. દીનબંધુની સાંસારિક સ્થિતિ વિષે સાંભળીને તે બોલી ઉઠયો: "બળ્યા આ આપણા હિંદુઓના રીતરિવાજ અને બળી આપણી સંસ્થાઓ. ડૅમ્ ધેમ્."

ત્રણે જણ એકઠા બેઠા હતા એટલામાં એક માણસ કાગળ લઇને અંદર આવ્યો. તે કાગળ દીનબંધુનો હતો. તેના પિતાએ તે લખ્યો હતો અને તેને ઘેર તેડાવ્યો હતો. કાગળ હાથમાં લઇને દીનબંધુએ વાંચ્યો અને પોતાને ગામ જવાની તૈયારી કરવા લાગ્યો. દીનબંધુનો ઘણો આગ્રહ હોવાથી હૃષીકેશચંદ્ર પણ તેને ગામ જવા તૈયાર થયો, અને બંને મિત્રો જમી પરવારીને કનકપુરથી નીકળ્યા.

બીજે દિવસે બપોરે તેઓ પહોંચ્યા. બંને જણ ઘરમાં ગયા. બીજે માળ આવેલી એક ઓરડીમાં હૃષીકેશચંદ્રને મુકામ આપવામાં આવ્યો. તે ઓરડી દીનબંધુની ઓરડીની સાથે જ હતી અને બંને ઓરડીઓ વચ્ચે એક બારણું હતું. જરૂર પડે તેમ તે ઉઘાડું કે બંધ

રાખવામાં આવતું. ઓરડીમાં હૃષીકેશચંદ્રને બેસાડીને આજ્ઞાંકિત પુત્ર દીનબંધુ પોતાનાં માતાપિતાને પ્રથમ મળ્યો અને તેમની સાથે વાતચીત કરવા લાગ્યો. પછી તે પાછો મેડીએ ગયો અને પોતાની ઓરડીમાં પેઠો. ભાગીરથી મેડીએ કંઈ કામ કરતી હતી. દીનબંધુને જોઈને તે કામ કરવામાં જ મંડી રહી. દીનબંધુ એક ખુરશી ઉપર બેઠો અને કહ્યું: "જરા પીવાનું પાણી લાવ."

"પાણીએ આપીશું અને બધુંએ આપીશું. આ અમે જીવતાં છીએ કે મુવાં છીએ તેની છ મહિનેયે કોઇ દિવસ ખબર લ્યો છો? આ કીકો કોઇ દિવસ સાંભરે છે ખરો? તમારે તો તમારાં બા, બાપા અને બહેન. બાયડીનું તે કંઈ કામ છે? એ મરી જાય તો બીજી આવે. બારણા પછવાડે ઉભેલી છે." ભાગીરથીએ મોઢું ચ્હડાવીને જવાબ આપ્યો.

"આટલું બધું શા માટે?" દીનબંધુ ધીમેથી પુછવા લાગ્યો.

"શા માટે તે હવે આવ્યા છો તે બધું જાણશોસ્તો! તમારાં બહેનને બધું જોઇએ; એક ના જોઇએ મારે અને આ કીકાને."

"તારે જે જોઇએ તે મને કહે; હું આણી આપું."

"તમે તમારા ભણવામાંથી નવરા થાવ ત્યારે ને? તમે મુંબઈ રહો ત્યાં તમને કહેવા આવું?"

"કહેવા તો ન અવાય પણ કાગળ તો લખાવાય?" દીનબંધુ જરા ગુસ્સે થઇને જવાબ આપવા લાગ્યો.

"હા, હવે તેમ કરીશું; અને હું જોઇશ કે તમે કેવી બેંગીઓ કરી કરીને મને બધું મોકલો છો તે! એ તો બહેનને માટે બેંગીઓ થાય! હું બધું સમજું છું." ભાગીરથી પણ ગુસ્સો કરીને કહેવા લાગી.

"પણ તારે જોઇએ છે શું તે તો કહે?"

"આ કીકાને બે ઝભલાંએ ના જોઇએ? મારે તો ઠીક છે, ગમે તેમ ચાલે."

"પણ તે તો તું તારે પીયેરથી લાવવાનું કહે છે ને?"

"અહીંથી કોઇ ના કરે એટલે પીયેરથીજ લાવીએ તો! પણ મારાં માબાપ તે ક્યાંસુધી પહોંચે?"

દીનબંધુ વિચારમાં પડયો. તે માથું ખંજવાળવા લાગ્યો.

ફાયદો ? એ તે કુંભારના ઘરનું હાંલ્લું છે કે બદલી લવાય ? એ તો 'પડ્યું પાનું નભાવી લે' એજ રસ્તો."

"ભાઇ, હું ઘણો કાયર થઇ ગયો છું. મને કંઇ સુઝતું નથી." દીનબંધુએ દીનપણે જવાબ આપ્યો.

"દીનબંધુ, સંસારમાં ધીરાનું કામ છે. કાયરનું કામ નથી." એમ કહી હૃષીકેશચંદ્ર તેને આશ્વાસન આપવા લાગ્યો.

દીન૦—ભાઇ, મેં બહુ દિવસ ધીરજ રાખી, હવે તે રહેતી નથી.

હૃષીકેશચંદ્ર—જેમ હોય તેમ નભાવી લેવું અને મનની શાંતિ ખોવી નહીં એમાં જ ડાહ્યાઓનું ડહાપણ અને પુરૂષનું પુરૂષાતન રહેલું છે.

દીન૦—ભાઇ, હું એ બધું સમજું છું; પણ મન ઉપર કાબુ રહી શકતો નથી.

હૃષી૦—તમે ભણ્યા, ગણ્યા, અને તમારામાં એટલો સંયમ ન આવ્યો, તો પછી બળ્યું તમારૂં ભણવું અને બળો તમારી વિદ્યા.

પીયુષકાન્ત થોડીવારથી ત્યાં આવીને બેઠો હતો. બંને મિત્રો વચ્ચે ચાલતી વાતચીત તે સાંભળતો હતો. ઇંગ્રેજી કૉલેજનો તે વિદ્યાર્થી હતો. હિંદુઓના જુના રીતરિવાજોને તે વખોડતો અને તેમને સ્થાને ઇંગ્રેજોની રીતભાત સ્વીકારવાનો તે આગ્રહ કરતો. દીનબંધુની સાંસારિક સ્થિતિ વિષે સાંભળીને તે બોલી ઉઠયો: "બળ્યા આ આપણા હિંદુઓના રીતરિવાજ અને બળી આપણી સંસ્થાઓ. ડૅમ્ ધેમ્."

ત્રણે જણ એકઠા બેઠા હતા એટલામાં એક માણસ કાગળ લઇને અંદર આવ્યો. તે કાગળ દીનબંધુનો હતો. તેના પિતાએ તે લખ્યો હતો અને તેને ઘેર તેડાવ્યો હતો. કાગળ હાથમાં લઇને દીનબંધુએ વાંચ્યો અને પોતાને ગામ જવાની તૈયારી કરવા લાગ્યો. દીનબંધુનો ઘણો આગ્રહ હોવાથી હૃષીકેશચંદ્ર પણ તેને ગામ જવા તૈયાર થયો, અને બંને મિત્રો જમી પરવારીને કનકપુરથી નીકળ્યા.

બીજે દિવસે બપોરે તેઓ પહોંચ્યા. બંને જણ ઘરમાં ગયા. બીજે માળ આવેલી એક ઓરડીમાં હૃષીકેશચંદ્રને મુકામ આપવામાં આવ્યો. તે ઓરડી દીનબંધુની ઓરડીની સાથે જ હતી અને બંને ઓરડીઓ વચ્ચે એક બારણું હતું. જરૂર પડે તેમ તે ઉઘાડું કે બંધ

રાખવામાં આવતું. ઓરડીમાં હૃષીકેશચંદ્રને બેસાડીને આજ્ઞાંકિત પુત્ર દીનબંધુ પોતાનાં માતાપિતાને પ્રથમ મળ્યો અને તેમની સાથે વાતચીત કરવા લાગ્યો. પછી તે પાછો મેડીએ ગયો અને પોતાની ઓરડીમાં પેઠો. ભાગીરથી મેડીએ કંઈ કામ કરતી હતી. દીનબંધુને જોઇને તે કામ કરવામાં જ મંડી રહી. દીનબંધુ એક ખુરશી ઉપર બેઠો અને કહ્યું: "જરા પીવાનું પાણી લાવ."

"પાણીએ આપીશું અને બધુંએ આપીશું. આ અમે જીવતાં છીએ કે મુવાં છીએ તેની છ મહિનેયે કોઇ દિવસ ખબર લ્યો છો? આ કીકો કોઇ દિવસ સાંભરે છે ખરો? તમારે તો તમારાં બા, બાપા અને બહેન. બાયડીનું તે કંઈ કામ છે? એ મરી જાય તો બીજી આવે. બારણા પછવાડે ઉભેલી છે." ભાગીરથીએ મોઢું ચ્હડાવીને જવાબ આપ્યો.

"આટલું બધું શા માટે?" દીનબંધુ ધીમેથી પુછવા લાગ્યો.

"શા માટે તે હવે આવ્યા છો તે બધું જાણશોસ્તો! તમારાં બહેનને બધું જોઇએ; એક ના જોઇએ મારે અને આ કીકાને."

"તારે જે જોઇએ તે મને કહે; હું આણી આપું."

"તમે તમારા ભણવામાંથી નવરા થાવ ત્યારે ને? તમે મુંબઈ રહો ત્યાં તમને કહેવા આવું?"

"કહેવા તો ન અવાય પણ કાગળ તો લખાવાય?" દીનબંધુ જરા ગુસ્સે થઇને જવાબ આપવા લાગ્યો.

"હા, હવે તેમ કરીશું; અને હું જોઇશ કે તમે કેવી બેંગીઓ કરી કરીને મને બધું મોકલો છો તે! એ તો બહેનને માટે બેંગીઓ થાય! હું બધું સમજું છું." ભાગીરથી પણ ગુસ્સો કરીને કહેવા લાગી.

"પણ તારે જોઇએ છે શું તે તો કહે?"

"આ કીકાને બે ઝભલાંએ ના જોઇએ? મારે તો ઠીક છે, ગમે તેમ ચાલે."

"પણ તે તો તું તારે પીયેરથી લાવવાનું કહે છે ને?"

"અહીંથી કોઇ ના કરે એટલે પીયેરથીજ લાવીએ તો! પણ મારાં માબાપ તે ક્યાંસુધી પહોંચે?"

દીનબંધુ વિચારમાં પડયો. તે માથું ખંજવાળવા લાગ્યો.

મનમાં તે ઉંડો નિસાસો મુકવા લાગ્યો અને બોલ્યોઃ " બળ્યો આ સંસાર; આમ બોલીએ તોયે દુઃખ, અને તેમ બોલીએ તોયે દુઃખ. છેક ડાહ્યું હોય તે સારૂં કે છેક ગાંડું હોય તે સારૂં. તેને સમજાવી શકાય; પણ આવાં અભણ, ગાંડાં, અને અધદગ્ધ માણસોથી તો તોબા! ઉપરથી બ્રહ્મા ઉતરે પણ તેમને સમજાવી શકે નહીં. ખરૂં છે, જેની બાયડી અભણ હોય તેના પુરેપુરા ભોગ સમજવા. આપણે એમે તેટલા ભણ્યા, ગણ્યા, અને ડાહ્યાડમરા થઇને સંસારમાં ફરીએ પણ ઘરમાં તો આપણો વક્કર કોડીનો! અફસોસ!"

દીનબંધુ ફરીથી ઉંડો નિસાસો મુકવા લાગ્યો. તેને કંઇ ચેન પડે નહીં. શું કરવું તે એને સુઝે નહીં. ભાગીરથીને સુધારવાને તે અનેક વિચાર કરે પણ એકે તેનો પાર પડે નહીં. રીસ ચ્હડાવીને દીનબંધુ મનમાં બરબડયોઃ " નાનપણથી પરણાવીને બેસાડયા; ન આવે બંનેના સ્વભાવ મળતા કે વિચાર મળતા; વળી કોડી કમાતા તો હઇએ નહીં અને એને આ જોઇએ અને તે જોઇએ. પાછાં છૈયાં છોકરાં વળગે તે તો જુદું. આ સંસાર કેમ ચાલશે? હવે છુટીને ક્યાં ન્હાશી જઇએ?"

એટલામાં ભાગીરથી પાણી લાવી અને બોલીઃ " લ્યો, આ પાણી. તમારાં બહેનને માટે નક્કુર કડાં કરાવ્યાં; હવે તમે ગમે તેમ કરીને મારે માટે કરાવો. હુ શું છેક ઉઘાડી ફરૂં કે?"

" તારે બંગડીઓ, દોરો, કંઠી વગેરે ઘણુંએ છે. પછી ઉઘાડી શેણે ફરૂં છું!" દીનબંધુ ક્રોધ કરીને બોલી ઉઠયો.

" એ તો બધું મારા પીયેરનું, પણ તમારા ઘરનું શું?"

દીનબંધુ મનમાં વિચાર કરવા લાગ્યોઃ " હુ તો હજી ભણું છું. કોડી કમાતો નથી એ આ મૂર્ખ બાયડી સમજતી નથી. હુ તે ક્યાંથી લાવું? પીયેરનું છે તે શું ન પહેરાય? સાસરાનું પહેરે ત્યારેજ પહેર્યું કહેવાય? પણ એને ચુંક બીજી છે. બહેનને કરાવ્યું તે એની આંખમાં આવે છે. પણ સમજતી નથી કે તને તારાં માબાપ કરાવે છે તેમ બહેનને તેનાં માબાપ કરાવે નહીં? બૈરાંની અદેખી જાત. બળ્યો આ સંસાર, અને બળી આ નાનપણમાંથી પરણાવવાની રીત. માબાપ તો લ્હાવો લે પણ બિચારા દિકરાના ભોગ. હિંદુઓ ક્યારે સમજશે!"

આમ પતિપત્ની વાત કરતાં હતાં એટલામાં ઘોડીયામાં સુતેલો

કીકો જાગી ઉઠ્યો. ભાગીરથી તેને હિંચકો નાંખવા લાગી. ઘણી વાર હિંચકા નાંખ્યા પછી તે રીસ ચ્હડાવીને બોલીઃ " મુવો, એ ઉંઘતોયે નથી. હમણાં ઉંઘાડ્યો હતો એટલામાં પાછો જાગ્યો. હું તો એનાથી થાકી. બળ્યાં છોકરાં ને છૈયાં. કોડીની કમાણી હોય નહીં ને છોકરાં છૈયાં તે શાં ? કોણુ એના વગર બેશી રહ્યુંતું જે ? "

દીનબંધુ બધુંએ સાંભળી રહ્યો. શો ઉત્તર આપવો તે એને જડે નહીં. મનમાં ને મનમાં તે મુંઝાયા કરે. એટલામાં ભાગીરથી ઘોડીયાની દોરી દીનબંધુના હાથમાં આપવા લાગી અને બોલીઃ "લ્યો, જરા આ ઘોડીયું હલાવો, મારે નીચે કામ છે તે કરીને આવું છું. બળ્યું, છોકરાંયે રાખવાં અને ઘરનો ધંધોયે કુટવો ! એ તે શી રીતે થાય ?"

ભાગીરથી નીચે ચાલી ગઇ. દીનબંધુ તેની પાછળ દૃષ્ટિ નાંખી રહ્યો. ઘણી વાર સુધી તે ઉપર આવી નહીં. દીનબંધુ હિંચકો નાંખ્યા કરે; કીકો ઉંઘે નહીં, અને ઘોડીયાની દોરી તેના હાથમાંથી છુટે નહીં. તેના મનમાં અનેક ભાંજગડો થવા માંડી. અનેક વિચારો તેના મગજમાં આવવા લાગ્યા. તે ઉંચો નીચો થવા લાગ્યો. તે ઉંડા નિસાસા નાંખવા લાગ્યો. પોતાની જાત ઉપર ધિક્કાર લાવીને તે મનમાં કહેવા લાગ્યોઃ " જરા શાંતિ ભોગવવાને ઘેર આવ્યા ત્યારે અહીં તો મહેણાં અને ટાંણાંથી બાળી બાળીને ખાખ કરી મુકયા. મોઇ રાંડ, એને મારી જરા દયાએ નથી. ભાઇડો બળ્યો ઝળ્યો બહારથી આવે ત્યારે એને જરા વિશ્રાંતિ આપીએ, એવું એના મનમાં કદિ થાય છે ? એ પણ શું કરે ? અક્કલનું કાચું ! અજ્ઞાન ! "

દીનબંધુ થોડીવાર ખુરશી ઉપર પડી રહ્યો. પછી ઘડીકમાં તે બારી તરફ જાય અને આઘે દૃષ્ટિ નાંખે; ઘડીકમાં પાછો આવે અને ખુરશીમાં પડે. નિસાસા નાંખે. એમ થોડીવાર એણે કર્યા કર્યું. આખરે તેને વિચાર આવ્યો અને તે મનમાં બોલ્યોઃ " હૃષીકેશચંદ્ર, તમારૂં કહેવું ખરૂં છે. ભારતવર્ષને અજ્ઞાને ઘેરી લીધેલું છે. એ અજ્ઞાનને ટાળવું એ મહા પુણ્યનું કામ છે; અને તેને માટે આત્મભોગ આપવો એના જેવું એકકે ઉત્તમ અને યશસ્વી કાર્ય નથી. પણ ભાઇ, મારા જેવા શું કરે ? "

દીનબંધુ હજી પણ હૃષીકેશચંદ્રના વિચારોને બરાબર અનુમોદન આપી શક્યો નહીં. અનેક શંકાઓ તેના મગજમાં ઉઠવા લાગી. એક

બાજુએ ભારતવર્ષમાં વ્યાપી રહેલો અજ્ઞાનરૂપી ગાઢ અંધકાર તેની નજર આગળ ખડો થવા લાગ્યો અને બીજી બાજુએ માતાપિતા, ભાઇ બહેન, બૈરી છોકરાં વગેરેને ત્યજી જવાની કરુણાજનક સ્થિતિ તેની માનસિક દૃષ્ટિમાં તરી આવવા લાગી. દીનબંધુ તેમાંથી રસ્તો કહાડી શક્યો નહીં. હૃષીકેશચંદ્રના વિચારોને તે કળી શક્યો નહીં. તે એકદમ ઉઠ્યો, બીજી ઓરડીમાં જવાનું બારણું ઉઘાડ્યું, અને હૃષીકેશચંદ્રની પાસે આવ્યો.

હૃષીકેશચંદ્ર પાસેની ઓરડીમાં બેઠો હતો. તેની અને દીનબંધુની ઓરડી વચ્ચે માત્ર એક બંધ બારણું હતું. તે બારણાની તૈડોમાંથી બધું સાંભળી શકાતું હતું. ધણી ધણીઆણીને ગુસ્સાથી બોલતાં સાંભળીને હૃષીકેશચંદ્ર ઘણા ઉંડા વિચારમાં પડી ગયો હતો. એવામાં ઓચીંતો બારણું ઉઘાડીને દીનબંધુ અંદર આવ્યો. ક્ષણવાર તો હૃષીકેશચંદ્ર આશ્ચર્યથી તેની સામે જોઇ રહ્યો. શું બોલવું તે એને સુઝતું નહોતું. મિત્રની આ સાંસારિક સ્થિતિ જોઇને તેનું હૃદય દુઃખાઇ રહ્યું હતું. બે દિવસ ગમ્મત કરવાને દીનબંધુ તેને અહીં તેડી લાવ્યો હતો, પણ ઘરના આ ભવાડાથી તે પણ મનમાં વિમાસણ કરતો અને ક્ષોભ પામતો હૃષીકેશચંદ્રને કહેવા લાગ્યો:

“ચાલો ભાઇ, જમવાની વખત થઇ છે, માએ રસોઇ કરી છે. ચાલો, આપણે જમી લઇએ. જમવાને ઘણી વાર થઇ.”

“દીનબંધુ, હું જાણું છું કે તારાં વૃદ્ધ માતુશ્રીએજ રસોઇ કરી હશે. ભાગીરથીભાભી તો સુકો પાપડ પણ ભાગે નહીં.” હૃષીકેશચંદ્ર ગંભીરતાથી બોલ્યો.

“હજી તો અમારા કજીઆ પુરાણનો પહેલો અધ્યાય પુરો થયો છે.” દીનબંધુએ શરમાતા શરમાતા જવાબ આપ્યો.

“ભાઇ, મેં અહીં રહ્યે રહ્યે બધુંયે સાંભળયું છે. હું ઘણો દિલગીર છું.”

“હજી તો તમે એવા એવા કંઇ કંઇ તાલ જોશો.”

“એમાં શું જોવાનું છે; જોઇને દુઃખી થવાનું છે. દીનબંધુ, તારો આવો સંસાર જોઇને મારૂં હૃદય ચિરાય છે. અફસોસ! જે આર્ય સંસાર એક વાર નમુનેદાર ગણાતો હતો તેના આ ભવાડા! પતિને પુજનારી, પતિની આજ્ઞામાં જ રહેનારી, પતિવ્રતાઓ જ્યાં

નજરે આવતી હતી ત્યાં આ કલહ કરનારી કુભારજાઓ નજરે આવે છે. અફસોસ! પતિના દુઃખે દુઃખી થનારી, પતિને માટે વનવાસ ભોગવનારી સીતા હવે જડવી મુસ્કેલ છે. ખરેખર, આ સઘળું અજ્ઞાનને લીધે છે. પુરુષો એ અજ્ઞાનના જવાબદાર છે. અફસોસ! સ્ત્રીને વિદ્યા નહીં, સ્વતંત્રતા નહીં, એ વિચાર મારા હૃદયને વલોવી નાંખે છે."

"હૃષીકેશભાઈ, ચાલો જમવાને; બા રાહ જોતાં હશે." દીનબંધુ વચમાં બોલી ઉઠયો.

બંને મિત્રો નીચે જમવાને ગયા. થાળીઓ પીરસીને તૈયાર રાખવામાં આવી હતી, તેથી બંને ન્હાઇને પાટલા ઉપર બેશીને ભોજન લેવા લાગ્યા. ભોજન સાદું હતું પણ ઘણા ભાવથી બનાવવામાં આવ્યું હતું અને ઘણા આગ્રહથી તે પીરસાતું હતું તેથી તે વધારે મિષ્ટ લાગતું હતું. હૃષીકેશચંદ્રને ભૂખ લાગી હતી તેથી તેણે ઘણા સ્વાદથી બરાબર ભોજન લીધું. પણ જમતાં જમતાં તેને દીનબંધુની સાંસારિક સ્થિતિના વિચાર આવ્યા કરતા હતા અને તેથી જાણે તેણે બરાબર ખાધું ન હોય તેમ તેને લાગતું હતું. રસોઇના કે બીજા કામમાં ભાગીરથીને નહીં જોયાથી હૃષીકેશચંદ્ર જરા ખિન્ન હૃદયથી મનમાં કહેવા લાગ્યો: "ભાગીરથીભાભી, તમારોયે વાંક નથી, વાંક વિધાતાનો છે. સમાજમાં સડો પેઠો છે; અજ્ઞાન ફેલાયું છે. પુરૂષોની સ્વાર્થવૃત્તિએ તેને વધાર્યું છે. જ્યાં સ્ત્રીઓ અભણ અને તદ્દન પરતંત્ર છે ત્યાં સમાજસુધારણાની આશા જ શી? અને જ્યાં પુરૂષો ઉદારવૃત્તિવાળા અને વિશાળ ભાવનાવાળા નથી ત્યાં સ્ત્રીઓને વિદ્યા કે સ્વતંત્રતા હોય જ શેની?"

બંને મિત્રો જમીને મેડી ઉપર ગયા. થોડીવાર બેઠા. હૃષીકેશચંદ્રની આગતાસ્વાગતા કરવાને દીનબંધુ અનેક યોજનાઓ કરવા લાગ્યો, પણ હૃષીકેશચંદ્રને તેના ઘરમાં ગોઠતું નહીં. દીનબંધુનો સંસાર જોઇને તેને ખેદ થતો અને તે એકદમ કનકપુર પાછા જવાનો વિચાર કરતો. પણ દીનબંધુનો ઘણો ભાવ જોઈને તેનાથી કંઇ બોલી શકાતું નહીં. આખરે તે કહેવા લાગ્યો, "દીનબંધુ, આજ સાંજે હું કનકપુર જઇશ."

"હું જાણું છું કે તમને અહીં ગમતું નહી હોય!" દીનબંધુએ

શરમાતો શરમાતો જવાબ આપ્યો.

"ગમવું ન ગમવું, તો ઠીક છે, પણ હવે જઇશ જ!" જરા ફાવકું મોં રાખીને હૃષીકેશચંદ્રે કહ્યું.

"જેવી તમારી મરજી; હું તમને વધારે આગ્રહ કરતો નથી." દીનબંધુ નમ્રપણે બોલ્યો.

સાયંકાળનો સમય થયો અને હૃષીકેશચંદ્ર કનકપુર જવાને માટે નીકળયો. બીજે દિવસે બપોરે તે કનકપુર પહોંચ્યો, અને પોતાને આપેલી સ્વતંત્ર ઓરડીમાં પાછો કેટલાંક પુસ્તકોના અધ્યયનમાં તે સમય ગાળવા લાગ્યો.

પહેલા ભાગના પહેલા પ્રકરણમાં આપણે જોયું છે કે એક વખત હૃષીકેશચંદ્ર લગ્ન સંબંધી વિચારોથી પોતાને દુઃખી ધારતો હતો. પણ જેમ જેમ તે ઉમ્મરે મોટો થતો ગયો અને જેમ જેમ તેનાં જ્ઞાન અને અનુભવમાં ઉમેરો થતો ગયો તેમ તેમ તેના વિચારો બદલાતા ગયા. તે અનેક વિચારો કરતો, અનેક કલ્પનાઓ બાંધતો, અનેકવાર તેના આશયો અને આદર્શોને બદલતો અને અનેકવાર પલટાતી આશાઓના રંગે રંગાતો. માનસિક સૃષ્ટિમાં તે ઉડતો અને ભાવી જીવનની અનેક ઘટનાઓ ઘડતો. ઘડીકમાં તેને સંસાર સાચો લાગતો અને ઘડીકમાં તે ક્ષણિક અને અસાર તેને ભાસતો. સારાં પુસ્તકોના સતત સેવનથી તે વધારે પવિત્ર અને નીતિમાન બનતો. સારાં પુસ્તકો સન્મિત્રોની ગરજ સારતાં અને તેને સારે માર્ગે દોરતાં. આવાં પુસ્તકોના સતત પરિશીલનથી તેના ઉચ્ચ આશયો દૃઢ થતા, અને સંસારી વિચારો શિથિલ થતા. વિદ્યાથી અવિદ્યાનો પરાજય થતો અને તેની ધાર્મિકતા વિકાસને પામી, ફાલતી, ફળતી, અને હૃષીકેશચંદ્ર જ્ઞાનાનંદને અનુભવતો. જગતના વિષયો ઉપરથી તેની આસક્તિ ખશી જતી અને સંસારનો ત્યાગ પણ સ્વીકારવાને તે કબુલ થતો.

તેની માનસિક દૃષ્ટિમાં હવે બે ચિત્રો ખડાં થવા લાગ્યાં. એક દેશ માટે જીવનને અર્પનાર સ્વદેશપ્રેમીનું પવિત્ર સંન્યાસી જેવું સ્વતંત્ર અને નિસ્પૃહી જીવન; અને બીજું, સંસારનાં સુખદુઃખથી ઘેરાયલી સંસારીની કષ્ટમય જીંદગી. બંનેનો તે વિચાર કરવા લાગ્યો. એક બાજુએ ગાડીઘોડે બેશીને ફરનાર અને સંપત્તિ, વૈભવ, અને નાના પ્રકારના ભોગવિલાસને ભોગવનાર સંસારી તેની નજર આગળ આવવા

લાગ્યો અને બીજી બાજુએ લોકોનું કલ્યાણ કરવાને સર્વસ્વનો ત્યાગ કરી શરીરે માત્ર અંચળો ધારણ કરનાર સ્વદેશપ્રેમી સંન્યાસીની તેજસ્વી મૂર્તિ તેની દૃષ્ટિમાં દેખાવા લાગી. સ્ત્રીપુત્રાદિક કુટુંબનો પ્રેમ કે वसुधैव कुटुंबकम् એમ સંસારી અને ત્યાગીની જીંદગીના વિચારોની વચમાં હૃષીકેશચંદ્રનું મન હવે અથડાવા લાગ્યું.

બાહ્ય દૃષ્ટિથી વિચાર કરતાં સંસારી જીવનની અનેક તૃષ્ણાઓ, આશાઓ, બંધનો, લોભ, મોહ, અસત્ય વ્યવહાર, જુઠો ડોળ, સ્વાર્થ, પ્રપંચ અને તે સર્વની વચમાં ઝડપી લેનાર મૃત્યુ, સંસારની અસારતા દર્શાવવા લાગ્યાં. સંસારના સાંદર્યમાં કે ભવ્યતામાં સત્ય નથી, તે મિથ્યા છે, ' જુઠી રે માયા, જુઠી રે કાયા, જુઠા ખેલ બનાયા રે ' એમ તે તેને સમજાવવા લાગ્યાં.

હૃષીકેશચંદ્ર આમ તેમ દૃષ્ટિ નાંખવા લાગ્યો. તે આમ તેમ ફરવા લાગ્યો. તેના મનમાં અનેક વિચારોનું તુમુલ યુદ્ધ મચી રહ્યું. દેશ-સેવા, લોકસેવા કે સમાજસેવા કરીને વિખ્યાતિને પામેલા પ્રસિદ્ધ પુરૂષોની અવિચળ કીર્તિના દાખલા તેની નજર આગળ તરવા લાગ્યા. કૈલાસ-વાસી રાનડે, ગોખલે, વિદ્યાસાગર, રામમોહનરાય કે વિવેકાનંદની જીવંત મૂર્તિઓ, તેની માનસિક દૃષ્ટિ આગળ ઉભી થવા લાગી. તેમનાં પરાક્રમોને તે પ્રત્યક્ષ નિહાળવા લાગ્યો. ' એમાંના એક જેવો થાઉં, ' એમ તેનું મન તેને કહેવા લાગ્યું. ક્વચિત્ તેની ધર્મભાવના વિશેષ જાગ્રત થવા લાગી અને રામતીર્થ કે વિવેકાનંદને તે ગુરૂ તરીકે સ્વીકારવા લાગ્યો. ક્વચિત્ તેનું મન સમાજસુધારક થવાને ફાંફાં મારવા લાગ્યું અને વિદ્યાસાગર કે રામમોહનરાયને આદર્શ તરીકે લેવા લાગ્યું. ક્વચિત્ તેનું હૃદય રાજદ્વારી વિષયોને મહત્તા આપવા લાગ્યું, અને રાનડે કે ગોખલેનું અનુકરણ કરવા ઉછાળા મારવા લાગ્યું. આમ ધર્મ, નીતિ, કેળવણી, ઉદ્યોગ, રાજ્યપ્રકરણ વગેરેના વિચારોમાં હૃષીકેશચંદ્રનું હૃદય ઉડવા લાગ્યું અને પોતાને કયું પ્રિય અને શ્રેયસ્કર છે તેનો વિચાર કરવા લાગ્યું. પણ સર્વમાં તેની સ્વદેશ-પ્રીતિ ઓતપ્રોત થયેલી રહેતી હતી.

એ સ્વદેશપ્રીતિથી પ્રેરાયલો હૃષીકેશચંદ્ર નિદ્રાવસ્થામાં અનેક સ્વપ્નાંઓને અનુભવતો. એકવાર કનકપુરમાં તે સાયંકાળે પોતાની ઓરડીની બહાર ખુરશી નાંખીને બેઠો હતો. તે વખતે સ્વદેશપ્રીતિના

વિચારો તેના મગજમાં વ્યાપી રહ્યા હતા. રાતે વાળુ કરીને એજ વિચારો કરતો તે સુઇ ગયો; તેને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તે સંપૂર્ણ વૈરાગ્ય અને સ્વદેશપ્રીતિના તેજથી ઝળહળતી, દેવો સમાન દેખાતી, સ્વદેશભક્ત સંન્યાસીઓની ભવ્ય મૂર્તિઓ જોવા લાગ્યો. તે મૂર્તિઓએ શરીરે માત્ર અકેકું વસ્ત્ર પહેર્યું હતું અને અકેકું ઓઢ્યું હતું. બારિકીથી જોતાં તે વસ્ત્રો ઘણાં સાદાં, જાડાં, અને હાથથી વણેલાં જણાતાં હતાં. તે મૂર્તિઓ જ્યાં ઉભી હતી તે સ્થળની પાછળ ભારતવર્ષના ઉદ્ધાર માટે તપ કરતા તપસ્વીઓનાં ભવ્ય અરણ્યો હતાં. થોડે દૂર બરફથી ઢંકાયલી, ધોળા બાસ્તા જેવી ધોળી આશારૂપી ટેકરીઓ આવેલી હતી. તેમની પાસે ધર્મ, નીતિ, ઉદ્યોગ, સમાજસુધારણા રૂપી વૃક્ષોનાં વિશાળ ક્ષેત્રો આવેલાં હતાં. તે મૂર્તિઓ સંસારથી દૂર હતી; સંસાર તેમના તરફ પ્રપંચજાળ ફેલાવતો હતો પણ તે તેમને સ્પર્શ કરી શકતી નહોતી. લાલચો, આશાઓ, તૃષ્ણાઓ વગેરે તેમને અથડાઇને જતાં હતાં પણ એ ધ્યાનગ્રસ્ત તપસ્વીઓ જરાક પણ ચલાયમાન થતા નહીં. ભૂખ, તરસ, ટાઢ, વગેરેથી તેમનાં શરીર કૃશ થયેલાં જણાતાં હતાં પણ તેની તેઓ દરકાર કરતા નહીં. તેમનાં ભવ્ય કપાળપ્રદેશ ઉપર વૈરાગ્યની તેજસ્વી પ્રભા પથરાઇ રહી હતી. તેમની આંખોનું દિવ્ય તેજ સૂર્યસમાન ઝળકી રહ્યું હતું. એ દિવ્ય તેજ આગળ જગતનો ઝળકાટ નહીં જેવો લાગતો હતો. એ તપસ્વીઓ ધ્યાનમાં લીન હતા અને તેમનાં હૃદયો આત્માના ઉંચા પ્રદેશમાં ઉડી રહ્યાં હતાં.

લગભગ ચાર વાગ્યાનો સમય થવા આવ્યો હતો. હૃષીકેશચંદ્ર જાગી ઉઠયો અને પથારીમાં બેઠો થયો. તે ઘણા ઉલ્લાસમાં આવી ગયો. તેના મનમાં, હૃદયમાં, અને આત્મામાં આનંદ વ્યાપી રહ્યો. તેનું મન એ વેળાએ વિવિધ પ્રકારની અદ્દભુત સ્થિતિઓ અનુભવવા લાગ્યું. એ દર્શનમાં તે એટલો બધો લીન થઇ ગયો કે ક્ષણવાર તેને તેનું શરીર સ્વપ્ન જેવું લાગ્યું. ક્ષણવાર તે જગતનું ભાન ભૂલી ગયો. ક્ષણવાર પછી તે વધારે જાગૃત થયો. આસપાસ જોવા લાગ્યો. સંસાર તેને નિસ્તેજ ભાસવા લાગ્યો. જગતમાં જન્મીને શું કરવું તેના વિચાર તેને આવવા લાગ્યા. સંસારસુખ તેને તુચ્છ અને ક્ષણિક ભાસવા લાગ્યું. બુદ્ધનો સંન્યાસ તેની દૃષ્ટિ આગળ ખડો થવા લાગ્યો. સ્વપ્નમાં જોયેલા દેશભક્તોની મૂર્તિઓના ધ્યાનમાં

તેની આંખો ઠરી રહી. એ મૂર્તિઓનાં ધાર્મિક અને પારમાર્થિક જીવન જોઈને હૃષીકેશચંદ્રને ભક્તકવિ નરસિંહ મહેતાની નીચેની લીંટીઓ યાદ આવી. તે ગાવા લાગ્યો:—

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે ને, મન અભિમાન ન આણે રે.

સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચય રાખે તો, ધન્ય ધન્ય જનની તેની રે.

ગાતો ગાતો તે ઉઠયો. ઓરડીની બહાર ગયો અને આમ તેમ ફરવા લાગ્યો.

હૃષીકેશચંદ્ર એકાદ કલાક વિચારમાં ને વિચારમાં આમ તેમ ફર્યો. પછી જરા સ્વસ્થ થયો અને ઓસરીમાં પાથરેલી સાદડી ઉપર બેઠો અને આમ તેમ જોવા લાગ્યો. બિપિનચંદ્રના બંગલાની આસપાસ બાગ હતો અને આજુબાજુએ ઘણાં ઘર નહીં હોવાથી જોનારની દૃષ્ટિ ઘણે દૂર સુધી જઈ શકતી હતી. એ વખતે ભગવાન રવિરાજનો ઉદય ધીમે ધીમે થતો હતો. તેમનાં તેજસ્વી, લાલ અને સોનેરી કિરણો આઘેનાં વૃક્ષોની ઘટાઓને ધીમે ધીમે વિવિધ રંગે રંગી રહ્યાં હતાં. જાણે સમુદ્રની સપાટીની નીચેથી એકાદ સુવર્ણનો પ્રકાશિત ગોળો ધીમે ધીમે પાણી ઉપર આવતો હોય તેમ સૂર્યનારાયણ ક્ષિતિજના પ્રદેશમાંથી મંદ મંદ ગતિએ ઉપર આવવા લાગ્યા. આકાશ અવનવા વિવિધ રંગને પ્રેક્ષકની દૃષ્ટિએ ધરવા લાગ્યું. આસપાસ બગીચામાં ઉગેલાં ફુલઝાડ ઉપર પુષ્પો ખીલવા લાગ્યાં. આકાશ, પૃથ્વી, પાષાણ, ઝાડ, પાન વગેરે સુંદર દેખાવા લાગ્યાં. કુદરતની ભવ્યતા હૃષીકેશચંદ્રના મગજમાં ભવ્ય વિચારો ભરવા લાગી. આકાશના વિવિધ રંગો તેને વિવિધ કલ્પનાઓથી રંગવા લાગ્યા. કુદરતની પૂર બહારમાં ન્હાતો, તેના રંગે રંગાતો, તેનું અનુકરણ કરતો અને હૃદયમાં અનેક ઉચ્ચ વિચારોને ભરતો હૃષીકેશચંદ્ર સાદડી ઉપરથી ઉઠયો અને ફરતો ફરતો નીચેની લીંટીઓ ગાવા લાગ્યો.

( લાવણી. )

દુઃખાર્ણવે જગ ડુબાય;
મમ હૃદય એથી ચીરાય;
જન શોક વ્યાધિ સીઝાય;
ત્યાં અજ્ઞાન તિમિર ઉભરાય;

એ મુજથી જોયું ન જાય;
એ સ્થિતિ કયમ સહેવાય;

એ અજ્ઞાન તિમિર ને દુઃખ ટાળવા કાજે
આ હૈડકું તલ્પે રાત દિવસ મુજ આજે.

નહીં એ સમ કો કલ્યાણ;
એ પૂણ્યકાર્ય એંધાણ;
દીસે દુઃખમય સંસાર;
જનને સંતાપ અપાર.

દીન દુઃખી પ્રાણીમાં સુખ વસાવા કાજે
એ ત્રિવિધ તાપને ટાળું સહુ ખમી આજે.

ગાતાં ગાતાં જગવિખ્યાત દેશનાયકો, સ્વદેશહિતૈષીઓ, કવિઓ, લેખકો, ધર્મપ્રવતકો, અને તત્વજ્ઞાનીઓનાં ભવ્ય, સાદાં, પવિત્ર, સ્વતંત્ર, અને પરોપકારી જીવનની ઝાંખી હૃષીકેશચંદ્રને થવા લાગી. તેમની જંગતમાં પ્રસરી રહેલી કીર્તિના ભણકારા તેને વાગવા લાગ્યા. તેમની શાંત, સૌમ્ય અને પ્રભાવશાલી મૂર્તિઓ તેની નજરે પડવા લાગી. લોકસેવા અને દેશસેવા કરનારાઓની અમર કીર્તિનાં દૃષ્ટાંતો તેના મગજમાં ખડાં થવા લાગ્યાં અને તેમના જેવી કીર્તિ પ્રાપ્ત કરવાનો તેને લોભ થઇ રહ્યો.

આમ અનેક પુસ્તકો વાંચતો, અનેક વિચારોમાં લીન થતો, સૌની સાથે ભળતો, હળતો, જગતને નિહાળતો, પોતાના ઉચ્ચ આશયોને મનમાંજ પોષતો અને અનેક ઘટનાઓ ઘડતો હૃષીકેશચંદ્ર કનકપુરમાં કાળ નિર્ગમન કરવા લાગ્યો.

કનકપુરમાં હૃષીકેશચંદ્રને આવ્યાને થોડા દિવસ થયા બાદ ત્યાંના આબરૂદાર ગૃહસ્થો, પંડિતો, અને અમલદારો જોડે તેને ઓળખાણ થવા માંડ્યું. બિપિનચંદ્રને ઘેર ઘણા પ્રતિષ્ઠિત પુરૂષો અને રાજદરબારીઓ આવતા જતા અને એ સર્વેને હૃષીકેશચંદ્ર જોડે વાત કરવાનો પ્રસંગ આવતો. થોડી વાતચિતથી હૃષીકેશચંદ્રનાં વિદ્યા, સદ્ગુણ અને ઉત્તમ ચારિત્ર્યની ઉંડી છાપ એ સર્વેનાં મન ઉપર પડી રહેતી. કનકપુરમાં હૃષીકેશચંદ્ર બિપિનચંદ્રના અતિથિ તરીકે ત્રણ ચાર અઠવાડીયાં રહ્યો એટલામાં ત્યાંના પ્રસિદ્ધ અમલદારો અને રાજદ્વારી પુરૂષોનો તેને સમાગમ થયો અને એ સર્વે તેની બુદ્ધિ અને

વિશાળ હૃદયથી ચકિત થઇ ગયાં. સામાન્ય વર્ગના પુરૂષો તેની વિદ્યા અને સદ્દગુણથી અંજાઇને તેનો મેળાપ કરવાની આકાંક્ષા રાખતા અને એને ઘણું માન આપતા.

ઘણા લોકોને મુખે કારભારી રાજેન્દ્રલાલે હૃષીકેશચંદ્રની પ્રશંસા સાંભળી અને તેણે એકવાર બિપિનચંદ્રને કહ્યું: "તમારા વિદ્વાન્ અતિથિને આપણે ઘેર લાવજો."

"સાહેબ, આપની વિદ્વતા આગળ હૃષીકેશચંદ્રની વિદ્યાનો શો હિસાબ છે ?" બિપિનચંદ્રે નમ્રતાથી જવાબ આપ્યો.

રાજેન્દ્રલાલ એકદમ જવાબ આપવા લાગ્યો: "बहुरत्ना वसुंधरा. આપણો સ્વભાવ કુવામાંના દેડકા જેવો છે. આપણું જગત એક બે કુદકારા જેટલું છે. આપણે એમ ધારીએ છીએ કે મારા જેવું કોઇ વિદ્વાન અને ડાહ્યું નથી. પણ એ આપણી ભૂલ છે."

"એમ બોલવું એ આપનું નિરભિમાન અને હૃદયની વિશાળતા સૂચવે છે." બિપિનચંદ્રે ફરીથી કહ્યું.

"દત્તાત્રય મુનિએ ઘણા ગુરૂઓ કર્યા હતા. જ્ઞાન સંપાદન કરવામાં મનુષ્યે બાળક પાસેથી પણ શિખવાનું છે." રાજેન્દ્રલાલ બહુ ગંભીરપણે બોલ્યો.

રાજેન્દ્રલાલનો દૃઢ આગ્રહ જોઇને બિપિનચંદ્ર કહેવા લાગ્યો: "ઠીક, જેવી આપની મરજી. હું તેમને અહીં તેડી લાવીશ."

બીજે દિવસે હૃષીકેશચંદ્ર રાજેન્દ્રલાલને મળવાને ગયો. વિદ્વાન વિદ્વાનને જોઇને ઘણો પ્રસન્ન થયો. હૃષીકેશચંદ્રના જ્ઞાનથી રાજેન્દ્રલાલ ચકિત થયો અને બિપિનચંદ્રને કહેવા લાગ્યો: "આપણામાંના ઘણાએ મોટી મોટી પરીક્ષાઓ પાસ કરેલી છે અને વિદ્યા પ્રાપ્ત કરી છે; પણ તેનાથી તેમને શો ફાયદો થયો છે ? એ વિદ્યાએ એમને શાંતિ આપી છે ? હૃષીકેશચંદ્રની બુદ્ધિ વિલક્ષણ છે અને તેમણે જ્ઞાનની અનેક શાખાઓ શોધી છે. તેમની વિદ્યા માત્ર તેમના મુખમાંજ રહેલી નથી પણ તે તેમના હૃદયને અડકી છે. ઉત્તમ સિદ્ધાંતોને એ બરાબર સમજ્યા છે, અને તેમની ઉંડી છાપ તેમના હૃદયપટ ઉપર પડી રહેલી છે. આટલી નાની ઉંમરમાં તેમણે જ્ઞાન ઠીક મેળવ્યું છે."

આવા પુરૂષને જોઇને મહારાણા પ્રતાપસિંહ પણ ખુશી થશે

એમ ધારીને રાજેન્દ્રલાલે બિપિનચંદ્રને કહ્યું: "રાણાજી એમને જોઇને પ્રસન્ન થશે; હું રાણાજી સાથે એમની મુલાકાત કરાવીશ."

ત્રીજે દિવસે રાણા પ્રતાપસિંહની જન્મતિથિ હતી. તે દિવસે મોટો દરબાર ભરાવાનો હતો અને તેને માટે રાજા, મહારાજાઓ, અમલદારો અને ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને સારૂ આમંત્રણપત્રિકાઓ કહાડવામાં આવી હતી. એવી આમંત્રણપત્રિકા હૃષીકેશચંદ્રને પણ મોકલવામાં આવી હતી. બિપિનચંદ્ર કેટલીક સરભરા કરવાને આગળથી દરબારમાં ગયો હતો. હૃષીકેશચંદ્ર રાજેન્દ્રલાલને ઘેર ગયો અને ત્યાંથી બંને સાથે સાથે દરબારમાં જવાને નીકળયા. તેમની સાથે બીજા કેટલાક સંભાવિત ગૃહસ્થો અને નાના અમલદારો પણ હતા. દરબારનો દિવસ હોવાથી સર્વે દરબારી ઠાઠમાં સજ્જ થયા હતા અને જતાં જતાં પોતાનો સાનમરતબો તથા મોભા પ્રમાણે આગળ પાછળ ચાલતા હતા. કારભારના મદમાં કંઇક તણાતો અને સર્વે તરફ કંઇક ગર્વની દૃષ્ટિથી જોતો, મુછ ઉપર હાથ ફેરવતો, કંઇક હાસ્યવિનોદ કરતો, અને ગામગપાટા હાંકતો કારભારી રાજેન્દ્રલાલ સર્વની વચમાં ચાલતો હતો અને પોતાનો પોશાક, બોલવાની છટા અને ચાલવાની ઢબથી સૌમાં ભાત પાડતો હતો.

દિવસ રાણાજીની જન્મતિથિનો હોવાથી લોકોએ આખા ગામને આસોપાલવ, ફુલ વગેરેથી શણગાર્યું હતું. સ્થળે સ્થળે વિવિધ પ્રકારની શોભાઓ કરવામાં આવી હતી. નાચ, રંગ, તમાશા, ગાયન વગેરે ઠેર ઠેર જોવામાં આવતાં હતાં. દિવસ મહોત્સવ તરીકે ગાળવામાં આવ્યો હતો. રસ્તામાં લોકોની ઠઠ બાઝી હતી અને તેમનાં ટોળે ટોળાં "મહારાણા પ્રતાપસિંહ ઘણું જીવો" એમ બોલતાં અને હર્ષનાદથી રાણાજીની લોકપ્રિયતા અને લોકોનો ભક્તિભાવ સૂચવતાં રાજમહેલ તરફ વળતાં હતાં. ઘેર ઘેર તોરણ બંધાઇ રહ્યાં હતાં અને પ્રજાજનોનાં હૃદય આનંદના ઓઘથી નિતરતાં હતાં. સ્ત્રીઓ અને પુરૂષો નવાં નવાં વસ્ત્રો અને અલંકાર પહેરી અહીં તહીં બેઠેલાં કે આમતેમ ફરતાં અને હર્ષથી વાતો કરતાં નજરે આવતાં હતાં. એ સર્વની વચમાં થઇને રાજેન્દ્રલાલ વગેરે મંડળી જવા લાગી.

દરબાર રાજમહેલમાં ભરાવાનો હતો અને તેથી સર્વ મંડળી રાજમહેલ તરફ વળી. થોડી વારમાં સર્વે રાજમહેલ પાસે આવી પહોંચ્યા.

મહારાણા પ્રતાપસિંહનો રાજમહેલ ભવ્ય હતો. દેખાવમાં તે ઘણો સુંદર હતો. પથ્થરની ઉંચી બાંધણી ઉપર આરસપહાણથી તે બાંધેલો હતો. ગામની વસ્તીથી તે થોડે દૂર હતો; પણ ગામ અને રાજમહેલ વચ્ચેનો સંબંધ તુટે નહીં એટલા માટે વચ્ચે વચ્ચે કેટલીક દુકાનો બંધાવવામાં આવી હતી. રાજમહેલ અનેક વૃક્ષોની સુશોભિત ઘટાઓથી આચ્છાદિત થયેલો હતો. મહારાણા પ્રતાપસિંહને ઝાડોની ઘટાઓનો ઘણો શોખ હતો અને તેથી કરીને રાજમહેલમાં એવી ઘટાઓ ઉભી કરવાને ખાસ લક્ષ આપવામાં આવતું હતું. આઘેથી જોનારને તે કાળા આકાશમાંના ધોળા વાદળા જેવો કે વૃક્ષોની ઘટામાંથી ડોકીયા કરી રહેલા ધોળા બાસ્તા જેવા રૂના મોટા ઢગલા જેવો લાગતો હતો. રાજમહેલની ત્રણ બાજુએ બહુ ઉંચો કે નીચો નહીં એવો ધોળી કાંગરીવાળો કોટ હતો અને પછવાડેની ચોથી બાજુ વિશેષ હવા અજવાળા તથા ફરવા હરવાને માટે ખુલ્લી રાખી તેને લાંબા વિસ્તાર અને વૃક્ષોવાળી સપાટ જમીન સાથે જોડી દીધી હતી. કોટને ત્રણ બાજુએ ત્રણ મોટા કોતરકામવાળા પથ્થરના દરવાજા હતા અને ચોથી બાજુએ ઘણે દૂર લોઢાના તારની વાડ હતી અને તેમાં અહીં તહીં જવર અવરને માટે બે ત્રણ નાના લોખંડના સળીયાના દરવાજા હતા. કોટનો મુખ્ય દરવાજો ગામ ભણી હતો. ઘણોખરો અવરજવર એ દરવાજેથી થતો. એ દરવાજામાંથી અનેકવાર પાયદળ અને ઘોડેસ્વારોનાં ટોળે ટોળાં જતાં અને આવતાં અને રાજાનો મુકામ છે એવો ભાસ પ્રેક્ષકના મનમાં ઉત્પન્ન કરતાં.

રાજમહેલના કોટની અંદર પેઠા કે સઘળો પ્રદેશ લીલોતરીથી છવાઇ ગયેલો નજરે આવતો. વચમાં વચમાં એકાદ નાનું સુંદર ઘટાદાર વૃક્ષ તેની શોભામાં ઉમેરો કરતું. કોઇ કોઇ સ્થળે સુકાં પાંદડાં પડેલાં દૃષ્ટિએ આવતાં અને બાગના માળીની બેદરકારી સુચવતાં. એ લીલોતરી વાળા પ્રદેશમાં કોઇ કોઇ જગ્યાએ ઇંગ્રેજી ફુલઝાડ વાવેલાં હતાં. તે સારાં સુશોભિત પુષ્પને ધારણ કરી રહેલાં નજરે આવતાં, પણ સુવાસને માટે પાસ જનારને નાઉમેદ કરતાં.

બધી મંડળી મુખ્ય દરવાજામાં પેઠી. એક બાજુએ નવું ચણુતર કામ ચાલતું હતું અને બીજી બાજુએ એક મોટી કોટડીનું સમારકામ ચાલતું હતું. એ જોઇને હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો: "આ શું! આ

એક બાજુએ નવું ચણતર ચાલે છે અને બીજી બાજુએ આ નવી ઓરડીનું સમારકામ ચાલે છે ! ”

રાજેન્દ્રલાલે જવાબ આપ્યોઃ “ દેશી રજવાડામાં તો એવુંજ ચાલે. નહીં તો ગરીબ રૈયતને રોજી શી રીતે મળે ? ”

હૃષીકેશચંદ્ર આશ્ચર્ય પામ્યો અને હસ્યો.

“ રાજાને એવો હિસાબ હોય નહીં; હોય તો રાજા રાજા કહેવાય નહીં. ” મંડળીમાંથી એક ગૃહસ્થ બોલી ઉઠયો.

રાજેન્દ્રલાલ કહેવા લાગ્યોઃ “ ઇંગ્રેજોનું અર્થશાસ્ત્ર ઈંગ્રેજો પાસે રહેવા દ્યો. આપણા દેશી રાજાઓને તે જોઇતું નથી. ”

“ ભાઇ સાહેબ, જો રાજા વેપારી જેવી ટુંકી નજર રાખે તો રૈયતના ભોગ જ સમજવા. ” બીજો ગૃહસ્થ કહેવા લાગ્યો.

“ આગળના રાજાઓ અને બાદશાહોએ આપેલાં ગામ, ગરાસ અને જાગીરો અમે આજે પણ ખાઇએ છીએ. એ તે રાજાઓ. દમડી દમડીનો હિસાબ ગણનારા રાજા રાજા નથી પણ માત્ર કાળબળનાં પુતળાં છે. ” એક જણ બોલી ઉઠ્યું.

આમ વાતો કરતા કરતા સૌ આગળ ચાલ્યા. આગળ જતાં કેટલાંક ઇંગ્રેજી ઝાડ હૃષીકેશચંદ્રની નજરે પડયાં. તેનાં પુષ્પો દેખાવમાં ઘણાં સુંદર હતાં. તેથી હૃષીકેશચંદ્ર તેની પાસે ગયો અને તે સુંઘવા લાગ્યો. વાસ નહીં આવવાથી તે કંટાળો ખાઇને એકદમ બોલી ઉઠયોઃ “ ઉંહ, આવાં ફુલઝાડ વાવવાનું પ્રયોજન શું ? ”

રાજેન્દ્રલાલે જવાબ આપ્યોઃ “બાગની શોભામાં વધારો થાય,તે.”

“ શું જગતમાં બધે આવો ડોળજ હશે ? ” આશ્ચર્યથી હૃષીકેશચંદ્રે પ્રશ્ન કર્યો.

“ હા. ઘણુંખરૂં તેવું જ.” રાજેન્દ્રલાલે ફરી જવાબ આપ્યો.

“ હૃષીકેશચંદ્ર ગંભીરતાથી કહેવા લાગ્યોઃ ” ઠીક, ઠીક, આ ફુલો તો આપણને શિખવે છે કે જગત બહારથી આવું સુશોભિત છે પણ અંદરથી તે નિરસ છે. ”

“ તમારા જેવા સંસ્કારી હૃદયને એવું એવું જડી આવે, સામાન્ય જનોને તો તે સુંદર જ લાગે. ” રાજેન્દ્રલાલે જવાબ આપ્યો.

રાજમહેલની લગોલગ આસપાસ બે ગાડીઓ સાથે જઇ શકે એટલો પહોળો રસ્તો રાખવામાં આવ્યો હતો. તે રસ્તામાં મુખ્ય દ્વાર આગળ થોડો માર્ગ રાખી ડાબા જમણી બંને બાજુઓએ ઘોડેસ્વારની ટુકડીઓ અને તેમની પાછળ રંગબેરંગી અને વિવિધ વસ્ત્રાલંકારથી શણગારેલા હાથીઓની હારો ઉભી રાખવામાં આવી હતી. તે રાજમહેલની શોભામાં ઉમેરો કરતી હતી અને પ્રેક્ષકના મનને વધારે આકર્ષતી હતી. મુખ્ય દ્વાર આગળ સરદારો, વતનદારો, ફદરદારો, ચોપદારો અને સિપાઇઓની ઠઠ બાઝી હતી. મોટા મોટા અમલદારો જેમ જેમ આવતા જતા હતા તેમ તેમ તે આઘા ખશીને માગ આપતા હતા અને સરદારો વગેરે અંદર જઇને હોદ્દા પ્રમાણે બેસતા હતા.

રાજેન્દ્રલાલ વિગેરે આમ વાતો કરતા કરતા આગળ ચાલ્યા અને રાજમહેલનાં પગથીયાં ઉપર ચ્હડવા લાગ્યા.

રાજમહેલને પુષ્પ, હાર, તોરણ, મોતી અને જવાહીરથી સુશો [illegible] આવ્યો હતો. દરબારકચેરીમાં સૌથી વધારે ઠાઠ કરવામાં આવ્યો હતો. દરબારનો સમય થયો. દરબારમાં આજુબાજુનાં નગરોના રાજકુંવરો, રાજાઓ, પ્રતિષ્ઠિત ગૃહસ્થો વગેરે આવીને પોતપોતાને સ્થાને પહેલેથી ગોઠવાઇ ગયા હતા.

રાજેન્દ્રલાલ હ્રુષીકેશચંદ્રને લઇને દરબારમાં આવીને બેઠો. તેના આવ્યા પછી બિપિનચંદ્ર આવ્યો અને તે પણ તેની જોડે બેઠો. એટલામાં " ઘણી ખમા, મહારાજાધિરાજને ઘણી ખમા " એ શબ્દો સંભળાવા લાગ્યા. સૌ શાંત અને સ્થિર થઇ ગયા અને મહારાણાને માન આપવાને તૈયાર થવા લાગ્યા. એટલામાં રાણાજીની સ્વારી આવી પહોંચી; સર્વે ઉભા થયા; અને રાણાજી સૌની મધ્યમાં સિંહાસન ઉપર બિરાજમાન થયા. એકઠા થયેલા રાજાઓ, ગૃહસ્થો વગેરે એક પછી એક નીચા નમી નમીને સલામ કરવા લાગ્યા અને ચોપદાર સલામો કરતો કરતો " સલામપે નીઘા રખો મહેરબાન સલામ " પોકારવા લાગ્યો. રાજેન્દ્રલાલનો વારો આવ્યો અને એ પણ નીચો નમીને સલામો કરવા લાગ્યો. હ્રુષીકેશચંદ્ર દરબારની ગેલેરીમાં બેઠો હતો અને ત્યાંથી સઘળું જોયા કરતો હતો. રાજેન્દ્રલાલને પણ નીચો નમીને સલામો કરતો જોઇને તે મનમાં વિચારવા લાગ્યો:

"આ વળી નાટક શું ?"

ક્ષણવાર તે આમતેમ જોવા લાગ્યો. તેનું સુશિક્ષિત હૃદય જગતની આવી શુષ્ક ક્રિયાઓ ઉપર વિચાર કરવા લાગ્યું અને તે ઉપર લખાયલાં કવિવરોનાં પ્રતિભાશાળી વચનો યાદ કરવા લાગ્યું. આખરે તે મનમાં બરબડયો: "શેકસપીયર! શેકસપીયર! તેં ખરૂં જ કહ્યું છે. મોટાઇ આગળ ખુશામત રહેલી જ છે."

થોડો સમય થયા પછી રાણી સત્યવતી દરબારમાં પધાર્યાં. તે પડદે હતાં અને પડદાવાળા એક સ્થાનમાં બીરાજ્યાં. તેમના આવ્યા પછી સંગીત શરૂ થયું. નાચ, રંગ, તમાશા, પુષ્કળ થયા. રાણાજીને નજરાણો કરવામાં આવ્યો અને સર્વે રાણાજીનું દીર્ઘાયુ ઇચ્છવા લાગ્યા. જન્મતિથિ નિમિત્તે રાણાજીએ સર્વેને શરપાવ આપવા માંડયો.

હૃષીકેશચંદ્રને શરપાવ અપાવવાના ઇરાદાથી રાજેન્દ્રલાલે બહુ ખોળયો પણ શરપાવ લેવો નહીં એવો એનો સિદ્ધાંત હોવાથી તે આઘો ખશી ગયો અને રાજેન્દ્રલાલની નજરે આવ્યો નહીં. પછી પાન સોપારી થયાં; રાણાજી અંદર પધાર્યા, અને દરબાર વિસર્જન થયો.

દરબારમાંથી માણસો વેરાઈ ગયા પછી રાજેન્દ્રલાલ રાણાજી પાસે ગયો. રાણા પ્રતાપસિંહ દિવાનખાનામાં બેઠેલા હતા અને તેમની આસપાસ કેટલાક અમલદારો અને રાજદરબારીઓ બેઠેલા હતા. રાજેન્દ્રલાલ ઉભો રહ્યો અને બે હાથ જોડીને અરજ કરવા લાગ્યો; "મહારાજ, કાલે આપે મને પેલા વિદ્વાન ગૃહસ્થને અહીં લાવવાનો હુકમ કર્યો હતો, તે અહીં આવેલા છે. આપ આજ્ઞા કરો તો હું તેમને અહીં લાવું."

"હા, ખુશીથી લાવો." રાણાજીએ જવાબ આપ્યો.

રાજેન્દ્રલાલે હૃષીકેશચન્દ્રને બોલાવ્યો અને તે રાણાજી પાસે આવ્યો. રાજેન્દ્રલાલે તેનું ઓળખાણ કરાવ્યું. હૃષીકેશચંદ્રની તેજસ્વી મુખમુદ્રા, રાજકુંવરને છાજે એવો બાહ્ય દેખાવ, સૌમ્ય આકૃતિ વગેરે જોઇને રાણા પ્રતાપસિંહ ઘણા રાજી થયા. પછી બંને વચ્ચે વાતચિતો થવા લાગી. હૃષીકેશચંદ્ર નિસ્પૃહતાથી જવાબ આપવા લાગ્યો. તેની નિસ્પૃહતા જોઇને રાણાજીએ કંઇક મશ્કરીમાં પુછયું: "આ મારી આસપાસ બેસનારા દરબારીઓ વિષે તમારો અભિપ્રાય કેવો છે?"

“ રાણાજી, દરબારીઓ બધે એવા ને એવાજ એવા હોય છે ?”

“ એવા ને એવા તે કેવાં ? ” રાણાજીએ હૃષીકેશચંદ્રને મોઢે કાણાને કાણો કહેવરાવવાની યુક્તિ રચી.

“ મહારાજ, એવા ને એવા એટલે હાજી, હા કરનારા. ” હૃષીકેશચંદ્રે નિડરપણે જવાબ આપ્યો.

એ સાંભળીને રાણા પ્રતાપસિંહ ચકિત થયા. સઘળા દરબારીઓનાં મુખ ઉપર કંઈક આનંદ અને કંઈક દુઃખની છાયા છવાઇ રહી. પ્રતાપસિંહ હૃષીકેશચંદ્રની નિડરતા અને નૈતિક જુસ્સાનાં વખાણ કરવા લાગ્યા. રાણાજીએ બીજા અનેક પ્રશ્નો કર્યા અને તે બધાના જવાબ હૃષીકેશચંદ્રે બહુજ હિંમતથી આપ્યા અને રાણાજીને આખરે કહી દીધું: “ હું સ્પષ્ટવક્તા છું. મને મનુષ્યની પદવી કે પૈસાને માટે માન નથી, પણ તેના ગુણને માટે મને માન છે. ”

પ્રતાપસિંહ—“ શાબાશ, શાબાશ. ભણ્યાનું સાર્થક તમે કર્યું છે. સત્ય કહેતાં તમે ડરતા નથી; તેના પરિણામની તમને દરકાર નથી. આવી હિંમત ભાગ્યેજ જોવામાં આવે છે. ”

હૃષીકેશચંદ્ર—“ભણીને હાજી, હા, કરે તેને હું ભણેલો કહેતો નથી.”

આમ વાત ચાલતી હતી એટલામાં ઘણાખરા નોકરો, અમલદારો, અને દરબારીઓ રજા લઈ લઇને ચાલતા થયા. ઘણા જણને ગયેલા જોઇને રાણાજી બોલી ઉઠયા: “ ષીકેશચંદ્ર, **स्पष्टवक्ता सुखी भवेत्** એ સૂત્રને તમે પકડી બેઠા છો, પણ જો હમેશાં તમે આવા સ્પષ્ટવક્તા થશો તો કોઇ દિવસ તમારો જીવ જોખમમાં આવી પડશે. હું તમને આ ખાનગી સલાહ આપું છું. ”

રાણાનાં એ વચનો હૃષીકેશચંદ્રની સત્યપ્રીતિને રૂચ્યાં નહી. તે જરા ગુસ્સે થયો અને કહેવા લાગ્યો: “ શું પ્રમાણિક પુરૂષ સાચું બોલતાં ડરશે ? તેનું મૃત્યુ થાય પણ તે કદિ જુઠું બોલશે નહીં. હિંદમાં એવા પ્રમાણિક પુરૂષોની ખોટ છે. એવા પ્રમાણિક પુરૂષો પાકશે ત્યારે જ હિંદ આપોઆપ ઉદયને શિખરે પહોંચશે. ”

પ્રતાપસિંહ—“ મને તમારી જીંદગીને માટે ભય લાગે છે. ”

હૃષીકેશચંદ્ર—“ મહારાજ, આપનું એ કથન સત્યમાં શ્રદ્ધાની ખામી દર્શાવે છે. સત્યશીલ પુરૂષને મૃત્યુનો ડર નથી. મૃત્યુ તેની પાસે આવતું નથી. ”

હૃષીકેશચંદ્રના શબ્દો સાંભળીને મહારાણા પ્રતાપસિંહને ઘણું આશ્ચર્ય લાગ્યું. "આ પુરૂષને રાજાની પણ પરવા નથી. રાજાને પણ એ ખરેખરૂં કહી દે છે. હિંદમાં આવા પુરૂષો વિરલા જ હશે." એમ તેમનું હૃદય તેમને કહેવા લાગ્યું.

થોડીવાર પછી પાછો હૃષીકેશચંદ્ર ગંભીરતાથી બોલ્યો: "રાણાજી, આપનું હૃદય ચોખ્ખું છે. પણ આપની પાસે બેસનારા આ દરબારીઓ અને અમલદારોમાં બહુ વિશ્વાસ મુકશો નહીં. તેઓ હાજી હા કરનારા છે. જ્યાં ને ત્યાં રાજદરબારમાં બધે આવુંજ હોય છે. દરબારીઓ રાજાને આડે માર્ગે દોરે છે. તેમનાથી સાવચેત રહેજો."

"એવી રીતે બીજાઓથી દોરાવું એ એક પ્રકારનું ભોળપણ છે." રાણાજીએ જવાબ આપ્યો.

"તમે તેને ભોળપણ કહો, અમે તેને અક્કલની ખામી જ કહીશું. રાજા, વાજાં, અને વાંદરાં, ત્રણે બરાબર." હૃષીકેશચંદ્રે નિડર પણે કહ્યું.

એ સાંભળીને રાણાજી ખડખડ હસ્યા અને ક્ષણવાર તેની સામે જોઇ રહ્યા.

હૃષીકેશચંદ્ર પણ બેધડકપણે રાણાજી સામે જોવા લાગ્યો, અને પોતાના નિસ્પૃહી અને બહાદુરીભર્યા દેખાવથી તેમના હૃદયમાં કંઇ કંઈ વિચાર ઉત્પન્ન કરવા લાગ્યો.

રાણા પ્રતાપસિંહ ફરીથી હસતા હસતા બોલ્યા: "તમે ભણેલા છો, અને વિદ્વાન છો. અલેકઝાન્ડર અને તેના દરબારીઓની વાત તમે જાણતા જ હશો. શું રાજાઓમાં અક્કલની ખામી તે વખતથી જ ચાલતી આવતી હશે ?"

"રાણાજી, જ્યાં લક્ષ્મી છે ત્યાં બધે એવું જ છે. લક્ષ્મીને કાન છે પણ સાન નથી." હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

"તમે રાજાઓના કટ્ટા દુશ્મન જણાવ છો." રાણાજીએ જરા ટોળથી અને ધીમાશથી કહ્યું.

હૃષીકેશચંદ્ર જરા વિચારમાં પડયો અને ક્ષણવાર થોભ્યા પછી જવાબ આપ્યો: "ના, તેમ નહીં. હું રાજાઓનો શત્રુ નથી; પણ રાજાપણાનો શત્રુ છું."

રાણાજી ઘણા હર્ષથી બોલ્યા: "કારભારી, હૃષીકેશચંદ્રને સારો

શરપાવ આપો, અને તેમને કનકપુરમાં વધારે રહેવાનો મારા તરફથી આગ્રહ કરજો. ”

એ સાંભળીને હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો: “ હું ભાટ ચારણ નથી. શરપાવ તો મિથ્યા સ્તુતિ કરનારા ભાટ ચારણો લે. ”

રાણાજી આશ્ચર્યથી જોવા લાગ્યા અને બોલ્યા: “ આ તો નવો અનુભવ. ”

“ તમે રાજાને નવો અનુભવ ખરો. કારણ કે નિસ્પૃહી મનુષ્યો રાજાઓ પાસે આવતા નથી. ”

“ તમારી મુલાકાતથી મને ઘણો લાભ થયો. ”

“ લાભ તો પરસ્પર છે. ”

“ મને તો આ નવા અનુભવનો લાભ. તમને લાભ શો ? ”

“ રાણાજી ખુશામત કરવી એ દરબારીઓનું કામ છે. હું મનુષ્યના દોષ મનુષ્યને મોંએ કહી દઉં છું, પણ તેના ગુણોની પ્રશંસા કરતો નથી. તેના ગુણોને માટે મારા હૃદયમાં ઘણું માન હોય છે. આપને માટે મને તે માન છે અને તેથી આપનાં દર્શન થયાં એ હું મોટો લાભ માનું છું. ”

બીજા અનેક વિષયો ઉપર વાતો ચાલી અને હૃષીકેશચંદ્રની વિદ્યા, બુદ્ધિ અને ચારિત્ર્યની ઉંડી છાપ રાણાજીના હૃદય ઉપર પડી, પણ તેનો નિડર સ્વભાવ અને જાહેર હિંમતથી તો તેમને ઘણીજ નવાઇ લાગી. આવી નિડરતા એમણે કદિ જોઇ નહોતી. ઘણાએ વિદ્વાનોના પ્રસંગમાં એ આવ્યા હતા પણ ખરાને ખરૂં કહેનારો કોઇ તેમને મળ્યો નહોતો. રાણાજી રાજી થતા થતા કહેવા લાગ્યા: “ મેં ઘણાએ વિદ્વાનો જોયા છે પણ તમારા જેવી જાહેર હિંમત મેં કોઇનામાં જોઇ નથી. અનેક સત્યોએ તમારા હૃદયમાં વાસ કરેલો છે અને તેમને માટે તમારા મનમાં દૃઢ નિશ્ચય છે. શાબાશ, શાબાશ. ”

“ રાણાજી, આત્મસ્તુતિ મને વ્હાલી નથી પણ એટલું તો કહેવું જ પડશે કે જ્ઞાન મારા જીવનનો આશય છે, દ્રવ્ય નહીં, અને તેથી જ હું નિડર છું. ”

“તમે કંઇ ધંધો કરતા નથી ? તમારૂં ગુજરાન શાથી ચાલે છે ?”

"રાણાજી, પ્રભુ સૌને ભુખ્યા ઉઠાડે છે, પણ ભૂખ્યા સુવાડતો નથી. પછી આ પેટની તે શી ફીકર ?"

"કોઇ પણ હેતુ વગર મનુષ્ય પ્રવૃત્તિ કરતો નથી."

"લોકસેવા મારી પ્રવૃત્તિનો હેતુ છે. એ સેવાના માર્ગો શોધવાને હું અહીં તહીં વિચરૂં છું."

"તમારો હેતુ સ્તુત્ય છે. તમારૂં જ્ઞાન અગાધ છે અને તમારી મુખાકૃતિ ઉપરથી લાગે છે કે તમે કોઇ મહાપુરૂષ થશો. મારો તમને આશિર્વાદ છે."

"આપનો આશિર્વાદ હુ માથે ચ્હડાવું છું."

"હૃષીકેશચંદ્ર, આવતી કાલે ફરીથી દરબાર ભરી અહીંના પંડિતો અને સાક્ષરો સાથે તમારૂં ઓળખાણ કરાવવું એવો મારો વિચાર છે."

"જેવી આપની ઇચ્છા. પણ મારે તમને એક અરજ કરવાની છે."

"હા, ખુશીથી કહો."

"પંડિતો ઘણા જુના વિચારના હોય છે. શાસ્ત્રના શબ્દોની મારામારી અને જુના રિવાજો ઉપર વાદવિવાદ કરવામાં તેઓ પોતાનું જીવન ગાળી રહેલા છે. કુવામાંના દેડકા જેવું એમનું જીવન છે. ભારતવર્ષ એ જ એમનું આખું જગત છે. તેઓ નવું જાણવાની ઇચ્છા કરતા નથી અને જુનામાં ડુબકાં ખાધા કરે છે. વળી ઇર્ષ્યા અને અહંભાવ તેમનામાં વાસ કરી રહેલાં છે. ब्राह्मणो ब्राह्मणं दृष्ट्वा श्वानवत् घुरघुरायते."

"તેમને પણ કંઇક બાહ્ય જગતનું ભાન કરાવાય તો પ્રજાને ઘણો લાભ છે." રાણાજી વચમાં બોલી ઉઠ્યા.

"એમની સાથે વાદ વિવાદ કરવો એ પાણી વલોવવા જેવું છે." હૃષીકેશચંદ્રે ધીમાશથી જવાબ આપ્યો.

"જગતમાં ન સુધારી શકાય એવું કોઇ હોતું નથી." રાણાજી જરા ભાર મુકીને બોલ્યા.

"રાણાજી, આપનું કહેવું ઠીક છે. પંડિતોનો સમાગમ કરવાની મારે ના નથી. તેમની પાસેથી પણ મારે તો ઘણુંએ શિખવાનું છે. બધાની પાસેથી કંઇ કંઇ શિખવાનેજ હું બહાર નીકળેલો છું. પણ, રાણાજી, દેશસેવાના કાર્યમાં તમે—રાજાઓ—જેટલું કરી શકો

તેટલું બીજું કોઈ કરી શકે નહી એવો મારો દૃઢ નિશ્ચય છે. તેથી જ હું રાજાઓની મુલાકાત કરવાનું અને તેમની સાથે વાદવિવાદ કરવાનું વધારે પસંદ કરૂં છું. राजा कालस्य कारणम्."

રાણાજીએ જરા અધીરા થઈને પુછ્યું: "એ કેવી રીતે?"

"મહારાજ, यथा राजा तथा प्रजा. આર્યપ્રજા રાજાને વિષ્ણુનો અવતાર ગણે છે અને તેને તે પૂજે છે. રાજામાં તેને વિશ્વાસ છે અને રાજાને પગલે તે ચાલે છે. રાજાઓ ધારે તો આર્યપ્રજાને નમુનેદાર બનાવી મુકે."

"શું બીજાઓ તેમ ન કરી શકે?" રાણાજીએ ધીમેથી પુછ્યું.

"રાણાજી, રાજબીજનું હૃદય કંઇક તો સંસ્કારી હોય જ અને તેથી બીજાઓને સમજાવવા કરતાં રાજાઓને સમજાવવાનું કામ ઘણું સહેલું છે. રાજાઓ જલદીથી સમજી શકે તેમ છે. વળી બીજાઓને લોકલાગણી હશે પણ તેમની પાસે દેશસેવાનું સાધન ક્યાં છે? રાજાઓ પાસે તે પુષ્કળ છે. વળી લાખો મનુષ્યોનાં કામ રાજાઓના હાથમાં છે. તેમનું ભલું કરવાની રાજાઓમાં શક્તિ છે. પણ વાત એટલીજ છે કે રાજાઓમાં દેશસેવાની ઇચ્છા નથી. તે ઇચ્છાને જાગૃત કરવાની છે. જો રાજાઓને સત્યને માર્ગે ચ્હડાવાય, અને તેમનાં હૃદય પવિત્ર અને પરગજુ બનાવી શકાય, તો તેઓ લોકોનું કેટલું બધું કલ્યાણ કરી શકે? રાણાજી, રાજાઓની નસોમાં ક્ષત્રિયોનું લોહી વહી રહેલું છે; તેમના બાપદાદાઓનાં પરાક્રમોને સંભારી તેમની ક્ષાત્રવૃત્તિ જાગૃત કરો અને તેમનેજ પ્રથમ જ્ઞાની બનાવો અને તેઓ બીજાઓને જ્ઞાન આપશે, તેમને સારે માર્ગે દોરશે અને તેમના કલ્યાણના માર્ગ યોજશે."

એ સાંભળીને મહારાણા પ્રતાપસિંહ મનમાં રાજી થયા અને હૃષીકેશચંદ્રનાં વચનો ઉપર વિચાર કરવા લાગ્યા. વખત ઘણો થયેલો હોવાથી હૃષીકેશચંદ્રે હવે રાણાજીની રજા લીધી અને "વળી ફરીથી હું આપની પાસે આવીશ" એમ કહીને તે દિવાનખાનાની બહાર નીકળ્યો અને ઘર તરફ ચાલતો થયો. તેના ગયા પછી રાણાજીના મનમાં વિચાર આવ્યો: "આવા પુરૂષોને પરોણા તરીકે રાજમહેલમાં રાખ્યા હોય તો કેટલો બધો ફાયદો થાય! મારા

રાજ્યમાં ઘણાએ સુશિક્ષિત અમલદારો છે અને ઘણા અહીં આવે છે ને જાય છે, પણ હૃષીકેશચંદ્રના જેવી નિસ્પૃહા કોઇનામાં જોવામાં આવતી નથી. નિસ્પૃહી પુરૂષો જ ખરી સલાહ આપે છે. તેઓ જ સાચા મિત્ર છે. તેઓ સારાં પુસ્તકોની ગરજ સારે છે. કડવું પણું સાચું ભાખનારા પુરૂષો જવલ્લેજ મળી આવે છે. જેમ પુસ્તકો આપણને સારૂં લાગશે કે માઠું તેની દરકાર કર્યા વગર ખરૂં જ અને હિતકારક હોય તે જ કહી દે છે તેમ આવા નિસ્પૃહી પુરૂષો સાચી જ વાત કહી દે છે. સર્વેને તેમની મૈત્રીની જરૂર છે; રાજાઓને તો એવાઓની વિશેષ જરૂર છે."

ઉપર પ્રમાણે વિચાર કરતે કરતે રાણાજીએ એક નોકરને હુકમ કર્યો: "જા, જલદી જા, અને પેલા હૃષીકેશચંદ્ર જાય છે તેમને પાછા બોલાવ."

હૃષીકેશચંદ્ર પાછો આવ્યો અને રાણાજીએ તેને ખુરશી ઉપર બેસાડીને કહ્યું: "તમે આજથી મારા અતિથિ તરીકે રાજમહેલમાં રહો."

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો: "તમે તમારા રાજમહેલમાં સૌને આવવાની રજા આપો તો તેમ કરૂં. ન્યાતજાત, ધર્મ, પંથ, કે પદવીના ભેદ વગર સૌને અહીં આવવા દો. રાય કે રંક, અમલદાર કે સિપાઇ, અભણ કે સુશિક્ષિત, સર્વે મારે મન સરખા જ છે. તેમને સર્વેને સુખેથી જ્યારે ફાવે ત્યારે અહીં આવવા દો. રાણાજી, મારા બારણા આગળ મારે સિપાઇનો પહેરો જોઇતો નથી, એ તો તમારે હોય!"

રાણાજી હસવા લાગ્યા અને વિચાર કરતા હૃષીકેશચંદ્રના વિશાળ લલાટ તરફ જોઇ રહ્યા. તેના હૃદયના ઉદાર ભાવો, સર્વ પ્રત્યે સમાન પ્રીતિ, અને દેશદાઝ જોઇને તે ચકિત થયો.

એટલામાં હૃષીકેશચંદ્ર પાછો બોલી ઉઠ્યો: "રાણાજી, હવે હું રજા લઇશ. મારે હવે કાલે જવું છે."

રાણાજી પુછવા લાગ્યા: "ક્યાં જવું છે?"

"ભારતવર્ષની આર્થિક, સામાજિક અને ધાર્મિક સ્થિતિનો બારીક અભ્યાસ કરી તેના કલ્યાણના માર્ગ શોધવાને સ્થળે સ્થળે

કરવાનો મારો વિચાર છે. પછી તો પ્રભુની ઇચ્છા. એની ઇચ્છા વગર કંઇ બનતું નથી. " હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

રાણાજી હૃષીકેશચંદ્રના મુખ તરફ ફરીથી જોઇ રહ્યા. તેના હૃદયમાં કેવી અગાધ સ્વદેશપ્રીતિએ વાસ કર્યો હશે તેનો તે વિચાર કરવા લાગ્યા. આવા ઉદાર હૃદયનો પુરૂષ પોતાના રાજ્યમાં રહે તો ઠીક એમ ધારીને રાણાજી કહેવા લાગ્યાઃ "તમે અહીં રહો તો શું ?"

"એક જ સ્થળે રહેવું તેના કરતાં જુદે જુદે સ્થળે ફરીને જુદા જુદા અનુભવ મેળવવાનું હું વધારે ઠીક ગણું છું." હૃષીકેશચંદ્રે ગંભીરતાથી જવાબ આપ્યો.

રાણાજીએ કહ્યું: "મારા રાજ્યમાં તમે રહો તો હું તમને ભારે પગાર આપું."

"રાણાજી, લક્ષ્મી જ જો મારા જીવનનો હેતુ હોત તો તેને હું લાત મારીને પેદા કરત. મારામાં તે શક્તિ છે, પણ મારે લક્ષ્મી જોઇતી નથી." હૃષીકેશચંદ્રે નિસ્પૃહતાથી જવાબ આપ્યો.

રાણાજી ઘણા આશ્ચર્યથી હૃષીકેશચંદ્રની સામે જોઇ રહ્યા. તેમણે તેને અનેક લાલચો આપી, અને અનેક રીતે તેને લોભાવ્યો, પણ હૃષીકેશચંદ્ર તેના નિશ્ચયથી ડગ્યો નહીં. આખરે રાજેન્દ્રલાલ બોલી ઉઠ્યોઃ "પગાર ન લેશો પણ અમારા ઉપર કૃપા કરીને રહો."

" એક સ્થાને બંધાઈ રહેવું તેના કરતાં જુદે જુદે સ્થળે સ્વતંત્રપણે વિચરવું એ વધારે પસંદ કરવા જેવું છે. "

"તમે અહીં પણ સ્વતંત્રતા ભોગવી શકશો." રાણાજીએ કહ્યું.

હૃષીકેશચંદ્ર વિચારમાં પડ્યોઃ "રાણાજીનો બહુ આગ્રહ છે તો એમને નારાજ ન કરવા."

થોડીવાર વિચાર કરીને તે બોલી ઉઠ્યોઃ "ભલે, આપની ઇચ્છા છે તો હું અહીં રહીશ. પણ મારી મરજીમાં આવે તે વખતે હું ગમે ત્યાં જવા આવવાને સ્વતંત્ર છું."

રાણાજીએ ખુશીથી કહ્યું: "હા, તમે તેમ કરવાને સ્વતંત્ર છો. ફક્ત તમારી સલાહની અમારે જરૂર છે. તમારી કિંમતી સલાહથી મારૂં અને મારી પ્રજાનું ભલું થશે એમ મારી ખાત્રી છે."

"રાણાજી, મારે નોકરી કરવી નથી, પણ રાજ્યસેવા એ લોક-સેવા છે એમ જાણીને હું વગર પગારે આ રાજ્યની સેવા કરીશ."

"તમારી સલાહની મારે જરૂર છે, તેનાથી મારા રાજ્યનાં માન અને આબરૂ વધશે, અને તેનું હિત સચવાશે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો અને કનકપુરમાં રહી રાણાજીની વતી રાજ્યનું કેટલુંક કામ ઉપાડી લઇ તેને સુધારી વધારી આબાદ કરવાનો મનમાં વિચાર કરતો રાણાજી સામું જોઈ રહ્યો.

"તમારા નવરાશના વખતમાં તમારી પાસેથી હું કંઇક વિદ્યા પણ ગ્રહણ કરીશ." રાણાજી પાછા કહેવા લાગ્યા.

"બીજાના હિતને માટે આ દેહ છે, એમ આપ સમજજો." એટલું કહીને હૃષીકેશચંદ્ર રજા લઇને ઉઠયો, રાજમહેલની બહાર આવ્યો, અને રાજમહેલના દરબારનો ઠાઠ, તેની શોભાને માટે ખરચાયલું અઢળક દ્રવ્ય, પરદેશી માલ, તેથી લુંટાતી ભારતની લક્ષ્મી, રાજાઓના વૈભવ, અને ભારતવાસીઓનું દારિદ્રય, સર્વ ઉપર વિચાર કરતો, રાજમહેલ તરફ કંઇક આશ્ચર્ય અને કંઇક ખેદભરી દૃષ્ટિ નાંખતો, એ પગ પહોળા કરી પ્રચંડ દૈત્ય જેવો, તેની સામે ઉભો રહ્યો. તેની દૃષ્ટિ ત્યાં ને ત્યાં સ્થિર થઇ રહી. ક્ષણવાર તે જોઇ રહ્યો. ક્ષણવાર તે ઉંડા નિસાસા મુકી રહ્યો. પરદેશ ધસડાઇ જતી લક્ષ્મી અને ભારતની ગરીબાઇ બંને વચ્ચે તેનું મગજ અથડાવા લાગ્યું. ભારત ભૂખ્યું છે, તરસ્યું છે, દીન છે, દુઃખી છે, અને આ રાજાઓ વજ્ર હૃદયના થઇ ભોગવિલાસો ભોગવે છે એ વિચાર તેના હૃદયને વલોવવા લાગ્યો. તેની દૃષ્ટિ ત્યાં ને ત્યાં સ્થિર થઇ રહી, અને તે ગદ્-ગદિત થઇને મનમાં બોલી ઉઠ્યોઃ "ગોલ્ડસ્મિથ! તું ખરૂં જ કહે છે. શ્રીમંતોનાં આ નકામાં ખરચોમાંથી હજારો ગરીબોનું પોષણ થઇ શકે!"

હૃષીકેશચંદ્ર આમ વિચાર કરતો કરતો ઉભો રહ્યો. મધ્યાન્હનો સમય થયો. હૃષીકેશચંદ્ર પરસેવાથી ન્હવાઇ ગયો હતો તેથી તે રાજમહેલની પાછળના છાયાવાળા પ્રદેશમાં ગયો અને ત્યાં આમ તેમ ફરવા લાગ્યો. રાજમહેલની પાછળ લગભગ એક બે માઇલ સુધી પથરાઇ રહેલું ઉપવન હતું. તેની મધ્યમાં એક નાનો રસ્તો કહાડ-વામાં આવ્યો હતો અને તે રસ્તાની બંને બાજુએ આંબાનાં નાનાં નાનાં ઝાડ રોપવામાં આવ્યાં હતાં. તેમનાં થડ ચાર પાંચ હાથ સુધી

સીધાં અને સ્વચ્છ રાખવામાં આવ્યાં હતાં અને મથાળે પથરાઈ રહેલાં ડાળાં, પાંખડાં, અને પાંદડાં જાણે સરખી ગોળ છત્રીએ ધરતાં હોય તેવાં દેખાતાં હતાં, અને રસ્તાની શાભા અને છાયામાં વધારો કરતાં હતાં. રસ્તામાં સુંદર રૂપેરી ધોળી રેતી પાથરી દેવામાં આવી હતી. રાજમહેલથી ઉપવનના છેડા તરફ જતાં તેના ચાર ભાગ પાડેલા જોવામાં આવતા હતા અને તેમાં દાડમડી, જામફળી, લીંબાઈ વગેરે ફળઝાડ, અને ગુલાબ, મોગરો જાઈ, જુઇ વગેરે ફુલઝાડને રોપવામાં આવ્યાં હતાં. જરા આઘે દૃષ્ટિ નાંખતાં એક સુંદર ઘટાદાર આંબાવાડીયું નજરે આવતું હતું અને તેની પેલી પાસ સાગ, તાડ, નાળીએરી અને સોપારીનાં ઉંચાં ઝાડ દૃષ્ટિએ પડતાં હતાં. ઉપવનના છેવટના ભાગમાં નાના નાના ડુંગરો અને તેમની પાસેથી વહી જતાં નાનાં કૃત્રિમ ઝરણાં પ્રેક્ષકના હૃદયને આકર્ષતાં હતાં.

હૃષીકેશચંદ્ર એક વૃક્ષ નીચે જરા વાર બેઠો. એ વખતે પવન સુસવાટ કરતો વાઇ રહ્યો. પવનથી તેનાં કપડાં ઉડતાં હતાં અને તેને તે દબાવી દબાવીને પાંશરાં રાખવા લાગ્યો. વૃક્ષની છાયાથી તેને કંઇક ઠંડક અને આરામ મળ્યાં. કુદરત તરફ દૃષ્ટિ નાંખીને તે કહેવા લાગ્યો:

" આ વૃક્ષો પોતે તાપને સહન કરી બીજાના તાપને હરે છે. પેલાં ફળઝાડ અનેક ફળોનો ભાર વેઠી મનુષ્યોની ક્ષુધાને તૃપ્ત કરે છે. કુદરત આપણને અવનવા બોધ આપે છે, અને આપણને તેમના જેવા પરગજુ થવાનું શિખવે છે. પેલું ધીમે ધીમે વહી જતું ઝરાનું પાણી નીચા પ્રદેશને જ શોધે છે. નમ્રતાનો તે બોધ કરે છે; ત્યારે મનુષ્ય ઉંચો ને ઉંચો થઇને જ ચાલે છે. કુદરતમાં રહેલાં સત્યોને તે જોતો નથી. અહાહા, પ્રભુ તારી અજબ લીલા છે. એક ઇંગ્રેજ લેખકે ખરૂં જ કહ્યું છે:

"A wise man has his eyes in his head, while a fool walketh in darkness."

" મનુષ્ય ! તું ડાહ્યો છે કે મૂર્ખ, તેનો વિચાર તું જાતે જ કરી લેજે. પ્રભુએ આંખો સૌને આપી છે પણ કુદરતનાં સત્યોને કોઇ નિહાળતું નથી. છતી આંખે અંધ થઇને મનુષ્ય જગતમાં વિચરે છે."

સંસ્કારી જીવોની દૃષ્ટિ સંસ્કારી જ હોય છે. જગતની દૃષ્ટિએ જે આવતું નથી તે તેમની દૃષ્ટિએ આવે છે. જગત કુદરતમાં જડને

જ જુવે છે; સંસ્કારી જીવો કુદરતમાં ઉંડાં સત્યોને નિહાળે છે. તેમની દૃષ્ટિ અલૌકિક પ્રકારની હોય છે. શેકસ્પીયર "પથ્થરોમાં ધાર્મિક બોધ અને ઝરાઓમાં પુસ્તકો"ને જોતો. મીરાંબાઇ, પ્રલ્હાદ, વગેરે ભક્તો ઝેરના પ્યાલામાં કે સ્તંભમાં પ્રભુને જ નિહાળતાં. તેવી રીતે હૃષીકેશચંદ્રની સંસ્કારી દૃષ્ટિ કુદરતમાં અનેક સત્યોને નિહાળતી, તેમનું બારીક અવલોકન કરતી, અને તેમનું નિરીક્ષણ કરી હૃદયને તે સત્યોથી અલંકૃત કરવા પ્રયાસ કરતી. કુદરતનાં સત્યો તેની દૃષ્ટિમાં ઝટ તરી આવતાં. તેમને તે હૃદયમાં ઉતારતો અને તેમની સાથે એકતા સાધતો.

સૃષ્ટિનું સૌંદર્ય નિહાળતો અને તેમાંથી અનેક બોધ લેતો હૃષીકેશચંદ્ર ત્યાં ને ત્યાં બેસી રહ્યો, અને મધ્યાન્હનો સમય થઇ ગયેલો હોવાથી માથા ઉપર સૂર્યનો તાપ પુષ્કળ પડતો હતો પણ તેને નહી ગણકારતો તે વિચારપરંપરામાં લીન થઇ ગયો. તે પોતાનું ભાન ભૂલી ગયો અને તે એટલે સુધી કે એક માણસે આવીને તેને જગાડયો ત્યારે તે જાગૃત થયો, તેની વિચારમાલા અટકી, અને હૃષીકેશચંદ્ર પોતાને સ્થાનેથી ઉભો થયો. તે માણસ રાજેન્દ્રલાલનો નોકર હતો અને તે તેને ખોળતો ખોળતો ત્યાં આવી પ્હોંચ્યો હતો.

રાજમહેલમાંથી નીચે ઉતરીને રાજેન્દ્રલાલ હૃષીકેશચંદ્રનો તપાસ કરવા લાગ્યો. બંને સાથે આવેલા એટલે પાછા બંનેએ સાથે ઘેર જવું એવા વિચારથી રાજેન્દ્રલાલ હૃષીકેશચંદ્રની રાહ જોતો રાજમહેલનાં પગથીયાં આગળ ઉભો રહ્યો, પણ તેનો પત્તો ખાધો નહીં તેથી તેણે એક નોકરને શોધવાને મોકલ્યો હતો. નોકર હૃષીકેશચંદ્રને કહેવા લાગ્યો: "ભાઇસાહેબ, આપની રાહ જોઇને કારભારી સાહેબ પગથીયાં આગળ ઉભા છે."

હૃષીકેશચંદ્ર સાફળો શફળો જવાબ આપવા લાગ્યો: "હા, ચાલો."

હૃષીકેશચંદ્રની વિચારમાલા તદ્દન અટકી ગઇ. તે સાવધ થયો અને ઉંઘમાંથી ઉઠેલો માણસ જેમ બાવરો બની આમ તેમ જોતો ચાલે તેમ હૃષીકેશચંદ્ર ચાલવા લાગ્યો અને રાજમહેલનાં પગથીયાં આગળ આવી રાજેન્દ્રલાલ જોડે ઘેર જવા લાગ્યો. રસ્તામાં જતે જતે રાજેન્દ્રલાલ વાત કરવા લાગ્યો: "હૃષીકેશભાઇ, આવતી કાલે રાણાજી બિપિનચંદ્રને કારભારી બનાવશે એમ મને લાગે છે. હજી કંઇ નક્કી નથી. કોઇને કહેશો નહીં."

" એમ કે ? મારે કોઇને કહેવાની શી જરૂર છે ? " હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

" આ તો કાન ગુન્હેગાર થયા છે માટે કહું છું. "

" ત્યારે તમારૂં શું થશે ? "

" મારે તો હવે પેનશન પર જવું છે. બહુ દિવસ કારભારૂં કર્યું. હવે વાનપ્રસ્થ લઇ પ્રભુનું ભજન કરીશું. પંચાવન તો થયાં. હવે ક્યાં સુધી ? દેહનું સાર્થક પણ કરવું જોઇએ. "

" ત્યારે તો ઠીક. તેમાં તમને તો હરકત નથી. "

" મને તો હરકત નથી, પણ પેલો કેદારસિંહ એમાં આડે આવશે. તમે એને ઓળખ્યો ? પેલો લીલો ફેંટો બાંધીને મારી સામે દરબારમાં બેઠો હતો અને જલદી દરબારમાંથી ચાલ્યો ગયો હતો તે. એ રાણાજીના મુખનું પાન છે. "

" બિપિનચંદ્ર કારભારી થાય તેમાં એને નુકશાન શું ? "

" કેદારસિંહ ખટપટીઓ છે. તે રાણાજીનો આઘેનો સગો છે. રાણાજી એના ઉપર વિશ્વાસ રાખે છે અને એને ચ્હાય છે. પણ એ એના દાવપેચમાં જ રમે છે. "

" શા દાવપેચ ? " હૃષીકેશચંદ્રે આશ્ચર્યથી પુછ્યું.

" કેદારસિંહ આઘેનો ગાદીનો વારસ છે. ગમે તેમ કરી પોતાનો વધારે હક્ક સાબીત કરી ગાદીએ બેસવાનો એ ઇરાદો રાખે છે, અને તેને માટે તરકટો રચે છે. રેસીડંટ વ્હીલર સાહેબને ત્યાં પણ એ વારેઘડીએ આવ જા કરે છે. એ માણસ ભયંકર છે. " રાજેન્દ્રલાલે જવાબ આપ્યો.

" તેમાં બિપિનચંદ્રને શું ? "

" બિપિનચંદ્ર રાણાજીનો પક્ષ લે એ સ્વાભાવિક છે, અને તેથી એમને ભય. "

" ઉંહ્, એવો ભય રાખીએ તો જગતમાં જીવાય પણ નહીં. " હૃષીકેશચંદ્રે કહ્યું.

" હૃષીકેશચંદ્ર, હું કહું છું તે નક્કી માનજો. એ કેદારસિંહે પોતાનાં માણસ બધે ગોઠવ્યાં છે. રાણાજી અને બિપિનચંદ્ર ભલા છે. મને એનાં ઉપર વિશ્વાસ નથી. એ કંઇ નવું જુનું કરવાનો જ. પણ આ વાત મનમાં રાખજો. "

જ જુવે છે; સંસ્કારી જીવો કુદરતમાં ઉંડાં સત્યોને નિહાળે છે. તેમની દૃષ્ટિ અલૌકિક પ્રકારની હોય છે. શેકસ્પીયર " પથ્થરોમાં ધાર્મિક બોધ અને ઝરાઓમાં પુસ્તકો"ને જોતો. મીરાંબાઇ, પ્રલ્હાદ, વગેરે ભક્તો ઝેરના પ્યાલામાં કે સ્તંભમાં પ્રભુને જ નિહાળતાં. તેવી રીતે હૃષીકેશચંદ્રની સંસ્કારી દૃષ્ટિ કુદરતમાં અનેક સત્યોને નિહાળતી, તેમનું બારીક અવલોકન કરતી, અને તેમનું નિરીક્ષણ કરી હૃદયને તે સત્યોથી અલંકૃત કરવા પ્રયાસ કરતી. કુદરતનાં સત્યો તેની દૃષ્ટિમાં ઝટ તરી આવતાં. તેમને તે હૃદયમાં ઉતારતો અને તેમની સાથે એકતા સાધતો.

સૃષ્ટિનું સૌંદર્ય નિહાળતો અને તેમાંથી અનેક બોધ લેતો હૃષીકેશચંદ્ર ત્યાં ને ત્યાં બેશી રહ્યો, અને મધ્યાન્હનો સમય થઇ ગયેલો હોવાથી માથા ઉપર સૂર્યનો તાપ પુષ્કળ પડતો હતો પણ તેને નહીં ગણકારતો તે વિચારપરંપરામાં લીન થઇ ગયો. તે પોતાનું ભાન ભૂલી ગયો અને તે એટલે સુધી કે એક માણસે આવીને તેને જગાડ્યો ત્યારે તે જાગૃત થયો, તેની વિચારમાલા અટકી, અને હૃષીકેશચંદ્ર પોતાને સ્થાનેથી ઉભો થયો. તે માણસ રાજેન્દ્રલાલનો નોકર હતો અને તે તેને ખોળતો ખોળતો ત્યાં આવી પ્હોંચ્યો હતો.

રાજમહેલમાંથી નીચે ઉતરીને રાજેન્દ્રલાલ હૃષીકેશચંદ્રનો તપાસ કરવા લાગ્યો. બંને સાથે આવેલા એટલે પાછા બંનેએ સાથે ઘેર જવું એવા વિચારથી રાજેન્દ્રલાલ હૃષીકેશચંદ્રની રાહ જોતો રાજમહેલનાં પગથીયાં આગળ ઉભો રહ્યો, પણ તેનો પત્તો ખાધો નહીં તેથી તેણે એક નોકરને શોધવાને મોકલ્યો હતો. નોકર હૃષીકેશચંદ્રને કહેવા લાગ્યો: " ભાઇસાહેબ, આપની રાહ જોઇને કારભારી સાહેબ પગથીયાં આગળ ઉભા છે. "

હૃષીકેશચંદ્ર સાફળો શફળો જવાબ આપવા લાગ્યો: " હા, ચાલો."

હૃષીકેશચંદ્રની વિચારમાલા તદ્દન અટકી ગઇ. તે સાવધ થયો અને ઉંઘમાંથી ઉઠેલો માણસ જેમ બાવરો બની આમ તેમ જોતો ચાલે તેમ હૃષીકેશચંદ્ર ચાલવા લાગ્યો અને રાજમહેલનાં પગથીયાં આગળ આવી રાજેન્દ્રલાલ જોડે ઘેર જવા લાગ્યો. રસ્તામાં જતે જતે રાજેન્દ્રલાલ વાત કરવા લાગ્યો: " હૃષીકેશભાઇ, આવતી કાલે રાણાજી બિપિનચંદ્રને કારભારી બનાવશે એમ મને લાગે છે. હજી કંઇ નક્કી નથી. કોઇને કહેશો નહીં. "

" એમ કે ? મારે કોઇને કહેવાની શી જરૂર છે ? " હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

" આ તો કાન ગુન્હેગાર થયા છે માટે કહું છું. "

" ત્યારે તમારૂં શું થશે ? "

" મારે તો હવે પેનશન પર જવું છે. બહુ દિવસ કારભારૂં કર્યું. હવે વાનપ્રસ્થ લઇ પ્રભુનું ભજન કરીશું. પંચાવન તો થયાં. હવે ક્યાં સુધી ? દેહનું સાર્થક પણ કરવું જોઇએ. "

" ત્યારે તો ઠીક. તેમાં તમને તો હરકત નથી. "

" મને તો હરકત નથી, પણ પેલો કેદારસિંહ એમાં આડે આવશે. તમે એને ઓળખ્યો ? પેલો લીલો ફેંટો બાંધીને મારી સામે દરબારમાં બેઠો હતો અને જલદી દરબારમાંથી ચાલ્યો ગયો હતો તે. એ રાણાજીના મુખનું પાન છે. "

" બિપિનચંદ્ર કારભારી થાય તેમાં એને નુકશાન શું ? "

" કેદારસિંહ ખટપટીઓ છે. તે રાણાજીનો આઘેનો સગો છે. રાણાજી એના ઉપર વિશ્વાસ રાખે છે અને એને ચ્હાય છે. પણ એ એના દાવપેચમાં જ રમે છે. "

" શા દાવપેચ ? " હૃષીકેશચંદ્રે આશ્ચર્યથી પુછ્યું.

" કેદારસિંહ આઘેનો ગાદીનો વારસ છે. ગમે તેમ કરી પોતાનો વધારે હક્ક સાબીત કરી ગાદીએ બેસવાનો એ ઇરાદો રાખે છે, અને તેને માટે તરકટો રચે છે. રેસીડંટ વ્હીલર સાહેબને ત્યાં પણ એ વારેઘડીએ આવ જા કરે છે. એ માણસ ભયંકર છે. " રાજેન્દ્રલાલે જવાબ આપ્યો.

" તેમાં બિપિનચંદ્રને શું ? "

" બિપિનચંદ્ર રાણાજીનો પક્ષ લે એ સ્વાભાવિક છે, અને તેથી એમને ભય. "

" ઉંહ્, એવો ભય રાખીએ તો જગતમાં જીવાય પણ નહીં. " હૃષીકેશચંદ્રે કહ્યું.

" હૃષીકેશચંદ્ર, હું કહું છું તે નક્કી માનજો. એ કેદારસિંહે પોતાનાં માણસ બધે ગોઠવ્યાં છે. રાણાજી અને બિપિનચંદ્ર ભલા છે. મને એના ઉપર વિશ્વાસ નથી. એ કંઇ નવું જુનું કરવાનો જ. પણ આ વાત મનમાં રાખજો. "

" એ તો ભાયાત માનસિંહ. "

"ઠીક; બીજા અમલદારો, શેઠીયાઓ, વગેરેનું ઓળખાણ કરાવો."

રાજેન્દ્રલાલ એક પછી એક નામ ગણાવતો, તેમની કંઇ કંઇ નિશાનીઓ બતાવતો, નાયબ કારભારી, સુબા, ન્યાયાધીશ, મહાલકરી વગેરેનાં ઓળખાણ કરાવવા લાગ્યો. કેટલાકનું સ્મરણ હૃષીકેશચંદ્રને બરાબર થઇ આવતું અને કેટલાક તેને જેવા તેવા યાદ આવતા અને કેટલાક તો તેના સ્મૃતિપટ ઉપરથી તદ્દન ખશી ગયા હતા. પણ બધાની બાબતમાં હૃષીકેશચંદ્ર, હાયે હા, કરતો અને કેટલાકને વધારે વધારે સંભારી તેમની મુખકળા, વર્ણ, હાવભાવ વગેરે યાદ રાખતો.

એમ કરતે કરતે બંને બજારમાં આવી પહોંચ્યા. ત્યાંથી બે રસ્તા ફંટાતા હતા. હૃષીકેશચંદ્રને જુદે માર્ગે જવાનું હતું તેથી તે સલામ કરીને બીજે માર્ગે વળવા લાગ્યો. રાજેન્દ્રલાલે તેનો હાથ પકડીને થોડીવાર ઉભો રાખ્યો અને બોલ્યો: " હજી તો તમે જેમ જેમ બીજાઓના પ્રસંગમાં આવતા જશો તેમ તેમ તમને એમના ગુણોની ખબર પડશે. એ તો મહાદેવજીના ગુણ ભઇડો જાણે. અમારે કાને તો બધી વાતો આવે. ટુંકામાં એટલુંજ કહું છું કે જેટલું ચળકે છે તેટલું સોનું નથી. આ પેલા દરબારમાં સારાં સારાં કપડાંલત્તાં પહેરીને, ઠાલા ડમકા, ગંભીર અને ઠાવકા થઇને બેઠા હતા તે બધાનો જો ઇતિહાસ જાણ્યો હોય તો ખબર પડે કે જગત કેવું ઢોંગી અને કપટી છે. તે બહારથી દેખાય છે કેવું અને અંદરથી તે કેવું છે. એમનાં કૃત્યો એવાં કાળાં છે કે પ્રભુ તોબા! પાછલા પોપડા ઉખાડવા એ કામનું નહીં, પણ ચોરી, છીનાળી, લાંચ, વિશ્વાસઘાત એમાંના એક કે બેનો આરોપ તો દરેકને માથે હશે જ. આવા ભયંકર ગુન્હાઓ ઉંચાં વસ્ત્રાલંકાર નીચે ઢંકાઇ રહ્યા છે. આ પુરૂષો જગતને કેવા છેતરે છે!"

“ એને પગાર કેટલો છે ? ” હૃષીકેશચંદ્રે પુછ્યું.

“ પગાર તો એના મોં પ્રમાણે સ્તો ! શી આવડ ઉપર મોટો પગાર હોય ? ” રાજેન્દ્રલાલે જવાબ આપ્યો.

“ ત્યારે આ બધી પુંજી ક્યાંથી ? ”

“ ક્યાંથી એ તો આજના જમાનામાં પુછવું જ નહીં. તેમાંયે વળી આ તો રજવાડું. ”

“ તમે કારભારી બધું જાણો તોયે તેનું કશું ના કરો ? ”

“ રાણાજીનો કેદારસિંહ માનીતો અને કેદારસિંહનો એ માનીતો, એટલે શું થાય ? અમે ઉંડા પાણીમાં શું કામ ઉતરીયે ? ”

“ રાજેન્દ્રલાલ, તમને પણ કંઇ કંઇ છાંટા લાગ્યા છે. આંખ આડા કાન કરવા એ પણ ન્યાયદૃષ્ટિએ તો ગુન્હો છે. ” હૃષીકેશચંદ્ર મનમાં કહેવા લાગ્યો.

આમ વાત ચાલતી હતી એટલામાં આઘેથી જતો એક લહું જેવો માણસ જણાયો. રાજેન્દ્રલાલને જોઇને તે પાસે આવ્યો અને સલામ કરી તેની નિશાને ઇચ્છતો હોય તેવો ડોળ કરી, જરા વાર ઉભો રહી, રાજેન્દ્રલાલની પુઠ થઇ એટલે ઝટ લઇને ચાલતો થયો. જરા પાછું જોઇ આંગળીથી બતાવી રાજેન્દ્રલાલ કહેવા લાગ્યોઃ “ આ માણસને જોયો ? એ કેદારસિંહનો જમાઇ છે. એ છે તો એક સાધારણ ફોજદાર, પણ પોલીસ કમીશનર હોય એટલો એનો રોફ છે. લોકોને એ બહુ ત્રાસ આપે છે. લોકો એનાથી ડરે છે. કેદારસિંહને બાતમી લાવી આપવી અને એના ભોગવિલાસનાં સાધનો ગમે તેમ કરીને પુરાં પાડવાં એ એનો ધંધો. ગુન્હો પકડવામાં એની બહુ હોંશીઆરી નથી, પણ ખુશામત કરવામાં તે ભલભલાને પણ હઠાવી દે એવો છે. એનું નામ ઇંદ્રસિંહ છે. ”

‘ એવાને આ રાજ્યમાં કોણે આણ્યા હશે ? ” હૃષીકેશચંદ્રે આશ્ચર્યથી પુછ્યું.

“ મારી પહેલાંના કારભારીના એ સાળા છે. તે વખતે એ પેઠા એ પેઠા, અને હવે કેદારસિંહના જમાઇ એટલે એમનું નામ કોણ લે ! લોકોને કેદારસિંહની ધાક ઓછી નથી ! ”

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. પછી થોડીવારે તે બોલ્યોઃ “ દરબારમાં પેલા લાલ ફેંટો બાંધીને તમારી પાછળ બેઠા હતા તે કોણ ? ”

"ઠીક, હું એ વાતને મનમાં રાખીશ, પણ અજાણ્યો થઇને બિપિનચંદ્રને ચેતાવતો રહીશ." હૃષીકેશચંદ્ર ખાત્રી આપતો કહેવા લાગ્યો.

વાતો કરતા કરતા બંને આગળ ચાલ્યા. રસ્તામાં સરદારો, ફરકદારો, શેઠીઆઓ, અમલદારો વગેરેનાં મકાનો આવતાં હતાં તે તરફ આંગળી કરી કરીને રાજેન્દ્રલાલ બતાવતો હતો અને દરબારમાં તેમણે પહેરેલો પોશાક તથા શરીરનો બાંધો, વર્ણ, વગેરેને વર્ણવી, તેમણે લીધેલાં સ્થાનોની એંધાણી આપી, તેમનું ઓળખાણ કરાવતો હતો. ચાલતાં ચાલતાં કેદારસિંહનું મકાન આવ્યું ત્યાં આઘે રાજેન્દ્રલાલ જરા ઉભો રહ્યો અને ઘરમાં શું થાય છે તે જોવા લાગ્યો. ઉંચો થઇને જોતાં મેનાં નામની ગુણકા તેની નજરે પડી. રાજેન્દ્રલાલ એકદમ ખમચ્યો અને હૃષીકેશચંદ્રને કહેવા લાગ્યો:

"હૃષીકેશચંદ્ર, આવો, આવો, આ તમાશો જુવો. ચાલતે ચાલતે આડી નજર કરી જોઇ લ્યો. પછી હું તમને કહીશ."

હૃષીકેશચંદ્ર ચાલતો ચાલતો પાસે ગયો અને ડોકીયું કરી શરમાઇને પાછો હઠ્યો. કેદારસિંહ અને મેનાં દારૂમાં ચકચૂર થઇને છજામાં પડેલાં હતાં. રસ્તે જતા લોકો તે જોવાને ઉભા રહેતા પણ ડરના માર્યા બહુ વાર ત્યાં ટકતા નહીં; તે વેગળે ઉભા ઉભા આંગળીઓ કરતા અને કેદારસિંહ તરફ ધિક્કારની નજરથી જોતા.

જરા આગળ ચાલીને રાજેન્દ્રલાલ કહેવા લાગ્યો: "જોયું હૃષીકેશચંદ્ર! આટલા માટેજ એ દરબારમાંથી વ્હેલો આવ્યો હશે. આ તો એને ઘેર આવી છે, પણ કેટલીકને ઘેર તો એ જાતે જાય છે. આમાંની એકાદ ઉપર રાણાજીને મોહિત કરી તેમની આબરૂના કાંકરા કરવા અને રેસીડંટ સાહેબને કાને એ વાત આણીને એમને ગાદી ઉપરથી પદભ્રષ્ટ કરાવવા, અને પછી ગાદીએ બેસવું, એવો દુષ્ટ વિચાર આ કેદારસિંહનો છે."

આગળ ચાલતાં ચાલતાં એક મોટું મકાન નજરે પડયું. તેને બતાવીને રાજેન્દ્રલાલ કહેવા લાગ્યો: "જુઓ, આ મકાન પેલા ગુમાનસિંહનું છે. તે કેદારસિંહના પિત્રાઈ ભાઇ થાય છે. ચોરનો ભાઇ ઘંટી ચોર. એ અહીં આવ્યો ત્યારે એની પાસે દમડી પણ નહોતી. પણ આજે આ મોટાં ઘરબાર અને બાગબગીચા કરીને બેઠો છે; પાસે પુંજી પણ સારી છે."

" એને પગાર કેટલો છે ? " હૃષીકેશચંદ્રે પુછ્યું.

" પગાર તો એના મોં પ્રમાણે સ્તો ! શી આવડ ઉપર મોટો પગાર હોય ? " રાજેન્દ્રલાલે જવાબ આપ્યો.

" ત્યારે આ બધી પુંજી ક્યાંથી ? "

" ક્યાંથી એ તો આજના જમાનામાં પુછવું જ નહીં. તેમાંયે વળી આ તો રજવાડું. "

" તમે કારભારી બધું જાણો તોયે તેનું કશું ના કરો ? "

" રાણાજીનો કેદારસિંહ માનીતો અને કેદારસિંહનો એ માનીતો, એટલે શું થાય ? અમે ઉંડા પાણીમાં શું કામ ઉતરીયે ? "

" રાજેન્દ્રલાલ, તમને પણ કંઇ કંઇ છાંટા લાગ્યા છે. આંખ આડા કાન કરવા એ પણ ન્યાયદૃષ્ટિએ તો ગુન્હો છે." હૃષીકેશચંદ્ર મનમાં કહેવા લાગ્યો.

આમ વાત ચાલતી હતી એટલામાં આઘેથી જતો એક લફું જેવો માણસ જણાયો. રાજેન્દ્રલાલને જોઇને તે પાસે આવ્યો અને સલામ કરી તેની નિશાન પુછતો હોય તેવો ડોળ કરી, જરા વાર ઉભો રહી, રાજેન્દ્રલાલની પુઠ થઇ એટલે ઝટ લઇને ચાલતો થયો. જરા પાછું જોઇ આંગળીથી બતાવી રાજેન્દ્રલાલ કહેવા લાગ્યો: " આ માણસને જોયો ? એ કેદારસિંહનો જમાઇ છે. એ છે તો એક સાધારણ ફોજદાર, પણ પોલીસ કમીશનર હોય એટલો એનો રોફ છે. લોકોને એ બહુ ત્રાસ આપે છે. લોકો એનાથી ડરે છે. કેદારસિંહને બાતમી લાવી આપવી અને એના ભોગવિલાસનાં સાધનો ગમે તેમ કરીને પુરાં પાડવાં એ એનો ધંધો. ગુન્હો પકડવામાં એની બહુ હોંશીઆરી નથી, પણ ખુશામત કરવામાં તે ભલભલાને પણ હઠાવી દે એવો છે. એનું નામ ઇંદ્રસિંહ છે. "

" એવાને આ રાજ્યમાં કોણે આણ્યા હશે ? " હૃષીકેશચંદ્રે આશ્ચર્યથી પુછ્યું.

" મારી પહેલાંના કારભારીના એ સાળા છે. તે વખતે એ પેઠા એ પેઠા, અને હવે કેદારસિંહના જમાઇ એટલે એમનું નામ કોણ લે ! લોકોને કેદારસિંહની ધાક ઓછી નથી ! "

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. પછી થોડીવારે તે બોલ્યો: " દરબારમાં પેલા લાલ ફેંટો બાંધીને તમારી પાછળ બેઠા હતા તે કોણ ? "

"એ તો ભાયાત માનસિંહ."

"ઠીક; બીજા અમલદારો, શેઠીયાઓ, વગેરેનું ઓળખાણ કરાવો."

રાજેન્દ્રલાલ એક પછી એક નામ ગણાવતો, તેમની કંઇ કંઇ નિશાનીઓ બતાવતો, નાયબ કારભારી, સુબા, ન્યાયાધીશ, મહાલકરી વગેરેનાં ઓળખાણ કરાવવા લાગ્યો. કેટલાકનું સ્મરણ હૃષીકેશચંદ્રને બરાબર થઇ આવતું અને કેટલાક તેને જેવા તેવા યાદ આવતા અને કેટલાક તો તેના સ્મૃતિપટ ઉપરથી તદ્દન ખશી ગયા હતા. પણ બધાની બાબતમાં હૃષીકેશચંદ્ર, હાયે હા, કરતો અને કેટલાકને વધારે વધારે સંભારી તેમની મુખકળા, વર્ણ, હાવભાવ વગેરે યાદ રાખતો.

એમ કરતે કરતે બંને બજારમાં આવી પહોંચ્યા. ત્યાંથી બે રસ્તા ફંટાતા હતા. હૃષીકેશચંદ્રને જુદે માર્ગે જવાનું હતું તેથી તે સલામ કરીને બીજે માર્ગે વળવા લાગ્યો. રાજેન્દ્રલાલે તેનો હાથ પકડીને થોડીવાર ઉભો રાખ્યો અને બોલ્યોઃ "હજી તો તમે જેમ જેમ બીજાઓના પ્રસંગમાં આવતા જશો તેમ તેમ તમને એમના ગુણોની ખબર પડશે. એ તો મહાદેવજીના ગુણ ભમ્ડો જાણે. અમારે કાને તો બધી વાતો આવે. ટુંકામાં એટલુંજ કહું છું કે જેટલું ચળકે છે તેટલું સોનું નથી. આ પેલા દરબારમાં સારાં સારાં કપડાંલત્તાં પહેરીને, ડાહ્યા ડમરા, ગંભીર અને ઠાવકા થઇને બેઠા હતા તે બધાનો જો ઇતિહાસ જાણ્યો હોય તો ખબર પડે કે જગત કેવું ઢોંગી અને કપટી છે. તે બહારથી દેખાય છે કેવું અને અંદરથી તે કેવું છે. એમનાં કૃત્યો એવાં કાળાં છે કે પ્રભુ તોબા! પાછલા પોપડા ઉખાડવા એ કામનું નહીં, પણ ચોરી, છીનાળી, લાંચ, વિશ્વાસઘાત એમાંના એક કે બેનો આરોપ તો દરેકને માથે હશે જ. આવા ભયંકર ગુન્હાઓ ઉંચાં વસ્ત્રાલંકાર નીચે ઢંકાઇ રહ્યા છે. આ પુરૂષો જગતને કેવા છેતરે છે!"

"જગતમાં મોટા મનાતા પુરૂષો, કોટયાધીશો, વગેરેનો પાછલો હેવાલ તપાસીશું તો કંઇ કાળું ધોળું જ માલમ પડશે. આવી સત્તા અને લક્ષ્મીને માટે ખરા વિદ્વાનોએ અસંતોષ ધરવો ઉચિત નથી." હૃષીકેશચંદ્ર મનમાં બોલી ઉઠયો.

"કરશે તેવું ભોગવશે; ચાલો હવે, વાર બહુ થઇ," કહીને હૃષી-

કેશચંદ્ર છુટો પડ્યો અને બિપિનચંદ્રના બંગલા તરફ જવા લાગ્યો. જતાં જતાં એને અનેક વિચાર આવ્યા અને તે મનમાં એ સર્વને કહેવા લાગ્યો:

"નિર્દોષ પ્રજાનું રક્ષણ કરવાને બ્હાને તમે તેનું ભક્ષણ કરો છો; દ્રવ્ય અને સત્તાના જોરથી તમે ફાવી જાઓ છો; પણ પ્રભુને ઘેર તો તમારો અને ગરીબમાં ગરીબનો પણ ન્યાય સરખો જ છે. ગરીબની આંતરડી કકળાવીને જગતમાં કોઇ સુખી થયું નથી અને તમે થવાના નથી. આજ નહીં તો કાલ, કાલ નહીં તો મહિને, છ મહિને, વરસે, તમને તમારાં કૃત્યોનું ફળ મળશે જ. કાળ તમને ઝડપશે તે વખતે તમારાં દ્રવ્ય અને સત્તા કશુંએ કામે લાગશે નહીં. રાવણ જેવાઓ પણ ધૂળમાં રોળાયા તો પછી તમારો હિસાબ શો? યાદ રાખજો કે કાળ તમારે માથે પણ ભમે છે."

વળી તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો:

"આવા અધમ વાતાવરણમાં હજારનો પગાર મળે તો પણ નોકરી કરવી ઉચિત નથી. સંગતિદોષ કોઇ કાળે લાગે જ."

ભારતવાસીઓને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો:

"ભારતવાસીઓ! ઈંગ્રેજો પાસે તમે નવા નવા હકકો માગો છો પણ તમારા દેશીભાઇઓને સત્તા નીચે કચડી નાંખતાં તમે જરાકે આંચકો ખાતા નથી. દેશી રાજ્યોમાં તમે પ્રજા પાસેથી કંઇ કંઇ પડાવી લેવાનો ઇરાદો રાખો છો. ક્યાં છે તમારામાં ન્યાયબુદ્ધિ? ક્યાં છે તમારામાં સ્વદેશપ્રીતિ અને ભ્રાતૃભાવ? જે પુણ્યભૂમિએ સર્વાત્મભાવને સર્વત્ર પ્રગટાવ્યો, તે ભૂમિમાં તમે આજે અત્યંત ભેદભાવ પ્રગટાવવા ઉભા થયા છો! ધિક્! ધિક્! જે પવિત્ર આર્યભૂમિમાં બ્રહ્મચર્ય, સંયમ અને સત્ય નજરે આવતાં હતાં તે ભૂમિમાં આજે વ્યભિચાર, છળ અને પ્રપંચ દૃષ્ટિએ આવે છે. કેટલો બધો વિનિપાત! જ્યાં વેદ વેદાંતાદિ શાસ્ત્રો રચાયાં અને જ્યાં દેવ, ઋષિ, મુનિ અને તપસ્વીઓ સંચાર કરતા, ત્યાં આજે ખટપટ અને જુઠનાં શસ્ત્રો રચાતાં અને લંપટ, ત્રિપથી અને પ્રપંચી પુરૂષો અહીં તહીં ફરતા નજરે આવે છે. ધિક્! ધિક્! આર્યો! તમે તમારા પૂર્વજોના નામને બોળો છો. ધર્મ અને નીતિ આર્યોનું સ્વાભાવિક જીવન છે, તેને તમે હણો છો, અને જાતેજ હણાવ છો. ધિક્! ધિક્!"

આમ કંઇક વિચાર કરતો, અને કંઇક મનમાં બરબડતો હૃષીકેશચંદ્ર બિપિનચંદ્રને બંગલે પહોંચ્યો.

## પ્રકરણ ૩ જું.

## બિપિનચંદ્રનો કારભાર.

બીજે દિવસે સવારમાં સૂર્યોદય થતાં એક ઘોડેસ્વાર ઉતાવળો ઉતાવળો બિપિનચંદ્રના બંગલાના કંપાઉન્ડમાં પેઠો. તે વખતે પ્રિયંવદા ઉઠી હતી અને બારીમાંથી બહાર ડોકીયું કરી આકાશ સામે જોતી, આસપાસનાં વૃક્ષોને નિહાળતી, પક્ષીઓના કલબલાટને સાંભળતી, ચિત્તને આનંદ આપતી, પરભાતીયાં ગાતી ગાતી ઉભી હતી. કંપાઉન્ડના દરવાજા આગળ પહેરાવાળાઓ પહેરો પુરો થવાથી બીસ્તરા, બંદુકો વગેરેને લઇને જવાની તૈયારી કરી ઉભા હતા અને નવા પહેરેગીરો આવતા તેમ તેમ તેમને ચાર્જ સોંપી પોતાને મુકામે વિદાય થતા હતા.

પ્રિયંવદાએ સ્વારને આવતો જોયો. બિપિનચંદ્ર હજી ઉઠયો નહોતો. હૃષીકેશચંદ્ર પોતાની ઓરડીમાં હતો અને ઘરમાં બીજાં માણસોમાંનાં કોઇ ઉઠયાં હતાં, કોઇ અરધાં જાગતાં પથારીમાં પડી રહ્યાં હતાં અને કોઇ ઓટલે બેશી અફીણીયાની માફક બગાસાં ખાતાં ખાતાં દાતણપાણી કરતાં હતાં. ઘોડેસ્વારે આવીને એક બીડેલો કાગળ દિવાનખાનાના પહેરેગીરને આપ્યો. પ્રિયંવદાએ તે જોયો અને તે તરત જ નીચે ઉતરી.

કોણ જાણે કેમ પણ પ્રિયંવદાના મનમાં તે વખતે ઘણો આનંદ થવા લાગ્યો. તે હર્ષમાં ને હર્ષમાં આમ તેમ ફરવા લાગી અને સૌને કહેવા લાગી: "હવે તો એ ઉઠે તો ઠીક." ઘરનાં માણસોના ગરબડાટથી બિપિનચંદ્ર જાગી ઉઠયો અને નીચે આવ્યો. પ્રિયંવદા એકદમ તેની પાસે આવી અને હસતે હસતે કહેવા લાગી: "આ પેલો ઘોડેસ્વાર કયારનોયે આવીને ઉભો છે. તે એક બીડેલો કાગળ લાવ્યો છે. વાંચો તો ખરા એમાં શું લખેલું છે. કોણ જાણે કેમ પણ મને તો કંઇ ખુશ ખબર લાગે છે."

"હા, આજ મેં તારૂં મોઢું જોયું છે. જોઉં છું હવે શું થાય છે." હસતો હસતો બિપિનચંદ્ર બોલ્યો.

બિપિનચંદ્રે પહેરેગીર પાસેથી કાગળ લીધો અને તેને વાંચવા માંડયો. મહારાણા પ્રતાપસિંહે બિપિનચંદ્રને કારભારી નીમ્યો હતો

તેનો તે હુકમ હતો. તે કાગળ ઉપર રાણાજીની સહી તથા રાજ્યનો સીક્કો હતો. બિપિનચંદ્ર વાંચીને ખુશી થયો અને પ્રિયંવદાને હસતે હસતે કહેવા લાગ્યો: "આજ હું ઉઠયો તેવુંજ મેં મારા ઘરની લક્ષ્મીનું મોં જોયું એટલે હવે બાકી શું હોય! રાણાજીએ મારી નિમણૂક કારભારી તરીકે કરી."

એ સાંભળીને પ્રિયંવદાના હર્ષનો પાર રહ્યો નહીં. ઘરનાં માણસો જેમ જેમ ઉઠતાં ગયાં તેમ તેમ આ ખુશ ખબર જાણતાં ગયાં. મૃણાલિનિને એ વાતની ખબર પડી એટલે એ ઉતાવળી ઉતાવળી આખા ઘરમાં ફરી વળી અને નાનું, મોટું, ઉંઘતું, જાગતું, સગું, વહાલું, નોકર, ચાકર, દરેકને એ કહી વળી. બહાર ડહેલામાં ગાડીવાનો તથા બે ચાર ખાસદારો હતા તેમને પણ એ કહી આવી.

હૃષીકેશચંદ્રને ખબર પડી એટલે એ બહાર આવ્યો અને "કાલે રાજેન્દ્રલાલ ખરૂં કહેતા હતા" એમ કહી રાજેન્દ્રલાલના શબ્દોને સંભારતો, કંઇક હર્ષ પામતો, વળી "રાજેન્દ્રલાલ આમ પણ કહેતા હતા" એમ કહી કેદારસિંહની ખટપટને મનમાં લાવતો, તેના તરફ શંકાની નજરથી જોતો, અને કંઇક ખેદ પામતો તે બિપિનચંદ્રની પાસે ગયો. એક બીજાને જોઇને બંનેનાં મોં મલકાઇ ગયાં. પ્રિયંવદા તરફ જોઇને હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો: "હવે બિપિનભાઈ કારભારી થયા એટલે તમારા મટી ગયા."

"એમ કેમ બોલો છો.?" પ્રિયંવદાએ ધીમે રહીને પુછ્યું.

હસતે હસતે હૃષીકેશચંદ્ર જવાબ આપ્યો: "એ તે હવે કારભાર કરશે કે તમારી સાથે બેશીને વાતો કરશે? મોટા શેઠીયાઓની સ્ત્રીઓને એ સુખ હોય તો તમારે હોય."

પ્રિયંવદા કંઇક સમજી, કંઇક ના સમજી, પણ કારભાર મળ્યાના હર્ષમાં ને હર્ષમાં સાંભળ્યું ના સાંભળ્યું કરીને ચાલતી થઇ અને ઘરકામમાં વળગી ગઇ.

બિપિનચંદ્ર કારભારી થયો એ વાત આખા કનકપુરમાં ફેલાઇ ગઇ. લોકોને જેમ જેમ ખબર પડતી ગઇ તેમ તેમ સરદારો, દરકદારો, શેઠીયાઓ, અને બીજા સામાન્ય વર્ગના સંભાવિત ગૃહસ્થો એક પછી એક એને અભિનંદન આપવાને આવવા લાગ્યા. સર્વની સરભરા કરવાનું કામ હૃષીકેશચંદ્ર અને પીયુષકાન્તને માથે આવી પડયું.

હૃષીકેશચંદ્ર આવનારને માન આપતો, તેને યોગ્ય સ્થાને બેસાડતો, તેની સાથે થતી વાતચીત સાંભળતો, તેના હૃદયની પરીક્ષા કરી તે બિપિનચંદ્રના પક્ષનો છે કે કેદારસિંહના પક્ષનો તે નક્કી કરી, મગજમાં જાણે કોતરી રાખતો હોય તેમ સૌનાં નામ, નિશાન, વિચાર વગેરેને મનમાં ઠસાવતો, કોણ કેટલામાં છે તેનો બારીક વિચાર કરતો અને કોઇનું અપમાન થાય નહીં કે કોઇને ખોટું લાગે નહીં તેની કાળજી રાખતો દિવાનખાનામાં એક બાજુએ બેશી રહ્યો હતો. બિપિનચંદ્રના કારભારનો તેને વિચાર આવતો અને સાથે સાથે કારભારીની ચિંતાઓ તેની સ્મૃતિમાં તરી આવતી સાથે સાથે શેક્સપીયરનું કથન "રાજાઓના મુકુટ ચિંતાઓથી ભરેલા હોય છે" એ યાદ આવતું; અને એ સર્વની વચ્ચે રાજેન્દ્રલાલે કહેલી કેદારસિંહની ખટપટનો ચિતાર તેના મનમાં ખડો થતો અને એ વિચાર કાળી વાદળી તારાઓને ઢાંકી નાંખે તેમ અન્ય વિચારોને ઢાંકી નાંખતો. બિપિનચંદ્રથી અજાણ્યા રહી તેને કેદારસિંહની ખટપટમાંથી બચાવી લેવો એ વિચાર હવે તેના મનમાં રમી રહ્યો.

દિવાનખાનામાં ઘણા માણસોની પેશનીકળ થતી હતી. સરદારો, અમલદારો વગેરે મંડળી પ્રથમ આવી ગઇ. હવે શેઠીયાઓ અને બીજા પ્રજાજનો આવતા હતા. એટલામાં કેદારસિંહ અને તેનો ભાઇ ગુમાનસિંહ આવ્યા. તેમની પાછળ ઇંદ્રસિંહ અને સેવકરામ આવ્યા. સેવકરામ કેદારસિંહને ત્યાં જતો આવતો, એનો ફેરો ફાંટો ખાતો અને આવી વખતે એની સાથે આવતો કરતો.

કેદારસિંહને આવતો જોઇને બિપિનચંદ્ર ખુરશી ઉપરથી જરા ઉભો થયો અને તેને આવકાર આપવા લાગ્યો. કેદારસિંહ મનમાં તો ખૂબ બળતો પણ ઉપર ઉપરથી ખુશી બતાવતો, મોં મલકાવતો, હૃષીકેશચંદ્ર તરફ આડી નજરથી જોતો, મુછ ઉપર હાથ ફેરવતો અને ગુમાનસિંહનો હાથ પકડી તેને પોતાની પાસે બેસાડતો કહેવા લાગ્યો: "રાજેન્દ્રલાલ પછી તમને જ કારભાર મળશે એમ અમે તો પહેલેથીજ જાણતા હતા. રાણાજી તમને આપે એમાં નવાઇ પણ નથી. યોગ્યને યોગ્યજ મળ્યું છે."

એ સાંભળીને હૃષીકેશચંદ્ર મનમાં જ બોલ્યો: "મુખમેં રામ બગલમેં છુરી."

ગુમાનસિંહ કેદારસિંહની વાતમાં ટાપશી પુરવા લાગ્યો: " હા, બિપિનચંદ્ર રાણાજીનો જમણો હાથ છે. રાણાજીને એમના તરફ પક્ષપાત છે."

વચમાં કેદારસિંહ બોલી ઉઠયો: " અને એમને રાણાજી તરફ પક્ષપાત છે. એ જે તે બાબતમાં રાણાજીનો પક્ષ લે છે."

બિપિનચંદ્ર ભોળે ભાવે જરા મોં મલકાવતો સઘળું સાંભળી રહ્યો. પણ એ સાંભળીને હૃષીકેશચંદ્ર ચમકયો. રાજેન્દ્રલાલના શબ્દો તેને યાદ આવ્યા, કેદારસિંહની ભયંકરતા અને દુષ્ટતા તેના સ્મૃતિપટ ઉપર તરી આવવા લાગ્યાં, તેની કપટજાળ વિષે તેના મનમાં કંઇ કંઇ વિચાર ઉત્પન્ન થયા અને એ કપટથી બિપિનચંદ્ર ઉપર થનાર ભાવી પરિણામના કંઇક કંઇક પડઘા તેને વાગવા લાગ્યા. તીક્ષ્ણ દૃષ્ટિથી હૃષીકેશચંદ્ર કેદારસિંહ સામે જોઇ રહ્યો. કેદારસિંહના મનમાં બળતરા હતી અને તે બોલતે બોલતે ફીકા સમજી પડતા મોં ઉપરથી સહેજ સહેજ જણાઇ આવતી હતી. હૃષીકેશચંદ્ર તે સમજી ગયો. તેની ખાત્રી થઇ કે બિપિનચંદ્ર કારભારી થયો એ વાત કેદારસિંહને ગમતી નથી. એના મનમાં નક્કી થયું કે રાજેન્દ્રલાલ કહેતા હતા તેમ કેદારસિંહ કપટ-જાળ રચશે અને બિપિનચંદ્રને બહુ ખમવું પડશે.

" પણ જ્યાંસુધી હું અહીં છું ત્યાંસુધી બિપિનચંદ્રનો વાંકો વાળ થવા દેનાર નથી." હૃષીકેશચંદ્રે મન સાથે ગાંઠ વાળી.

ઘણા જણ દિવાનખાનામાં આવતા જતા હતા તેથી હવે વધારે બેસવાનો સમય નથી એમ જાણી, કંઇક વિવેક વાપરી, કેદારસિંહ હસતે મોંએ ઉભો થયો અને રજા લઇને દિવાનખાનામાંથી બહાર નીકળ્યો.

બોલતે બોલતે તેના મોં ઉપર ફાંકા પડયા અને તે હૃષીકેશચંદ્રે જોયા.

કેદારસિંહ જવા લાગ્યો. હૃષીકેશચંદ્ર કંઇક તિરસ્કારની નજરથી તેની પાછળ જોઇ રહ્યો. તે દિવસથી કેદારસિંહની કપટજાળને જાણવી અને બિપિનચંદ્રને તેનાથી બચાવી લેવો એ તેનું પ્રથમ કાર્ય થઇ રહ્યું.

એક બાજુએ તેનું મન તેને કહેવા લાગ્યું: " વગર કારભારે મારે આ ખટપટ શી ?" બીજી બાજુએ તેનું હૃદય તેને સમજાવવા લાગ્યું: " જ્ઞાન કહે છે કે સંસાર પરથી આસક્તિ કહાડી નાંખવી, પણ તેથી એમ નથી ઠરતું કે તેનો તિરસ્કાર કરવો. સંસારમાં રહેવા

મોટા નકશીદાર આંકડાઓની સાંકળીઓ માલમ પડતી હતી. એ વસ્ત્રાભૂષણો સૂર્યના તાપમાં ચળકી રહ્યાં હતાં.

હાથીની ઉપર બેઠેલા માવતો પણ સુશોભિત પોશાકમાં સજ્જ થઇ બાંકા ટેડા બની, હાથે સોનાનાં કડાં અને કોટમાં સોનાની કંઠીયો વગેરે ધારણ કરી, હાથમાં સોનારૂપાનાં અંકુશ લઇ, કોઇ લીલો, કોઇ ભૂરો, કોઇ કેસરી ને કોઇ બદામી ફેંટો બાંધી, કનકપુરના રાજ્યની લક્ષ્મીનું જાણે પ્રદર્શન ભરતા હોય તેવો દેખાવ કરી, સોનાનાં આભૂષણો ઉપર પડીને પ્રતિબિમ્બિત થઇ આસપાસ પ્રસરતાં સૂર્યનાં કિરણોથી જાણે મહારાણા પ્રતાપસિંહની કીર્તિને ફેલાવતા હોય તેવો દેખાવ કરી રહ્યા હતા.

હાથીની માફક ખાસા ઘોડાઓને પણ શણગારવામાં આવ્યા હતા. તે શિવાય બીજા ઘોડેસ્વારો તથા પાયદળ અને ડંકા, નિશાન વગેરે બધું આવી આવીને રાજમહેલના આંગણામાં એકઠું થઇ ગયું હતું. ગામના લોકો પણ હવે એક પછી એક આવીને ત્યાં ટોળે મળવા લાગ્યા. ત્યાં ભારે ગરદી જામી રહી.

બિપિનચંદ્રને માટે એક ખાસ હાથીને શણગારવામાં આવ્યો હતો. તે હાથી કદાવર અને દેખાવમાં સુંદર હતો. બીજા હાથીઓ કરતાં તે ઉંચો હતો. આડે દહાડે અને સ્વારી પ્રસંગે રાણાજી એ હાથી ઉપર સ્વારી કરતા અને કારભારીઓને કારભારનો પોશાક અપાયા પછી તેમને તે હાથી ઉપર બેસાડીને મુકામે વિદાય કરતા. એ હાથી ઉપર બિપિનચંદ્રને બેસાડવામાં આવ્યો, અને પાયદળ, ઘોડેસ્વાર, ડંકા, નિશાન વગેરે બધું સ્વારીના રૂપમાં ગોઠવાઇને રાજમહેલમાંથી નીકળયું. શણગારેલા હાથીઓ બિપિનચંદ્રની બંને બાજુઓએ ગોઠવાઇ ગયા અને ખાસા ઘોડાઓને ખાસદારો દોરીને એક પછી એક ચાલવા લાગ્યા. સ્વારીની શોભા અપૂર્વ હતી. કનકપુરના લોકો ઘરને ઓટલે, બારીઓમાં અને મહેલાઓમાં જોવાને એકઠા થયા, અને પોતાને મનગમતા કારભારીને વધાવી

સ્વારી ધીમે ધીમે આગળ વધી. તે બંગલાની પાસે આવતી ગઇ. પ્રિયંવદાની દૂર ફેંકેલી દૃષ્ટિ તેના ઉપર પડી. ડંકાના ઘન નાદ અને શરણાઈ, રણશીંગું વગેરેના અવાજ તેના કાનમાં અથડાવા લાગ્યા અને તેની સાથે તેનું હૃદય હર્ષથી ઉછળવા લાગ્યું. તેની આંખોમાં આંસુ આવી ગયાં. સતી પોતાની પાછલી સ્થિતિને સંભારવા લાગી. ભૂતકાળમાં કનકપુરમાં વેઠેલી હાડમારી, મનહરપુરમાં વેઠેલો દ્રવ્યસંકોચ, મુંબઇનો જીવનકલહ વગેરે તેની આંખો આગળ તરી આવવા લાગ્યાં અને તેની સાથે આ સુખી સ્થિતિને સરખાવતી સતી–પતિવ્રતા પ્રિયંવદા હર્ષઘેલી બની "ઓ મારા પતિ, આ તે શાણું કે સાચું; અરેરે બહુએ કષ્ટ તમે વેઠયાં, બહુએ અપમાનને તમે ખમ્યાં; પ્રભુએ આખરે આ સારો દહાડો દેખાડયો" એમ બોલતી, અંતઃકરણથી પતિને વધાવતી, તેનાં ચરણકમળ આગળ જાણે પુષ્પની વૃષ્ટિ કરતી હોય તેમ પ્રિયંવદા હર્ષનાં આંસુ ટપકાવવા લાગી. પતિની ઉચ્ચ પદવીનો વિચાર કરતાં કોમલાંગીનું કોમળ હૃદય ચમકવા લાગ્યું. કારભારીને આવકાર આપવાને આગળ આગળથી આવીને બંગલામાં બેશી જતા અમલદાર વર્ગને નિહાળી આનંદમાં ન્હાવા લાગી. આજથી એકાદ બે વરસ ઉપર બિપિનચંદ્ર કનકપુરમાં એ પદવીવાળા અમલદારોને ઘેર ધક્કા ખાતો હતો, અરજો કરતો હતો, અને વીસ પચ્ચીસની નોકરી સારૂ કાલાવાલા કરતો હતો, અને કોઇની દયા, કોઇના ઠઠ્ઠા મશ્કરી, અને કોઇના તિરસ્કારનું પાત્ર થતો હતો તે બધા બનાવો પ્રિયંવદાના સ્મૃતિપટ ઉપર એક પછી એક આવવા લાગ્યા. એટલામાં સ્વારી છેક પાસે આવી અને કારભારી બનેલા પતિના તેજસ્વી મુખને નિહાળતાં સૂર્યના પ્રકાશથી જેમ કાળાં વાદળાં વેરાઈ જાય તેમ બીજા વિચારો આવ્યા ખસી ગયા અને પતિની મોટાઇનો મનમાં ખ્યાલ આણતી પ્રિયંવદા સ્નેહભરી દૃષ્ટિએ બિપિનચંદ્રને નિહાળી વધાવી રહી. પતિના દુઃખમાં ભાગ લેનારી પતિવ્રતા સુખમાં પણ ભાગ લેવા લાગી અને કારભારી બનેલા સ્વામીનાથને હાથી ઉપરથી ઉતરીને બંગલાના દ્વારમાં પેસતા જોઇને આનંદની અવધિએ પહોંચી રહી.

બંગલાની બહાર ભાટ ચારણોનો કોલાહલ મચી રહ્યો. મેડી ઉપર પુરૂષોની ઠઠ બાઝી રહી. પણ બિપિનચંદ્ર મેડી ઉપર આવ્યો અને જરા બેઠો એટલે સર્વે એક પછી એક હસતે મુખે રજા

જવા લાગ્યા. સર્વેના ગયા પછી બિપિનચંદ્ર નીચે આવ્યો. ભોજનનો સમય થયેલો હોવાથી બધાં હવે રસોડામાં ગયાં હતાં. મૃણાલિનિ એક બાજુએ પાટલા ઉપર બેઠી હતી. તેની કેટલીક સખીઓ તેની આસપાસ વીંટળાઇ વળીને વાતો કરતી હતી. એક બાજુએ શિવલક્ષ્મી ભાગવત લઈને વાંચતાં હતાં અને તેમાંનો કેટલોક ભાગ ગૌરીશંકરને સંભળાવતાં હતાં. ગૌરીશંકર કંઇક સાંભળતા અને કંઇક સાંભળ્યાનો ડોળ કરતા નોકરો ચાકરો ઉપર હુકમ બજાવતા હતા અને પોતાના ધાર્યા પ્રમાણે થયું કે નહીં તે જોતા, જમવા બેસવાની ગોઠવણ કરાવતા હતા. જેમાં ને તેમાં ધાંધલ કરી મુકવું એ ડોસાનો સ્વભાવ હતો અને તેથી કરીને ગોઠવણ કરનારાઓ બીજા હોવા છતાં પણ ગૌરીશંકર તેમાં માથું મારીને તે કામ પોતાને માથે ઉપાડી લેવા લાગ્યા અને ફરતે ફરતે હુકારો ભણતા શિવલક્ષ્મીનું ભાગવત સાંભળતા હોય તેમ ડોળ કરી રહ્યા. રસોડામાં પેસવાના દ્વારની બારસાખને એક ખભાથી અઢેલીને પ્રિયંવદા ઉભી હતી અને પીયુષકાન્ત એક પાટલા ઉપર બેઠો બેઠો 'ન્યુસપેપર' વાંચતો હતો. પુત્રને કારભાર મળ્યાના હર્ષથી હરખાતી સરિતાદેવી બિપિનચંદ્ર આવવાની વાટ જોતી કંઇ કંઇ સામગ્રી આજ સ્વહસ્તે તૈયાર કરતી હતી બિપિનભાઇ કારભારી થવાથી મનમાં કંઇ કંઇ મોતીના ચોક પુરતો રંગરાય ન્હાઇ, ધોઇ, માથાના વાળ હોળતો બેઠો હતો.

એટલામાં બિપિનચંદ્ર રસોડામાં આવ્યો. પાટલા બરાબર ગોઠવાયા અને સર્વે ભોજન કરવાને બેસી ગયાં. એકલી પ્રિયંવદા એક બાજુએ એક બારીના બારણાને અઢેલીને ઉભી રહી. એક બાજુએ બિપિનચંદ્રની સામે પાટલા ઉપર મૃણાલિનિ વગેરે સ્ત્રીવર્ગ બેઠો અને સાથે હૃષીકેશચંદ્ર, પીયુષકાન્ત વગેરે બેઠા. સૌના બેઠા પછી મૃણાલિનિ હસતી હસતી બોલીઃ

"બિપિનભાઇ, તમે તો હવે કારભારી થયા; તમને તો હવે જમવાની કે સુવાનીયે ફુરસદ નહીં મળે. મને તો એવો કારભાર ઓછો ગમે."

બિપિનચંદ્ર હસ્યો અને પુછવા લાગ્યોઃ "તું કારભારી થઇ તો શું કરૂં?"

"ખાઉં અને ઉંઘું." મૃણાલિનિએ જવાબ આપ્યો.

સૌ ખડખડ હશી પડયાં.

"રાતદિવસ વૈતરૂં કરવાનું તો બધાનેય છેરતો! તમેય વૈતરૂં કરો અને બીજાયે કરે, તો પછી તમારામાં ને બીજામાં ફેર શો?" મૃણાલિનિ પુછવા લાગી.

નિર્દોષ બાળાના શબ્દો સાંભળીને બિપિનચંદ્રના મનમાં કારભારીની ચિંતાઓનો ચિતાર ખડો થવા લાગ્યો. કારભારને અંગે રહેલી ચિત્તની અસ્વસ્થતા અને તેમાં નડતી આફતોના ભણકારા તેને વાગી રહ્યા. કારભાર ઉપર વિચાર કરતો કરતો બિપિનચંદ્ર બધું પીરસાયું એટલે જમવા લાગ્યો; સર્વેએ જમવાનું શરૂ કર્યું; જમતે જમતે પીયુષકાન્તે વર્તમાનપત્રોમાં આવેલી બીનાઓની વાત કરવા માંડી. તેણે કહ્યું:

"બિપિનભાઇ, આજકાલ વર્તમાનપત્રોમાં દેશીરાજ્યો વિષે ઘણી ચર્ચાઓ આવે છે. એ વિષયમાં કોઇ કોઇવાર તો ઘણા સારા વિચાર પ્રગટ કરાય છે."

"ચર્ચાઓ થાય તેમાં નવાઇ નથી. દેશીરાજ્યો ખાલી ખોખાં છે. બ્રિટિશ રાજ્યમાં કાર્યશક્તિ છે, જીવનશક્તિ છે, અને ચેતનશક્તિ છે. આપણાં દેશીરાજ્યો તો બ્રિટિશનું અનુકરણ કરવું એટલુંજ માત્ર શિખ્યાં છે, અને તેમાંય વળી કાગડો હંસની ચાલ ચાલવાને જાય અને હંસની શિખે નહીં અને પોતાની હોય તે પણ ભૂલે એવી તેમની સ્થિતિ છે. દેશીરાજ્યોમાં જીવન નથી, ચેતન નથી, કે કાર્યશક્તિ નથી." જરા ઘાંટો પાડીને પણ બહુ ગંભીરતાથી હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો.

"એ શક્તિને લાવવી એ તમારા જેવા વિદ્વાનોનું કામ છે." પીયુષકાન્તે જવાબ આપ્યો.

હૃષીકેશચંદ્ર થોડીવાર સાંભળી રહ્યો, પણ પછી વિચાર કરતો કરતો કહેવા લાગ્યો: "આજે હિંદમાં પ્રજારૂપી વૃક્ષનાં મૂળ, ડાળાં, ખાંખડાં ને પાંદડાં આમતેમ વિખરાઇ જાય છે. હિંદુ પ્રજાની શુદ્ધ પ્રાચીન ભાવનાઓ, આશયો ને કળાકૌશલ્ય અસ્તવ્યસ્ત થઇ રહ્યાં છે. પ્રજારૂપી વૃક્ષને આ શુદ્ધ ભાવનાઓ રૂપી મૂળ સહિત ઉછેરવામાં હિંદુપ્રજાનું કલ્યાણ છે. તેને છેદી નાંખવામાં આર્યજીવનની હાનિ છે. આ બાબતમાં દેશી રાજ્યો ઘણું કામ કરી ન શકે કે?"

બિપિનચંદ્ર વચમાં બોલી ઉઠયો: "અલબત, ઘણું કરી શકે.

રાષ્ટ્રીય શાળાઓ અને વિદ્યાપીઠો સ્થાપીને તેઓ પ્રજાની પ્રાચીન ભાવનાઓ અને કળાકૌશલ્યને સજીવન કરે અને તેનું રાષ્ટ્રીય જીવન ખીલવે."

"પણ હું કહું છું તેમ, ક્યાં છે તેમનામાં જીવન કે કાર્યશક્તિ? ક્યાં છે સહૃદયતા? અફસોસ! ક્યાં છે તેમની પ્રજામાં જાહેર-જીવન?" એમ બોલતો બોલતો હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડયો, અને નિઃશ્વાસ નાંખી મનમાં બરબડયો: "પણ શું કરે બિચારી પ્રજા? રાજાઓ અને રાજકુંવરોમાં દેશદાઝ હોય તો કની? राजा कालस्य कारणं।"

હૃષીકેશચંદ્રની વિચારમાલા ચાલી રહી. બિપિનચંદ્ર વગેરે મંડળી બીજી વાતોમાં ભળી એટલે એ વિચારમાલાને પુષ્કળ અવકાશ મળયો. હૃષીકેશચંદ્રનું ચિત્ત એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર જવા લાગ્યું. પરદેશી વસ્તુઓ અને યુરોપાદિ દેશોના પ્રવાસમાં ખર્ચાઇ જતું હિંદી રાજાઓ અને રાજકુંવરોનું અઢળક ધન તેની માનસિક દૃષ્ટિ આગળ તરી રહ્યું, અને એ લુટાલુટથી નીચોવાઇ રહેલી હિંદી પ્રજા હુસકાં ખાતી તેની દૃષ્ટિ આગળ ખડી થઇ. હૃષીકેશચંદ્રના સ્વદેશપ્રેમી હૃદયમાં એથી ઘણો કારી ઘા વાગ્યો અને તેની આંખોમાંથી અશ્રુની ધારા વહી રહી.

બિપિનચંદ્ર વગેરે બીજી વાતોમાં ભળ્યા હતા. કારભાર મળ્યાના કંઇક હર્ષમાં, કંઇક તેની ચિંતાઓના વિચારમાં અને કંઇક ગામગપાટાની લ્હેરમાં તેઓનાં ચિત્ત પરોવાઇ રહ્યાં હતાં, અને તેમના મનમાં કંઇક કંઇક સંકલ્પ વિકલ્પ ચાલી રહ્યા હતા તેથી કોઇનું લક્ષ હૃષીકેશચંદ્રની તરફ ગયું નહીં અને એ સ્વદેશભક્તનાં અશ્રુ એની મેળે ટપકી બંધ થયાં, અને ત્યાં ને ત્યાં જ સુકાઈને તેના ગૌર ગાલ ઉપર આછા ડાઘા પાડી રહ્યાં.

એટલામાં પીયુષકાન્તે પુછ્યું: "રાજેન્દ્રલાલ તો પેન્શન ઉપર જવાના હતા તેનું કેમ થયું?"

સૌનું ચિત્ત તે તરફ દોરાયું. હૃષીકેશચંદ્રની વિચારમાળા અટકી અને એ પણ સાવધ થઇ આંખો, મોં, ગાલ વગેરેને લ્હોઇ નાંખી પીયુષ્કાન્ત તરફ જોવા લાગ્યો.

બિપિનચંદ્રે જવાબ આપ્યો: "રાજેન્દ્રલાલ પેન્શન ઉપર જવાના હતા પણ રાણાજીના આગ્રહથી તે રાજ્યમાં "કાઉન્સેલર" (સલાહકાર) તરીકે રહ્યા છે. રાણાજીએ તેમના પગારમાં વધારો કરી આપ્યોછે.

હૃષીકેશચંદ્ર એ બધું સાંભળી જ રહ્યો. એનો જીવ એની વિચારમાલામાં હતો અને માત્ર શરીરનું ખોળીયું બિપિનચંદ્રના રસોડામાં હતું. તેનાં ચર્મચક્ષુ સર્વ તરફ જોતાં હતાં પણ તેનું હૃદય ભારતવર્ષની નબળી સ્થિતિને નિહાળી રહ્યું હતું. એટલામાં સૈ જમી પરવાર્યા. એક પછી એક ઉઠીને સૈ રસોડાની બહાર નીકળ્યાં અને તેમની પાછળ હૃષીકેશચંદ્ર "ઓ મારી આર્યભૂમિ ! આ તારી શી દશા !" એમ બોલતો અને ઉંડા નિઃશ્વાસ નાંખતો બહાર નીકળ્યો. પણ બહાર જવાની ગરબડમાં તેના શબ્દો કોઇને કાને પડયા નહીં. વિચારમાં ને વિચારમાં તે પોતાની ઓરડીમાં ગયો અને બીજી બાબતમાં જીવ પરોવવા લાગ્યો.

હવે કેદારસિંહના મનમાં નક્કી થયું કે બિપિનચંદ્ર કારભારી થયો અને તે પોતાની કપટ જાળ પાથરવા લાગ્યો, અને રાજેન્દ્રલાલે ચેતાવ્યો હતો તેથી હવે હૃષીકેશચંદ્રના મનમાં, કેદારસિંહ, કનકપુરના બીજા નોકરો, રાજ્યતંત્ર વગેરે વિષેના અનેક વિચારો ઘોળાવા કર્યા. કેદારસિંહે ખોદેલા ખાડામાં તે પોતે જ પડે અને બિપિનચંદ્ર બચે એવું કરવાને તે હવે બિપિનચંદ્રનો પક્ષ સબળ કરવા લાગ્યો અને તેના રક્ષણ માટે અનેક યુક્તિઓ રચવા લાગ્યો. સાથે સાથે રાજ્યને સુધારવાના ઇરાદાથી તે હવે વર્તમાનપત્રોમાં તે સંબંધી લેખો લખવા લાગ્યો, ભાષણો આપવા લાગ્યો, અને રાજ્યની સ્થિતિ, તેને સુધારવાના માર્ગો, ધર્મ, નીતિ, કેળવણી વિષેના ગંભીર પ્રશ્નો સૌને સમજાવવા લાગ્યો. વર્તમાનપત્રોમાં તે ગુપ્તપણે લખતો અને તેમાં કેદારસિંહ, તેનાં માણસો, રાણાજી ઉપર તેની લાગવગ, અને ગુમાનસિંહ તથા ઇંદ્રસિંહનાં કાળાં કામને તે વર્ણવતો અને તેમનાં ભોપાળાં વેરતો. તેનાં લખાણો ઉપરથી બીજા વર્તમાનપત્રકારોએ પણ તે ચર્ચા ઉપાડી લીધી અને કનકપુરના રાજ્યની વાતો સર્વત્ર થવા લાગી. રાણાજીને કાને પણ તે આવવા લાગી. બીજા લોકોએ પણ ચર્ચાપત્રો વર્તમાનપત્રોમાં મોકલવા માંડયા, અને કનકપુરનું રાજ્ય નાના મોટા સૌની ચર્ચાનો વિષય થઇ રહ્યું.

આટલું છતાં પણ નિશામાં ચકચૂર થઇ ગયેલો, સત્તાના છાકમાં છકેલો, લંપટપણામાં વિવેક અને ભાનને ભૂલેલો કેદારસિંહ હજી ઉંઘમાં જ હતો. તેને વર્તમાનપત્રોની ચર્ચાઓ વાંચવાની દરકાર પડી નહોતી. ગુમાનસિંહ અને ઇંદ્રસિંહ વખતે તેને વાંચતા

અને વખતે બજારમાં લોકોને તે વિષે વાતો કરતા સાંભળતા પણ મહમાં ને મહમાં એક કાને સાંભળી બીજે કાનેથી કહાડી નાંખતા, અને લખનારાઓ તેમનાં નામ ઠામ કે હોદ્દો આપીને કંઇ લખતા નહોતા પણ મોઘમ લખતા હતા એટલે કોણ જાણે કોના વિષે એ લખાયલું હશે એમ બોલવામાં સર્વે વાતનો નિકાલ લાવી દેતા. મનમાં તો તે બધું સમજતા, પણ બહારથી આવો ડોળ કરવાનું તેમને ફાવી જતું. પણ રાજ્યમાં ઘણો ખળભળાટ થઇ રહ્યો હતો તેથી કેદારસિંહની પાછળ પાછળ ફરનારો સેવકરામ બધું સમજી ગયો અને કેદારસિંહને સઘળું સમજાવવા લાગ્યો, અને બિપિનચંદ્રને માથે એ લખ્યાનો આરોપ મુકી કહેવા લાગ્યો: “ આ ઠીક લાગ છે; કારભારી જ આ પ્રમાણે રાજ્યની બગદોઇ કરે છે; તમે રાણાજીને કહો અને સમજાવો; રાણાજી એકદમ એને કહાડી મુકશે.”

વર્તમાનપત્રોની ટીકાઓને વાંચીને પ્રથમ તો રાણાજી ચમક્યા, જરા કોપાયમાન થયા, અને એમણે એને તેને બોલાવ્યા, પણ રાણાજીને બિપિનચંદ્રમાં વિશ્વાસ હતો. વર્તમાનપત્રોમાં આવતી ટીકાઓ આખા રાજ્યના અંધેરની નથી પણ કેટલાક અમલદારોના જુલમ અને અનીતિ વિષેની છે એમ રાણાજી માનતા, અને તે ટીકાઓને વજન આપી તે વિષેનો બંદોબસ્ત કરવાને મથતા. ટીકાઓથી તે જાગૃત થતા અને રૈયતના પોકારને ધ્યાનથી સાંભળતા. પોતાના રાજ્યમાં વર્તમાનપત્રોને તેમણે છુટ આપી હતી અને વર્તમાનપત્રો પ્રજાહૃદયના પોકારો છે અને આવી ટીકાઓ રાજાને ખરી સ્થિતિનું ભાન કરાવવાને અને ન્યાયી રાખવાને આવશ્યક છે, એમ ગણી તેમને તે માન આપતા, અને વર્તમાનપત્રોની સ્વતંત્રતાને દબાવી દેવાનો કદિ પ્રયાસ કરતા નહીં. એ ટીકાઓ રાજ્યની સુધારણાને માટે છે એવો અર્થ રાણાજી કરવા લાગ્યા, અને લેખકની તર્કશક્તિ, વિષયને પ્રતિપાદન કરવાની યુક્તિ, લેખનશૈલી, પ્રતિભાશાળી વિચારો, રાજ્યસુધારણાના ઉપાયો વગેરેને તે વખાણવા લાગ્યા, એમાંથી ઉંડો બોધ લેવા લાગ્યા, અને ગુસ્સે થવાને બદલે એ ટીકાઓ કોને માટે થયેલી હશે એનો વિચાર કરવા લાગ્યા.

આમ કરતે કરતે કેટલાક દિવસ વહી ગયા. રાણાજી પાસે અમલદારો, શેઠીયાઓ અને બીજા પ્રજાજનો આવતા જતા. તેમની પાસેથી રાણાજી અનેક વાતોને સાંભળતા અને પોતે ધારેલું ખોળી કહાડવાનો

પ્રયાસ કરતા. કોઇની વાત ઉપરથી સહેજ ઇસારો જણાઇ આવતો, કોઇની વાતમાંથી એકાદની વાત નીકળી આવતી અને કોઇ તો ખાસ કેદારસિંહ, ગુમાનસિંહ, કે તેના માણસોનું ભુંડું બોલતો અને કોઇ ભોળે ભાવે બધું ભરડી નાંખી બધી વાતને ઉઘાડી પાડતો. એમ લોકોની વાતો ઉપરથી રાણાજી ઘણું ખરૂં તો સમજી ગયા અને તેમનો તે દિવસથી કેદારસિંહ અને તેનાં માણસો ઉપરથી વિશ્વાસ ઉઠવા માંડયો. તેમનાં કૃત્યોને તે બારીકીથી નિહાળવા લાગ્યા, અને તેમને હાથે થતા અંધેરની સામે જોઇતાં શસ્ત્ર ઉભાં કરવા લાગ્યા. પણ હજી આ બધું ગુપ્તપણે થતું અને કોઇનો તેમાં ચંચુપ્રવેશ થઇ શકતો નહીં.

ગુમાનસિંહ આ વખતે એક મહાલમાં મહાલકરી હતો. તે બહુ ત્રાસ વર્તાવતો. અરજદારોના બંને પક્ષની તે રૂખ રાખવા જતો અને જે વધારે રૂખ રાખે તેના લાભમાં કામનો નિકાલ કરતો. સ્વાભાવિક રીતે એક પક્ષ તો નારાજ જ થતો. એની વિરુદ્ધ રૈયતનો ખુમાટ ઉઠયો. રેસીડંટ વ્હીલરને કાને આ વાત આવી અને દેશી રાજ્યોની અંતર્વ્યવસ્થામાં હાથ નહીં ઘાલવો એવો બ્રિટિશ રાજ્યનો સિદ્ધાંત હોવા છતાં પણ તેમણે તેમાં આડકતરી રીતે હાથ ઘાલ્યો અને તેથી ગુમાનસિંહને નોકરીનું રાજીનામું આપવું પડયું; પણ કેદારસિંહે પાછું જેમ તેમ કરીને તેને બીજી જગ્યાએ ગોઠવાવી દીધો. કેદારસિંહનો સૌને ત્રાસ એટલો બધો હતો અને તે બધા કામમાં એટલો બધો ફાવી જતો કે કનકપુરમાં એમ કહેવાતું હતું કે રૈયત ઉપર બે રાજાઓનો અમલ ચાલે છે; એક પ્રતાપસિંહનો અને બીજો કેદારસિંહનો.

આમ કેટલાક દિવસ વહી ગયા. કારભારીને કારભાર મળ્યાની વાત હવે જુની થવા આવી અને કેદારસિંહના ત્રાસની અસર ધીમે ધીમે ઘસાવા લાગી. કનકપુરનું રાજ્યતંત્ર હવે પાછું જેમ ચાલતું હતું તેમ ચાલવા લાગ્યું; પણ સૌ પોતાના દાવપેચમાં રમ્યા કરતા હતા અને ધારેલો હેતુ પાર પાડવાને ગુપ્તપણે પ્રયાસ કરતા હતા. પણ ઉપર ઉપરથી સઘળા રાજ્યમાં શાંતિ જણાતી હતી તેથી હવે બિપિનચંદ્ર રાજ્યનાં કામો જોવા લાગ્યો અને પોતાની બાહોશીથી રાજ્યમાં કેટલોક ફેરફાર કરવા લાગ્યો.

કારભારી થયા પછી બિપિનચંદ્રે દરેક ખાતા

આવક અને ખર્ચ, દરેક ખાતાનું મહેકમ, નોકરવર્ગના પગાર, તેમની સગવડો અને અગવડો વગેરે વિષે સઘળી માહિતી મેળવી, અને રાજ્યનો બ્રિટિશ સરકાર જોડે સંબંધ, બીજાં દેશી રાજ્યો સાથેની લેવડ દેવડ, ખંડીયાં રાજ્યો સાથેનું વર્તન, અને સરદાર, દરકદાર, વતનદાર વગેરેનો રાજ્યમાં કેવો ઉપયોગ છે તે સર્વ બાબતોનો ઉંડો વિચાર તે કરવા લાગ્યો.

મહાન ગ્રીક તત્ત્વવેત્તા કહે છેઃ—Either the kings should be philosophers or the philosophers should be kings તેમજ કારભારીના જોખમ ભરેલા હોદ્દા ઉપર જો કોઇ તત્ત્વવેત્તાની નીમણૂક થઇ હોય અને રાજ્યના સઘળા પ્રશ્નો તત્ત્વજ્ઞાનની વિશાળ દૃષ્ટિએ તપાસાતા હોય, તો દરેક કાર્યમાં, કાયદામાં, બંધારણમાં, વહીવટમાં, માનવજાતિના ઉચ્ચ સંસ્કારો ઓતપ્રોત થઇ રહેલા દૃષ્ટિએ પડે, અને તેવાં રાજ્યબંધારણો રાજા પ્રજા બંનેને લાભકારક થઇ રહે. એથી કરીને રાજ્યનો ઉંચામાં ઉંચો દરજ્જો તત્ત્વવિદ્ પુરૂષ ! હાથમાં મુકાયો હોય તો તેનું દરેક કાર્ય, દરેક કાયદો, દરેક હુકમ, ઉંચા તત્ત્વજ્ઞાન અને નીતિના રંગે રંગાઇને જ બહાર આવે, પ્રજાને તેની સામે કંઇ કરવાનું રહે નહીં, રાજ્યના પાયા મજબુત થાય, અને પ્રજા સુખ અને શાંતિમાં જીવન પસાર કરે અને પોતાના કલ્યાણના માર્ગો યોજે.

બિપિનચંદ્ર એક તત્ત્વવેત્તા જ હતો. પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય તત્ત્વજ્ઞાન, રાજ્યનીતિ, ઇતિહાસ અને અર્થશાસ્ત્રથી તેનું હૃદય અલંકૃત થયેલું હતું. ગરીબાઇમાં તે ઉછર્યો હતો. વિપત્તિથી તેનું ચારિત્ર્ય ઘડાયું હતું. અને એ વિપત્તિરૂપી મહાન શિક્ષકે તેના હૃદયમાં દયાનો વાસ કરાવી તેને પરદુઃખભંજન બનાવ્યો હતો. પંદર સત્તર વરસ સુધી નોકરીમાં ભોગવેલી હાડમારીએ તેના હૃદયમાં નાના નોકરો માટે લાગણી ઉત્પન્ન કરી હતી અને એ જાત અનુભવથી તેના હૃદયની અને બુદ્ધિની વિશાળતા વધી રહી હતી. આમ વિદ્યા અને અનુભવ બંનેનો ઉચ્ચ સમાગમ થયેલો હોવાથી કનકપુરનો કારભારી મોટા દિવાનગીરીના હોદ્દા ઉપર પણ અમલદારીનો ગર્વ ત્યજી, માનવજાતિના ઉંચામાં ઉંચા સંસ્કારોથી અલંકૃત થયેલા એક શહેરી જેવો બની, અધિક શોભતો હતો.

રાજ્યની નોકરી અને નોકરીયાત વર્ગ, એ સવાલને તે પ્રથમ હાથમાં ધરવા લાગ્યો. રાજ્યની સુધારણા અને મજબુતી વિષેના સઘળા સવાલોમાં જાહેર નોકરીનો સવાલ પ્રથમ પદ ધરાવે છે. એ સવાલને અનેક બાજુઓથી તપાસવો અને વિચારવો જોઇએ. દેશીરાજ્યની વ્યવસ્થા કરતારાઓ કોણ છે, નોકરીયાત વર્ગને જેમ બને તેમ વધારે કેળવાયલો અને લાયકાતવાળો કેવી રીતે કરવો, જાહેર નોકરીમાં પ્રજાનું સ્થાન અને તેને મળવો જોઇતો આશ્રય, આ સવાલોથી દેશી રાજ્યોની જાહેર નોકરીનો સવાલ તપાસાવો જોઇએ એમ કનકપુરનો કારભારી માનવા લાગ્યો.

પ્રજા અને નોકરીયાત વર્ગ એ બંને રાજ્યનાં અંગો છે. બંનેની સુધારણામાં રાજ્યની સુધારણા સમાયલી છે. એ બંને અંગો વચ્ચે, પરસ્પર સહાય, સહાનુભૂતિ, લાગણી અને માન હોય તો જ તે બંને એક બીજાને સુધારી કે સુધરી શકે. રાજ્ય એ શરીર છે, પ્રજા અને નોકરીયાત વર્ગ બંને તેના અવયવો છે. જેમ એક અવયવ બીજાના દુઃખથી તરત દુઃખાય છે અને તેની મદદે આવે છે તેમ પ્રજા અને નોકરીયાત વર્ગ એવાં જોઇએ કે બંને એક બીજાના દુઃખથી દુઃખાય અને પરસ્પર વ્હારે ધાય. જ્યારે પ્રજાવર્ગમાંથી નોકરીયાત વર્ગ નીકળી આવ્યો હોય ત્યારે એ કામ સહજ અને સુગમ થઇ પડે. ત્યારે જ પ્રજાની લાગણીઓ પુરેપુરી જણાવાય, તેનાં દુઃખો સમજાય અને તેમને ટાળવાના ઉપાય થાય. જેમ પરસ્પર સહાય કરનારા શરીરના એ અવયવો, તેના તેજ શરીરમાંથી ઉતરી આવેલા છે, તેમ પ્રજા અને નોકરીયાત વર્ગ વચ્ચે સહાનુભૂત ઉત્પન્ન કરવાને માટે તે બંને અંગો—પ્રજા અને નોકરીયાત વર્ગ—તેના તેજ રાજ્યરૂપી શરીરમાંથી ઉતરી આવેલાં હોવાં જોઇએ, એમ કારભારીનો અનુભવ હવે તેને કહેવા લાગ્યો.

એથી કરીને તેણે પ્રજાવર્ગના પ્રતિષ્ઠિત પુરૂષોને મોટા મોટા હોદ્દાઓ ઉપર નીમવા માંડયા. એ પ્રતિષ્ઠિત અને દ્રવ્યવાન પુરૂષો રાજ્યમાં તેમની કિંમત થાય છે એમ જાણી ઉલ્લાસથી પોતાની જોખમવાળી નોકરીઓ હોંસથી, પ્રમાણિકપણે અને સહૃદયતાથી બજાવતા. તેઓ ધનવાન હતા અને તેમને પૈસાની બહુ દરકાર નહોતી. બિપિનચંદ્રે તેમની સારી સ્થિતિ ધ્યાનમાં લઇને તેમના પગાર થોડા જ ઠરાવ્યા હતા પણ તેમને મોટે હોદ્દે મુકયા હતા. એથી કરીને રાજ્યનો ખર્ચ ઓછો થતો, પ્રજાના પ્રતિષ્ઠિત ગૃહસ્થો પોતાને સરકારમાં માન મળતું

હોવાથી હોંસથી નોકરી કરતા અને તેમને પૈસાની દરકાર નહીં હોવાથી અને લોકલાગણી હોવાથી તેઓ પ્રજાનો પૈસો ખાતા નહીં, તેને પીડતા નહીં અને તેની દાઝ ઉરમાં ધરતા. આવી રીતે રાજ્યને પગારની કંઇ બચત પડતી અને પ્રજાનું કામ થતું.

પ્રજાવર્ગનાં માણસોને પસંદ કરાયાથી પ્રજાજનોને આશ્રય મળતો, તેમનો ઉમંગ વધતો, પ્રજાના હિતમાં તેમનું હિત તેઓ ગણતા અને વધારે ઉમંગ ધરી પ્રજાનું હિત તેઓ સાધતા અને પેન્શન લીધા પછી પોતાની સઘળી મિલકત લોકસેવામાં કે વેપાર વધારવામાં વાપરતા. આમ રાજ્યના અને પ્રજાજીવનના પાયા મજબૂત થતા.

પ્રજાવર્ગમાંથી પણ લોકલાગણી દર્શાવી રહેલા, પ્રમાણિક અને ચારિત્ર્યશીલ પુરુષો જ પસંદ કરાતા. આવી યોગ્યતાનો પુરાવો પ્રજાજનોમાંથી જ મેળવાતો. મોટા હોદ્દાઓ પ્રથમ પ્રતિષ્ઠિત પુરુષોને આપવામાં આવતા; નાના અમલદારો કેળવાયલા સામાન્ય વર્ગમાંથી ચુંટાતા અને તેઓ કેટલોક અનુભવ અને લાયકાત મેળવ્યા પછી મોટે હોદ્દે ચઢતા. આમ સંભાવિત ગૃહસ્થો ખાતામાં દેખરેખ રાખી પ્રમાણિકપણે તેની વ્યવસ્થા કરતા અને વખત આવ્યે હોદ્દો છોડી નાના કેળવાયલા અને અનુભવ પ્રાપ્ત કરી રહેલા અમલદારો માટે જગ્યાઓ ખાલી કરતા અને તેમને ઉપર આવવા દેતા. આવી રીતે બિપિનચંદ્ર સર્વેને સરકાર દરબારના સંબંધમાં લાવતો, પ્રજાજનોના વિચારોને કેળવતો, સર્વની ખ્યાતિ વધારતો, અને સર્વનું માન રાખતો, રાજ્યતંત્ર ચલાવી રહ્યો હતો.

કનકપુરના રાજ્યમાં અને બિપિનચંદ્રના ઘરમાં સઘળું આમ ઉપર ઉપરથી શાંત થઇ રહેલું હોવાથી હૃષીકેશચંદ્રનું ચિત્ત પાછું સ્વવિષય તરફ જવા લાગ્યું. ઉપર આપણે જોયું છે કે હૃષીકેશચંદ્ર સર્વને મન એક સામાન્ય પુરુષ ભાસતો પણ તેનો આત્મા કંઇક જુદાજ વિષય તરફ દોડતો. તેનો પ્રિય વિષય જાહેરજીવન હતું. સંસાર તેને ક્ષુદ્ર અને નિર્માલ્ય લાગતો અને એ નવરો પડતો ત્યારે તેની સ્વાભાવિક વૃત્તિઓ હૃદયમાં ઉઠતી. તેની સ્વદેશપ્રીતિ જાગૃત થતી, અને તેના મગજને ઘેરી લેતી. કારભારીના કારભારની વાતો જુની થવા આવી એટલે હૃષીકેશચંદ્રના હૃદયનું દ્વાર ઉઘડયું અને તેમાં ઘેરાઇ રહેલી ઉચ્ચ વૃત્તિઓ પાંજરામાંથી છુટતા પક્ષીઓની પેઠે બહાર આવવા લાગી.

કનકપુરમાં ઘણા ધનિકો વસતા હતા. તેઓ ઘણુંખરૂં મુંબઇમાં

રહેતા અને ત્યાં ધમધોકારે વેપાર ચલાવતા. કેટલાક પરદેશ સાથે વેપાર કરતા, કેટલાક મીલના માલિકો હતા અને કેટલાક પરદેશી માલના એજંટો હતા. હૃષીકેશચંદ્ર તેમને ઘેર જવા લાગ્યો, અને તેમને ભારતવર્ષની સ્થિતિ સમજાવવા લાગ્યો. કેટલાકના હૃદયમાં તે સ્વદેશપ્રીતિ જાગૃત કરી કર્તવ્યનું ભાન કરાવવા લાગ્યો, અને સ્વદેશ કાર્યની રૂપરેખા આંકવા લાગ્યો. પણ સર્વત્ર હૃદયશૂન્યતા અને અધમ સ્વાર્થ તેની નજરે આવવા લાગ્યાં. ધનિકો લાખો રૂપિયા મોજશોખમાં ઉરાડતા પણ સ્વદેશની વાત આવે ત્યારે મોં સંતાડતા. હૃષીકેશચંદ્ર તેમની આગળ અસંખ્ય ગરીબોની કરુણાજનક સ્થિતિ ધરવા લાગ્યો. તેણે કહ્યું: " આ તમારા હજારો ભારતવાસીઓ અન્નવસ્ત્ર વિના ટળવળે છે, અને તમે મોજ મારો છો, તમને દયા પણ નથી ?" પણ શેઠીયાઓનાં પથ્થર જેવાં કઠણ હૃદય જરાકે પીગળ્યાં નહીં.

કેટલાક શેઠીયાઓ ટીલાં ટપકાં કરી ઘણા ધર્મિષ્ઠ હોવાનો ડોળ કરી બેઠેલા જણાયા; તેમને હૃષીકેશચંદ્ર કહેવા લાગ્યો: " મંદિરોમાં દેવની મૂર્તિઓને પૂજશો તેના કરતાં આ જીવતા દેવોને ખાવાપીવાનું સાધન કરી આપશો તો પ્રભુ તમારા ઉપર વધારે રાજી થશે. પ્રભુ કંઇ મંદિરોમાંજ વસતો નથી. તે સર્વ પ્રાણી પદાર્થ અને મનુષ્યોમાં રહેલો છે. તમે ગીતાજીને વાંચો છો, પણ ક્યાં છે તમારૂં आत्मवत् सर्वभूतेषु. "

શેઠીયાઓ સાંભળી રહ્યા પણ એકના બે થયા નહીં.

કનકપુરમાં રહ્યે રહ્યે હૃષીકેશચંદ્ર વર્તમાનપત્રોના ગંભીર લેખો વાંચવા લાગ્યો અને ભારતવર્ષનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ વાંચી તેની સાથે રોમ અને ગ્રીસ તથા ઈંગ્લાંડના ઇતિહાસની સરખામણી કરી તે સરખામણીમાં હિંદના ભાવી જય પરાજયની રૂપરેખા આંકવા લાગ્યો. ઈંગ્રેજી પ્રજાની ઉત્ક્રાંતિઓ, તેનાં મહા લક્ષણો, રાજદ્વારી ઉથલપાથલો, અવનવા બનાવો, અને ઈંગ્રેજ નેતાઓનાં મહાન ચરિત્રોની સાથે ભારતવર્ષની પરિસ્થિતિ, આર્યપ્રજાનું હૃદય, તેના મહાપુરુષોનું ચારિત્ર્ય, વગેરેની તુલના કરવા લાગ્યો, અને આર્ય જીવનની મહત્તા અને તેમાં રહેલી ગુહ્ય શક્તિઓનું તે માપ કહાડવા લાગ્યો. વર્તમાનપત્રો અને માસિકોમાં તે વિષે ત ગંભીર લેખો લખવા લાગ્યો. વર્તમાનપત્રોમાં તેની કીર્તિ છવાઇ રહી, અને કનકપુરમાં સૌને તેની જાણ થઇ રહી.

કનકપુરમાં જગજીવનદાસ નામના ધનાઢ્ય વેપારી હતા. તે બિપિનચંદ્રને ઘેર ઘણુંખરું આવતા, તેની સાથે વાર્તાલાપ કરતા અને તેના ઉપર પ્રીતિ રાખતા. બંનેની વચમાં ગાઢ સંબંધ બંધાઇ રહ્યો હતો. બિપિનચંદ્રના સહવાસને લીધે જગજીવનદાસના હૃદયમાં વિદ્યારસ કંઇક કંઇક ઢોળાગો હતો અને તેને લીધે તે વિદ્યાને ઉત્તેજન આપવાનું શિખ્યા હતા. એ વિદ્યારસને લીધે વિદ્વાનોના સમાગમમાં તે આવતા અને તેમના હૃદયમાં દેશદાઝનો પણ વાસ થતો. શેઠ ઉદાર દીલના હતા અને યોગ્ય સખાવત કરવામાં પાછા પડતા નહોતા. કોઇવાર દયાથી અને કોઇવાર કીર્તિના લોભથી પણ તે પરમાર્થ કરતા, અને જગતમાં બહાર પડવાના તે અનેક માર્ગો લેતા. દેશી તથા પરદેશી અમલદારો, વેપારીઓ, એજંટો, ગૃહસ્થો વગેરેને તે કંઇક કંઇક પ્રસંગ કહાડીને પોતાને ઘેર બોલાવતા અને તેમની પ્રીતિ સંપાદન કરવાનો પ્રયાસ કરતા. એથી તેમનું નામ પ્રસિદ્ધ થાય એવી ઉમેદ તે રાખતા અને કનકપુરના રાજ્યમાં લાગવગવાળા થઇ વખત આવ્યે મુંબઇમાં પણ કીર્તિ મેળવી, કોઇ કાળે ગવર્નરની " કાઉન્સીલ "ના સભાસદ થવાની પણ તે ઇચ્છા રાખતા.

જગજીવનદાસ આવા ઉદાર દીલના હોવાથી તેમની કીર્તિ મુંબઇમાં પ્રસરી હતી અને બીજાં મોટાં શહેરો સાથે પણ તેમનો રોજગાર ચાલતો હોવાથી તે શહેરોમાં શેઠનું નામ જાણીતું થઇ રહ્યું હતું. મુંબઇની " સંસારસુધારક સમાજ " ના તે સભાસદ હતા અને " સ્ત્રીજ્ઞાનવર્ધક સભા " ના તે પેટ્રન હતા. "ઉદ્યોગવર્ધક મંડળ " ને તે આશ્રય આપતા અને " ભગિનીસમાજ " ની ભગિનીઓને તે કોઇ કોઇ વાર ઇનામો, સ્કૉલરશીપો વગેરે મોકલતા. આથી મુંબઇમાં એમનું નામ પ્રસિદ્ધ હતું. વેપારને અર્થે તે હિંદનાં મોટાં મોટાં શહેરોમાં જતા ત્યારે ત્યાં પણ તે સમાજોમાં ભાગ લેતા અને પોતાના નામ પ્રમાણે સાર્વજનિક ફંડોમાં પૈસા ભરતા. આ સર્વ બીના વર્તમાનપત્રોમાં આવતી અને શેઠનું નામ અમર અને જાણીતું થતું.

આવા ઉદાર અને નામાંકિત પુરુષના ઓળખાણ અને સહાયની હૃષીકેશચંદ્રને જરૂર છે એમ ધારી બિપિનચંદ્રે એકવાર શેઠ સાથે તેની મુલાકાત કરાવી અને તેના સ્તુત્ય વિચારો કહી સંભળાવ્યા. હૃષીકેશચંદ્રની ખ્યાતિ શેઠને કાને કંઇક આવી હતી તેથી

તે બોલી ઉઠ્યા: "હા, હા, મેં એમનું નામ સાંભળ્યું છે; એમની પ્રશંસા મારે કાને આવી છે. પણ-અ-અ"

એટલું બોલીને શેઠ બોલતા બોલતા વચમાં અટકી પડ્યા.

"તમારે કહેવું હોય તે કહી દ્યો; ગુંચવાવ છો શા માટે? બધી વાતનો ખુલાસો કરવાને એ તૈયાર છે." બિપિનચંદ્ર કહેવા લાગ્યો.

શેઠ જગજીવનદાસ માનના ભૂખ્યા હતા. આત્મપ્રશંસા તેમને વ્હાલી હતી. તે પોતાને પાકા અનુભવી સમજતા. તે પોતાની જાત વિષે બહુ ઉંચો અભિપ્રાય ધરાવતા અને તેથી તે બોલી ઉઠ્યા: "આજના જુવાનીયાઓ જરા ઉદ્ધત અને અવિચારી હોય છે. તેમનું દેશાભિમાન તેમના મુખમાં હોય છે. તેમનો વૈરાગ્ય સ્મશાન-વૈરાગ્ય જેવો છે."

શેઠ જરાક પણ ઉંચા નીચા થયા વગર ઠંડે પેટે બોલ્યા.

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. જુવાનીયાઓવિષેનો તેનો અનુભવ તેમાં સાક્ષી પુરી રહ્યો.

બિપિનચંદ્ર હૃષીકેશચંદ્રના હેતુઓનું વર્ણન કરી તેમની સત્યતાની ખાત્રી આપવા લાગ્યો. હૃષીકેશચંદ્રની મહત્ત્વાકાંક્ષાઓને બિપિનચંદ્રના મુખથી સાંભળીને સ્વાભાવિક રીતે તેના કલ્યાણનો માર્ગ તેને દર્શાવવાનું અને તેમાં પોતાનાથી બને તેટલી મદદ કરવાનું શેઠના ઉદાર ચિત્તમાં સ્ફુરી આવ્યું. તેમણે કહ્યું: "હૃષીકેશચંદ્ર, તમારા હિતકર્તાઓએ તમારા કલ્યાણ બદલ અનેક માર્ગ યોજ્યા હશે. પણ મારે કહેવું જોઇએ કે તમારામાં જે ઉત્તમ ગુણોએ વાસ કરેલો છે તેમાં જો વિવિધ જ્ઞાન અને અનુભવની મેળવણી થાય તો તેમનો ઉત્તમ વિકાસ થાય. તેને સારૂ તમારે દેશાટણ કરવાની આવશ્યકતા છે. હિંદુસ્તાનમાં તમારે જુદે જુદે ઠેકાણે પ્રવાસ કરવો જોઇએ અને લોકરીતિ તથા સમાજસ્થિતિનું જ્ઞાન સંપાદન કરવું જોઇએ. તમે એકંદરે વ્યવહારચતુર, હોંશીઆર અને જ્ઞાની થાવ એવી મારી ઇચ્છા છે. પછી તમે સ્વદેશસેવાનું કાર્ય ભલે કર્યા કરો. તમારા કાર્યમાં હું બનતી મદદ કરીશ."

હૃષીકેશચંદ્રે ઉલ્લાસમાં આવીને પોતાના મનનો નિશ્ચય જણાવ્યો, અને શેઠની ઉત્તમ સલાહ અને મદદ માટે તે તેમનો ઉપકાર માનવા લાગ્યો. તે દિવસથી તે શેઠને ઘેર જવા લાગ્યો અને ત્યાં તેને

અનેક વિદ્વાનો અને વિવિધ વિચારના પુરુષોનો સમાગમ થવા લાગ્યો. એ સમાગમના અનુભવ વિષે તે એક વાર બિપિનચંદ્રને કહેવા લાગ્યો:

"બિપિનભાઇ ! ત્યાં જવાથી મને આનંદ અને લાભ થાય છે. એવે ઠેકાણે જવાનો મારો મુખ્ય હેતુ તમને માહિત જ હશે. જુદી જુદી સ્થિતિના અને જુદા જુદા વિચારના લોકો સાથે મળીને તેમની સાથે ઓળખાણ કરવું, તેમની પાસે જે કાંઈ સારૂં હોય તે શિખવું, સારી રીતભાત ગ્રહણ કરીને આપણામાં કંઇ દોષ હોય તો તે ટાળવાનો પ્રયત્ન કરવો અને આ સમાજરૂપી આરશીનો યોગ્ય ઉપયોગ કરી લેવો એવી મારા અંતઃકરણની ઇચ્છા હોવાથી શેઠને ત્યાં હું ગયો તેથી મને ઘણો ફાયદો થયો એમ હું સમજું છું. મહાન પુરુષોના સહવાસમાં આવી તેમનું આંતર્ જીવન જોવાની મને ઘણી આકાઙ્ક્ષા છે. તેઓ પોતાના સૂક્ષ્મ દેહને કેવા વિચારોથી ઘડે છે તે જાણી મારા ચારિત્ર્યને તેવી રીતે ઘડવાને હું મથું છું."

બિપિન૦—"હૃષીકેશચંદ્ર, તમે આ વાત મને ઘણી વાર કહેલી છે. તમારા સ્તુત્ય હેતુઓને પાર પાડવાને માટે મેં તમારૂં ઓળખાણ શેઠ સાથે કરાવ્યું છે. તેમના વડીલોએ મારા ઉપર અનેક ઉપકારો કરેલા છે, તેથી કૃતજ્ઞબુદ્ધિથી એમની સાથે હું ગાઢ સંબંધ રાખી રહ્યો છું. વળી તેમની કીર્તિ સર્વત્ર પ્રસરી રહેલી છે, અને શેઠ ઘણા નીતિવાન છે. તેમને ત્યાં અનેક પ્રકારની પ્રકૃતિઓ તમારા જોવામાં આવી હશે. સૌના સ્વભાવ તમારા જાણ્યામાં આવ્યા હશે. હું સરળ માર્ગે ચાલનારો અને લોકો સાથે બહુ નહીં ભળનારો માણસ છું, પણ તરૂણ જનોએ આવા માણસો સાથે ભળી, યોગ્યતા અને નીતિ વધારી, જ્ઞાન અને અનુભવ સંપાદન કરી લેવાં, એવો મારો દૃઢ આગ્રહ છે."

હૃષીકેશચંદ્ર—"તમે કહો છો તે પ્રમાણે જ વિચાર કરીને હું તે દિવસે શેઠને ત્યાં ગયો હતો. શેઠે મને ઘણી મમતાથી બોલાવ્યો અને પોતાની પાસે બેસાડયો. ત્યાં અનેક મહાન પુરુષોના સહવાસમાં હું આવ્યો અને મને તેમની રીતભાત અને મહત્ત્વાકાઙ્ક્ષાઓનું યથાર્થ જ્ઞાન થયું. વિદેશી ભાષા, વિદેશી જ્ઞાન, વિદેશી આચાર વિચાર અને વિદેશી શિક્ષણ, એમ બધી વાતે વિદેશી વાતાવરણમાં ઉછરેલા, વિદેશી વસ્તુ વિચારને જ મહત્તા આપનારા, તેનું જ અનુકરણ કરનારા, સુધારાના અગ્રેસરો એક બાજુએ ત્યાં બીરાજેલા

હતા. બીજી બાજુએ તેમના પ્રતિસ્પર્ધીઓ, દેશી વસ્તુવિચારને સર્વદા આદર આપનારા, યથાર્થ વસ્તુવિચારના અજ્ઞાનથી દેખાદેખીની અંધ શ્રદ્ધાથી કે પછી પ્રમાદથી પુરાતન કાળના રીતરિવાજના પંજામાં અટવાઇ કદિ સંકોચ કદિ વિકાસને પ્રાપ્ત કરી રહેલા પણ ઝાલ્યું પુછડું નહીં છોડનારા દુરાગ્રહી શાસ્ત્રીઓ, પંડિતો વગેરે બેશી ગયેલા હતા.

બિપિનચંદ્ર વચમાં બોલી ઉઠયો: "આ બે પક્ષમાંથી તમને કયો પક્ષ ગ્રાહ્ય છે?"

હૃષીકેશચંદ્ર—બિપિનભાઇ, યથાર્થ વસ્તુવિચારના અજ્ઞાનવાળા, અધિકારથી મદગ્રસ્ત થયેલા અને બહારની સુંદરતા કે ડોળડિમાક-આંજ જીવનનું સાફલ્ય માનનારા આપણા સુધારાવાળાઓનો મત મને ગ્રાહ્ય નથી. તેમનું સ્વદેશાભિમાન માત્ર વાકચાતુર્યમાં જ રહેલું છે. તેમનાં સ્વતંત્ર આચરણો તેમની મર્યાદારહિત અને નિરંકુશ ઉચ્છૃંખલતા જ દર્શાવે છે.

બિપિનચંદ્ર—ત્યારે તમે ટીલાં, ટપકાં, પોથી, પૂજાદિ બાહ્ય આચારને તત્ત્વ ગણી તેમાં જ કર્ત્તવ્ય પ્રાપ્તવ્યને સમાવી દેનારા આપણા જુના વિચારના વડીલો અને શાસ્ત્રીઓને શું વધારે પસંદ કરો છો?

હૃષીકેશચંદ્ર—પરમાર્થનો ડોળ કરી અહંપણાની સ્વાર્થમય ભાવનાઓને પોષનારા, કીર્ત્યાદિની ક્ષુદ્ર લાલસાથી પ્રેરીત થયેલા સ્વદેશાભિમાનીઓ કે જે આપણી આર્યાવર્તની પુરાણી જર્જરિત મૂર્તિને તેનું અસલનું જે જે કંઇ પોતાનું હોય તે સર્વ ત્યજાવી નવાં નવાં વસ્ત્રાભૂષણો પહેરાવવા અને તેના બાહ્ય સ્વરૂપને જ માત્ર શોભાયમાન કરવા પ્રયાસ કરી રહેલા છે તેમને હું માન આપતો નથી. તેમજ જે આર્યભૂમિની પુરાણી જર્જર મૂર્તિને તેનાં તેજ જુનાં વસ્ત્રોમાં જ સર્જ્જ થયેલી રાખી મુકવા અને કોઇ પણ પ્રકારના ફેરફારથી તેનો પુનરોદ્ધાર કરવા નહીં ઇચ્છનારા અને આમ કરી તેના જીવનને, તેની સુખશાંતિને કે સમૃદ્ધિને આલસ્ય, પ્રમાદ, અને મિથ્યા સ્વદેશાભિમાનથી ધુળધાણી કરવાનું લઇ બેઠેલા આપણા જુના વિચારના માણસો, આર્યોની જડતા અને કર્ત્તવ્યના અજ્ઞાનનું નાટક જ ભજવી બતાવે છે, અને ભારતનો વિનાશ જ સાધે છે એમ મારૂં માનવું છે. શેઠ જગજીવનદાસને ઘેર બીજા મહાપુરૂષોનો મને સમા-

ગમ થયો. તેઓ આજકાલ જ્યાં ત્યાં સ્વદેશોન્નતિને અર્થે વિચાર અને પ્રયત્ન કરી રહેલા છે; ભારતવર્ષની પ્રજાને માટે સર્વસ્વનો ત્યાગ કરવાને તેઓ તત્પર છે; પવિત્રતા, વૈરાગ્ય અને પ્રાચીન ભાવનાઓને તેઓ હૃદયમાં ધરી રહ્યા છે; પ્રાચીન આર્યોનાં સર્વોત્કૃષ્ટ અને ઉદાર ચરિત્ર કે જે અનંત કાળના વહી ગયા છતાં પણ ઇતિહાસનાં પાનાંમાં તેવાં ને તેવાં જ ભભકી રહી અમર પ્રકાશને પાડી રહેલા છે અને અર્વાચીન સમયમાં પણ સુધારાની ટોચે ચ્હડેલા યુરોપવાસીઓના મુખમાંથી તેમને માટે અનેક વાર અહો ધન્ય! અહો ધન્ય! કહેવરાવી અસંખ્યના જીવનને નમુનારૂપે થઇ રહેલાં છે તેવાં ચારિત્ર્યના બળવાળાં સ્ત્રીપુરૂષોને ઉત્પન્ન કરવાને અને પ્રાચીન ભાવનાઓ ઉપર ભારતની નવી ઇમારત ચણવાને તેઓ મથી રહેલાં છે; તેઓ ખરા આર્યત્વના ઉપાસકો છે; તેઓ માતૃભૂમિના સુક્ષ્મ દેહને યથાર્થ ઘડનારા ને તેમાં ખરા હિંદુપણાને સ્થાપિત કરનારા ખરા સ્વદેશબાંધવો છે. તેમને માટે મને માન છે. આવાં દૃઢ ચારિત્ર્યવાળા મહાપુરૂષોનાં દર્શન માત્રથીજ મારા હૃદયમાં અલૌકિક મનોબળ, ઉચ્ચ વાસના, અને પવિત્રતા ખડાં થાય છે અને તેમના ગુણાનુયાયી થવાને મારૂં મન તત્કાળ પ્રેરાય છે. મહાપુરૂષો પોતાની માત્ર હાજરીથીજ આસપાસનાં મનુષ્યોમાં તેમની વૃત્તિનો અંશ જાગૃત કરે છે. તેમના સમાગમનું આ મોટું ફળ છે."

આમ બોલતે બોલતે હૃષીકેશચંદ્ર એટલો બધો ઉલ્લાસમાં આવી ગયો કે તેનું વિશાળ ભાલ, અને મોટાં અને તેજસ્વી નેત્રો વધારે ચળકવા લાગ્યાં. મૃણાલિનિ તેની સામે રહી રહીને જોતી હતી તે હવે એકી નજરે જોવા લાગી. સ્વદેશપ્રેમની મૂર્તિ બાળાના હૃદયમાં ઉતરવા માંડી. આ જુસ્સાવાળા યુવાનના ચળકતા ચહેરા તરફ તે જોઇ રહી. 'સ્વદેશાભિમાની પુરૂષોનાં વખાણ તેના ચિત્તમાં ચોટી રહ્યાં. તેમના મહાન ગુણો તેના મનમાં રમી રહ્યા. હૃષીકેશચંદ્રની સ્વદેશપ્રીતિ અને ઉચ્ચવાસનાઓની ઉંડી છાપ તેના નિર્મળ અંતઃકરણ ઉપર પડી રહી. તે ચકિત થઇ અને તેનું ભાન ભૂલી ગઇ. અનાયાસે તેને જ હૃષીકેશચંદ્રની ઉપર પ્રેમનો ઉભળકો આવી ગયો અને તેની આંખ તેના ઉપર ઠરી ગઇ. પણ મૃણાલિનિ હજી મુગ્ધા જ હતી અને પોતાના મનના વિકારને સમજી શકતી નહોતી.

એટલામાં ઘરનું બારણું ઉઘડયું અને શેઠ જગજીવનદાસ આવે છે એમ ચાકરે વરધી આપી. શેઠને અંદર પેસતાંજ એમ લાગ્યું કે તેમના આવવાથી બિપિનચંદ્રની વાતોમાં વિક્ષેપ પડયો હશે અને તેથી તે દિલગીરી પ્રદર્શિત કરવા લાગ્યા. હૃષીકેશચંદ્રે તેમનો હાથ પકડીને કહ્યું: "આપને દિલગીર થવાનું કંઇજ કારણ નથી. આપનાથી છાની રાખવા જેવી કંઇ પણ વાત કરવાની અમારે નહોતી. અમે આપના ઘરનીજ વાત કરતા હતા."

જગજીવનદાસ–હૃષીકેશચંદ્ર, કાલ રાતે મારે ત્યાં રહેવાને માટે મેં તમને જાણી જોઇને જ આગ્રહ કર્યો નહીં. કારણકે છેવટે જે મંડળી રહી હતી તેમની રીતભાત તમારા સ્વભાવને અનુકુળ થશે કે નહીં તેની મને શંકા હતી. એવા મનુષ્યોની સાથે તમારો સમાગમ થાય એ મને ઠીક લાગતું નહોતું. તે મંડળીએ આખી રાત ગંજીફા રમવામાં જ ગાળી નાંખી.

હૃષીકેશચંદ્ર–આજકાલ ભારતવર્ષમાં ગંજીફા રમવાનો શોખ વધતો જાય છે, એ દેશમાં દારિદ્રયનું આગમન સૂચવે છે. જે પ્રજા રમતગમતમાં જ પોતાનો કાળ વ્યતીત કરે છે, તે પ્રજાનો ઉદય કયાંથી હોય? ઇંગ્રેજો તેમનો સમય ઉંડા વાંચનમાં વ્યતીત કરે છે, એથી તેઓ વધારે પ્રભાવશાળી નીવડે તેમાં નવાઈ શી? જે પ્રજામાં ઉંડું વાંચન નથી તેનો ઉદય નથી.

શેઠ જગજીવનદાસ સાંભળી રહ્યા, અને બીજી વાતો કરવા લાગ્યા.

આજે કારભારી થયાની ખુશાલીમાં બિપિનચંદ્રને બંગલે મોટી મિજબાની હતી. આમંત્રિત ગૃહસ્થો એક પછી એક આવતા હતા. શેઠ જગજીવનદાસ ગાઢ સંબંધવાળા હોવાથી જરા વ્હેલા આવ્યા હતા અને વાતો કરતા બેઠા હતા. મિજબાનીની સાથે નાચ, રંગ, તમાશા અને જલસાઓની પણ તૈયારીઓ થતી હતી. ઘણા જણને આમંત્રણ મોકલવામાં આવ્યાં હતાં. કનકપુરના રાજયના સરદારો, દરકદારો, વતનદારો અને અમલદારો અને ગામના સંભાવિત ગૃહસ્થો તથા મધ્યમવર્ગના પણ મોભાવાળા સજ્જનોને આમંત્રણ પત્રિકાઓ મોકલી હતી. નાચરંગ અને મિજબાનીનો સમય મુકરર કરવામાં આવ્યો હતો. મિજબાની ખાસ મંડળીને માટે હતી અને નાચરંગ સર્વેને માટે ખુલ્લો હતો. સમય થયો એટલે ગામમાંથી શ્રોતાનાં ટોળે ટોળાં કારભારીના બંગલા તરફ વળવા લાગ્યાં અને

બંગલાની સામેના એક મોટા મેદાનમાં એકઠાં થવા લાગ્યાં. માત્ર આમંત્રિત ગૃહસ્થો બંગલામાં આવતા હતા અને પોતાને માટે નિર્માણ કરેલી જગ્યાએ ગોઠવાઇ જતા હતા. અમલદાર વર્ગમાંથી હવે એક પછી એક એમ સર્વે આવવા લાગ્યા અને તેમની સરાભરા કરવાનું કામ હૃષીકેશચંદ્રને માથે પડેલું હોવાથી તે તેમને માનથી બોલાવતો પણ રાજેન્દ્રલાલે કહેલું યાદ કરી મનમાં સર્વેની કિંમત આંકતો, મનમાં તર્ક વિતર્ક કરતો, અને તેમના બાહ્ય દેખાવની સાથે અંદરના દેખાવને સરખાવતો, વિસ્મય પામતો, સૌની સાથે બંગલાના દિવાનખાનામાં પેશનીકળ કરતો હતો.

દિવાનખાનામાં એકઠા થયેલા સરદારો, અમલદારો અને ગૃહસ્થોમાંના સર્વે, પોતપોતાના સ્વભાવ, વિચાર અને શિક્ષણ પ્રમાણે, ચેષ્ટા કરવા લાગ્યા. કોઇ અહીં તહીં ફરવા લાગ્યા, કોઇ વાતોમાં ભળયા, કોઇ આકાશ તરફ દૃષ્ટિ કરતા બારીએ જઇને ઉભા, કોઇ હાંડીઓ, ઝુંમરો, તકતાઓને જોવા મંડી ગયા, કોઇ બિપિનચંદ્રની વાતો કરવા લાગ્યા, કોઇ એકઠા થઇને કંઇ કાનમાં કહેવા લાગ્યા, કોઇ રાજ્યની નવાજુની પુછવા લાગ્યા, કેટલાક ઉભા જ રહ્યા, કેટલાક આમતેમ જોઇ રહ્યા અને કેટલાક બોલ્યા ચાલ્યા વગર મુંગા જેવા બની એક બાજુએ બેશી રહ્યા. બિપિનચંદ્રના પક્ષમાં કોણ કોણ છે અને કોણ કોણ નથી, કોણ કોણ તટસ્થ છે, વગેરેનો તપાસ કરવાનો અનાયાસે જ લાગ હૃષીકેશચંદ્રને મળયો. આમંત્રિત ગૃહસ્થોમાંના કોઇના મુખ ઉપર ઉત્સાહ અને આનંદ, અને કોઇના મુખ ઉપર નિરાશા અને ચિંતાનાં ચિન્હ તે જોવા લાગ્યો અને તે ઉપરથી અનેક તર્ક તે બાંધવા લાગ્યો. બોલનાર, જોનાર, વાતો કરનાર, સાંભળનાર વગેરેની મુખમુદ્રાઓ, ચક્ષુઓ અને હાવભાવમાં તેમની વૃત્તિઓનાં ઓછાં વત્તાં પ્રતિબિમ્બ તે જોવા લાગ્યો અને તે ઉપરથી તેમના હૃદયનો કયાસ કરવા લાગ્યો. તેની સુક્ષ્મ દૃષ્ટિ સર્વ ઉપર ફરી રહી, દરેકના અંતરના ઉંડા પ્રદેશમાં પ્રવેશી રહી, ક્ષણવાર ત્યાં રમી રહી, અને અંતરના ભેદને, મર્મને જાણી પાછી વળી રહી. દરેક જણ જુદે જુદે રૂપે જણાવા લાગ્યો, જુદે જુદે રંગે રંગાયલો દેખાવા લાગ્યો અને ઘણા જાણીતા માણસોની વચમાં પોતે એક અજાણ્યો માણસ ફરતો હોય તેવો ભાસ હૃષીકેશચંદ્રના અંતઃકરણમાં

થઇ રહ્યો. સ્વદેશી આચાર, વિચાર, અને પોશાકથી જુદો પડતો પુરૂષ પરદેશી માલનું સંગ્રહસ્થાન જોતો હોય, વિદ્યાથી અલંકૃત થયેલો અભણ હાલતાં ચાલતાં પુતળાંની વચમાં વિચરતો હોય, અને પ્રપંચીઓની મધ્યમાં નિષ્પ્રપંચી ત્યાગી ફરતો હોય તેમ હૃષીકેશચંદ્ર સર્વની વચમાં ફરવા લાગ્યો અને વિચાર અને કર્મના ભેદને લીધે ઘણાની વચમાં ઉભેલો છતાં પોતાને એકલો ધારી સર્વ ઉપર ધીમેથી દૃષ્ટિ નાંખવા લાગ્યો અને ક્ષણવાર ગંભીરપણે વિચાર કરતો અને ક્ષણવાર વિસ્મય પામતો વિચાર પરંપરામાં ગુંથાઇ ગયો.

હૃષીકેશચંદ્રના મનમાં વિચારમાલા ચાલી રહી એટલામાં બિપિનચંદ્રના દિવાનખાનામાં લોકોની ગરદી થઇ રહી. કેટલાકને આમંત્રણ હતાં અને કેટલાક એમાં શું ખાઇ જવું છે, શું લઇ લેવું છે, એમ કરીને વગર આમંત્રણે આવ્યા હતા. કેટલાક બિપિનચંદ્રના ભલા સ્વભાવથી આકર્ષાઇ તેને મળેલા કારભારથી ખુશી થતા માનાપમાનની દરકાર કર્યા વગર ત્યાં આવી પહોંચ્યા હતા. દિવાનખાનામાં ગડબડાટ મચી રહ્યો. કેટલાક આમતેમ જોતા ફરવા લાગ્યા; કેટલાક કારભારી સાથે ઓળખાણનો દાવો કરતા આગળ આવીને બેસવા લાગ્યા. કેટલાક અધિકારીઓને સલામો કરી આઘા ખસ્યા, કેટલાક અધિકારીઓને સલામ કરી તેમના તરફથી હાસ્યભર્યા બે બોલની આશા રાખતા તેમની સામે જોઇ રહ્યા અને તેમના પડતા બોલ ઝીલવા લાગ્યા. આમ કંઇક ખુશામત કરતી, કંઇક અમલદારોના દાબમાં દબાતી, તેમના તેજમાં અંજાતી, તેમની સાથે વાત કરી પોતાને કૃતકૃત્ય માનતી, મનમાં ફુલાતી, કનકપુરની પ્રજા કારભારીને બંગલે દેશીરાજ્યની પ્રજાની દીનતા અને પરાધીનતાનો કંઇક ચિતાર સ્વાતંત્ર્યપ્રેમી હૃષીકેશચંદ્રના મનમાં ખડો કરવા લાગી. એ જોઇને હૃષીકેશચંદ્રની ઐતિહાસીક દૃષ્ટિ ઉઘડી; તેનું ચિત્ત એકદમ ઇંગ્લાંડ ભણી દોડયું; રાજ્યસત્તાને પણ નમાવનારી મહાન ઇંગ્રેજપ્રજા તેને સાંભરી; એ પ્રજાના મહાન ગુણો તેના મગજમાં તરી આવ્યા અને એ ગુણોની સાથે તેનો ઉત્સાહ; ધમધમાટ અને રાજ્યસત્તા સામે લડત વગેરે તેની દૃષ્ટિમાં ખડાં થયાં અને હૃષીકેશચંદ્ર ક્ષણવાર ઇંગ્લાંડ ભણી દૃષ્ટિ નાંખતો, ક્ષણવાર કનકપુરની દીન પ્રજા તરફ જોતો, કંઇક આશ્ચર્ય અને કંઇક ખેદમાં ડુબવા લાગ્યો.

સર્વ પ્રજામંડળ તથા નાના અધિકારીઓના આવી ગયા પછી ગુમાનસિંહ અને ઈંદ્રસિંહ આવ્યા અને તેમના આવ્યા પછી રાજેન્દ્રલાલ આવ્યો. હૃષીકેશચંદ્રે તેમને યોગ્ય સ્થાને બેસાડયા. કેદારસિંહને આમંત્રણ તથા બે ત્રણ વાર તેડાં મોકલ્યાં હતાં પણ તે આવ્યો નહીં અને તેથી બિપિનચંદ્રના મગજમાં કંઇ કંઇ શંકાઓ ઉત્પન્ન થઇ. પણ તેણે તે દબાવી રાખી અને પછી કામની ગરબડમાં તે ભૂલી ગયો. પણ તેના હૃદયમાંથી તે ડાધ ખસ્યો નહીં.

એટલામાં એક બાજુએથી સારંગીનો સુર આવ્યો અને તેણે સૌનું ધ્યાન ખેંચ્યું. બધા ટપોટપ બેસવા લાગ્યા. વાતો કરતા હતા તે શાંત થઇને સાંભળવા લાગ્યા. ગુણકા નાચ માટે તૈયારી કરવા લાગી. ભર સભાની મધ્યમાં તે પોતાનો પોશાક બદલવા લાગી. તેનો ગૌર વર્ણ, ધારણ કરેલાં રંગબેરંગી કસબી વસ્ત્રો, પાન ચાવવાથી લાલચોળ થયેલા હોઠ, સ્મિતભર્યું મુખ, છટાબંધ બોલવું ચાલવું વગેરથી શ્રોતાજનોનાં મન તે હરવા લાગી. તબલચીએ તબલાં ઉપર હાથ મારવા માંડયો અને સારંગી વગાડનારાઓએ સારંગીના તારને કઠણ કે ઢીલા કરીને સુર મેળવવા માંડયો. સભાના સર્વે લોકો ગુણુકા તરફ જોઇ રહ્યા. કેટલાક નહીં જોયેલું જોયાથી ચકિત થયા, કેટલાક વિસ્મય પામ્યા, કેટલાક તેના તરફ આંગળીઓ કરતા કરતા વાતો કરવા લાગ્યા અને કેટલાક તેનો નાચ જોવાને અને તેનું ગાયન સાંભળવાને તત્પર બની રહ્યા.

એટલામાં ગુણકાએ જરા મોં પાછું ફેરવીને મોટી પાનની બીડી મોંમાં મુકી, અને મુખમાં એક બાજુએ તેનો કુચો કરી, હોઠ ઉપર આજુબાજુ રસ ટપકાવતી, ઠસ્સાબંધ ઉભી થઇ અને આ—આ—આ આ—કરીને મજરો કરવા લાગી, અને ઉપાડેલી ચીજને આલાપ, તાન, પલટાથી ગાવા લાગી. તેનો કોયલ જેવો મધુર સ્વર સાંભળીને કોઇ તો તેના તાનમાં ગુલતાન બન્યા, કેટલાક ગાયનના દર્દીઓ ડોકાં ધુણાવી હાં, હાં, કહી તેને ઉત્તેજન આપી જાણે નીશાથી ચકચૂર થયા હોય તેમ સંગીતથી મસ્ત થઇ રહ્યા અને આસપાસનું ભાન ભૂલી ગયા. ઠમકા કરતી કરતી ગુણુકા ચંદ્રકલા નાચને શરૂ કરી તેમાં આગળ વધવા લાગી અને હાથના હાવભાવ, તથા આંખોના પલકારા કરી, ચિત્ત હરી, સર્વને નિર્લજ્જ બનાવવા લાગી. મધુર ઝીણા કંઠથી ચંદ્રકલા ગાવા લાગી અને સારંગી, તબલાં,

અને સિતારમાં ભળી જતો તેનો સ્વર સર્વને આનંદમાં લીન કરી રહ્યો.

થોડો વખત નાચ અને ગાયન ચાલ્યાં; સભાજનો તૃપ્ત થયેલા જણાયા; અને બિપિનચંદ્રે પાનસોપારી લાવવાનો હુકમ કર્યો. સારાં ખુશબોદાર ફુલોના મોટા મોટા જાડા હાર અને ગોટા, સોના રૂપાની નકશીદાર મોટી તાસકોમાં ભરી ભરીને આણવામાં આવ્યા અને તેની પાછળ અત્તરદાનીઓ, ગુલાબ દાનીઓ અને પાનસોપારી, એલચી, લવીંગ વગેરેથી ખીચોખીચ ભરેલા મોટા ચાંદીના થાળા લઇ લઇને આવતા નોકરો નજરે પડયા. સર્વેને ફુલ, હાર, ગોટા, પાનસોપારી વગેરે વહેંચાયાં અને ખાસા મંડળી શિવાયના અન્ય જનો વેરાવા લાગ્યા. થોડીવારમાં ગુણકા ચંદ્રકલાએ નાચ બંધ કર્યો અને સભા વિસર્જન થઇ.

ઉપર દિવાનખાનામાં નાચ ચાલતો હતો અને નીચે મિજબાનીની સર્વ તૈયારી થયા કરતી હતી. પતિને કારભાર મળ્યાના હર્ષથી હરખાતી, આનંદમાં પગ ઉપાડતી પતિવ્રતા પ્રિયંવદા બધે ઝટ ઝટ ફરી વળતી હતી અને કોઇવાર નોકરને હુકમ કરતી, કોઇવાર જાતે કંઇ કરી લેતી, માથે ઉપાડી લીધેલા મિજબાનીના કાર્યને પૂર્ણ કરવાને ઘણો શ્રમ ઉઠાવતી હતી. મૃણાલિનિ તેને કામમાં મદદ કરતી હતી. પંદર સોળ વરસની, જુવાનીના મળસ્કામાં પ્રવેશ કરતી, પણ સંપૂર્ણ મુગ્ધાવસ્થામાં મ્હાલતી, પવિત્રતાનું ગુમાન ધરતી, ચંદ્રની પ્રભા પાછળ જેમ અતિ ઉજ્જવલ તારો સંતાઇને ફરતો હોય તેમ પ્રિયંવદાની પાછળ પાછળ ફરતી, સૌમ્ય કાન્તિવાળી મૃણાલિનિ કંઇક શરમાતી, કંઇક હાસ્ય કરતી, આખા ઘરમાં ફરતી જણાતી હતી. ગૌર વર્ણની બાળા પોતાના તેજસ્વી શરીર તથા મુખના પ્રભાવથી સર્વને આકર્ષતી અને ખાધેલ પીધેલ શરીર હોવાથી પ્રમાણમાં તે મોટી દેખાતી અને પ્રેક્ષકને તે ઉમ્મરલાયક સ્ત્રી જેવી જણાતી. તેનાં ચલનવલન અને બોલવાની છટામાં ચંચળતા અને પ્રબળતા જણાઇ આવતાં પણ તેનું શરીર નાજુક અને હૃદય સ્ત્રીજાતિને શોભે એવું પોચું હોવાથી તેનો સ્વભાવ બહુ નરમ જણાતો અને તે સૌને મૃદુતાથી ભરેલી ભાસતી.

પણ મૃણાલિનિનો સ્વભાવ જરા આગ્રહી હતો. જે તે વાતમાં

તે હઠ કરતા અને પોતે કહે કે કરે તે ખરૂં છે એમ સૌને મનવવાને તે મથતી. વળી તેનામાં ઉંડી પવિત્રતાના ગર્વની કંઇક છાયા હતી તેથી જાણે કે તે સૌના ઉપર અમલ ચલાવતી હોય તેવો અજાણ્યાને ભાસ થતો પણ પ્રસંગમાં આવ્યા પછી તેની એ શંકા ટળી જતી. પોતાની એકની એક પુત્રી હોવાથી તે માબાપ તરફથી ઘણું લાડ પામતી અને ઘણી બાબતમાં તે છુટ લેતી અને એ છુટ કોઇ કોઇ વખત નિરંકુશપણામાં ખપતી. બિપિનચંદ્રનાં માન, આબરૂ અને સત્તાને લીધે સા કોઇ તેને તાબે રહેતું પણ મૃણાલિનિ બાપની સત્તાનો ઉપયોગ કર્યા વગર પોતાની પ્રભાવશાળી મૂર્તિ, હાસ્યયુક્ત વદન અને અમીભરી પણ જરા અહંભાવવાળી પવિત્ર દૃષ્ટિથી સૌને આંજી નાંખતી અને સૌના ઉપર સત્તા ચલાવતી. છતાં પણ આ બાળા હજી બાળાજ હતી; નિર્દોષિતાએ હજી તેને ત્યજી નહોતી અને તે જે કંઇ કરતી, બોલતી, ચાલતી, તે સર્વ નિર્દોષતાના પરિણામ રૂપેજ હતું.

ઘરનું કામકાજ તે કરતી. પ્રિયંવદાના માથા ઉપરનો બોજો તે ઉપાડી લેતી. નવરાશના વખતમાં તે ભરતી, શિવતી, સાંધતી, અને વખતે રસોઇમાં પણ મદદ કરતી. નવરા બેશી રહેવું એને ગમતું નહીં પ્રિયવંદાનો સ્વભાવ તેનામાં ઉતરી આવ્યો હતો, અને ઉદ્યમશીલ થવું એમાંજ તે સુખ અને માન માનતી. રાજ્યકાજમાં ગુંથાઇ રહેલા બિપિનચંદ્રને ઘરની બાબતોમાં ધ્યાન આપવાનો અવકાશ નહીં હોવાથી મૃણાલિનિ તેનું કામ ઉપાડી લેતી અને જ્યાં ને ત્યાં પિતાની હાજરી અને કાર્યશક્તિની ખોટ પુરી પાડતી. રાજ્યકાજમાં ભળેલા પુરૂષો વ્યવહારમાં લક્ષ આપી શકતા નથી તેમ બિપિનચંદ્ર લક્ષ આપી શકતો નહીં પણ ડાહી દિકરી પોતાનો પિતા વ્યવહાર શૂન્ય ગણાય નહીં તેની કાળજી રાખતી, બધે ફરી વળતી, પ્રિયંવદાની પાછળ રહી તેને વ્યવહારકાર્યમાં મદદ આપતી, આગળ પડીને કામ કરતી, અને પિતાને માથે આવતું વ્યવહાર શૂન્યતાનું મહેણું ટાળતી. પુત્રી ઉમ્મરે હવે મોટી થઇ અને સંસારમાં હવે અમે એકને બદલે બે થયાં એમ કરીને પ્રિયંવદા મનમાં નિરાંત વાળતી, અને ઘરચિંતાનો બોજો ઉપાડી લેતી મૃણાલિનિને તે ઉપાડી લેવા દઇ કોઇવાર પોતે નિરાંતે પગ વાળીને બેસતી. બહારના માણસોને એમ લાગતું કે કારભારીના ઘરમાં કર્તા

હર્તા તેમની દિકરી છે અને તેથી કેટલાક સ્વાર્થી મનુષ્યો પોતાનું કામ કહાડી લેવાને મૃણાલિનિ ઉપર માન અને પ્રશંસાનો વરસાદ વરસાવતા કારભારીના ઘરમાં આવતા. પણ મૃણાલિનિ ઘણી શરમાળ, પવિત્ર અને સમજુ હતી. તે એવી મિથ્યા સ્તુતિને ગણકારતી નહીં, અને સ્વાર્થીઓને ફાવવા દેતી નહીં; તેની લજ્જા અને પવિત્રતાને જોઇને કેટલાક તો આઘા ને આઘા જ રહેતા, અને કેટલાક એ પવિત્રતાના ગર્વને ગુમાન ગણતા અને તેને ગુમાની ગણી તેની પાસે આવતાં ડરતા. મૃણાલિનિ અજાણ્યાને ગમે તેમ ભાસતી પણ ઘરના કામકાજમાં તે કુશળ ગણાતી અને દિકરીને કામમાં પાવરધી થએલી જોઇને પ્રિયંવદા મનમાં નિરાંત વાળતી અને તેને આગળ પડીને સઘળું કરવા દેતી.

આજે મિજમાનીનું સઘળું કામ મૃણાલિનિએ માથે ઉપાડી લીધું હતું પણ મોટાંનો ભાર વક્કર રાખવો અને તેમના કહ્યા પ્રમાણે કરવું એમ કરીને તે પ્રિયંવદાની આજ્ઞાને વશ વર્તીને સઘળું કરતી હતી. પિતાને મળેલા કારભારથી હર્ષ ધરતી, મોટાઇના તોરમાં કંઇક તણાતી, અને જુવાનીના મદમાં મ્હાલતી તે અહીં તહીં વિચરતી હતી. ઉપર દિવાનખાનામાં નાચ બંધ થયો તે વખતે તે સઘળું કામ પરવારી રહી હતી, અને બધી વ્યવસ્થા કરી આમંત્રિત ગૃહસ્થોને આવવાની રાહ જોતી તે નીચે બેઠી હતી.

સભા વિસર્જન થઇ એટલે આમંત્રેલા સર્વ ગૃહસ્થો એક પછી એક આવવા લાગ્યા. તેમના આવી પહોંચ્યા પછી જમવા બેસવાની શરૂઆત થઈ. એક મોટા હૉલમાં સર્વ પુરૂષોને બેસાડવાની ગોઠવણ કરવામાં આવી હતી, અને તેની પાસેના એક નાના હૉલમાં સ્ત્રીઓને માટે આસન રાખવામાં આવ્યાં હતાં. મોટા હૉલમાંથી નાના હૉલમાં જરા જરા દૃષ્ટિ નાંખી શકાય તેમ હતું. આમંત્રિત પુરૂષોમાં જગજીવનદાસ, તેમનો પુત્ર મદનલાલ, અને જમાઇ મણીરાય વગેરે હતા; અને સ્ત્રીવર્ગમાં મૃણાલિનની સહીપણી જયા, જગજીવનદાસની દિકરી મધુમાલતી, અને દિકરાની વહુ રતિસુંદરી વગેરે હતાં. જયા મૃણાલિનિ પાસે બેઠી હતી અને હાસ્યવિનોદ કરતી હતી.

આમંત્રિત ગૃહસ્થો અને સ્ત્રીઓ પોતપોતાને આસને બેશી ગયાં. સઘળી વસ્તુઓ પીરસાવા લાગી તે દરમીયાનમાં સર્વે પુરૂષો માંહોમાંહે વાતો કરવા લાગ્યા. હૃષીકેશચંદ્રનો સુશીલ સ્વભાવ, નમ્રતા,

અને ચારિત્ર્યથી આકર્ષાઇને જગજીવનદાસ તેની જોડે વાત કરતા કરતા તેને અનેક પ્રશ્નો પુછવા લાગ્યા. શેઠ સુધારાના હિમાયતી હતા અને સુધારાને નામે કંઇ કંઈ નવું જાણવાની અને કરવાની ઇચ્છા રાખતા. સુધારાને નામે તે યુરોપ અમેરિકાદિ દેશોમાં ફરી મોજશોખ કરી હજારો રૂપિઆનું પાણી પણ કરી આવ્યા હતા. પોતાના પ્રવાસની વાતો કરતા કરતા શેઠ બોલ્યા: "તમે દેશાટનના ફાયદા જાણો છો?"

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો: "હા, હું જાણું છું. ઇંગ્લાંડમાં ઑક્સફર્ડ અને કેમ્બ્રીજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ઉનાળાની લાંબી રજા હોય ત્યારે પ્રવાસે મોકલવામાં આવે છે. પ્રવાસ કરવો એ કેળવણીનું અંગ છે એમ પાશ્ચાત્ય પ્રજા દૃઢપણે માને છે, અને તેથી ઇંગ્રેજી યુનિવર્સીટીઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને પ્રવાસ કરવાની ટેવ પાડવામાં આવે છે."

શેઠ જગજીવનદાસ વચમાં બોલી ઉઠયા: "હુ લંડનમાં હતો ત્યારે મેં ફ્રાન્સ, ઇટાલી, જર્મની વગેરેમાં પ્રવાસે જતા વિદ્યાર્થીઓને જોયા છે.

બિપિનચંદ્ર—પ્રવાસથી અન્ય દેશોની રચના, સૃષ્ટિ સૌંદર્ય, કુદરતના અવનવા બનાવો, ત્યાંના લોકોની સ્વાતંત્ર્ય માટે અભિરૂચિ, રીતભાત, શિક્ષણકળા, રાજ્યતંત્ર, વેપાર વગેરેની માહિતી મળે છે. પણ તે જાણવાના ઉદ્દેશથી પ્રવાસ કરાય તોજ! અહાહા! ઇંગ્લાંડના કવિઓની કવિતાઓ દેશાટન અને સ્વદેશનાં અવલોકનોથી કેવી ભરપૂર છે? સ્કૉટ અને બાયરનની કવિતાઓ આ બાબતમાં કેવો નવો જુસ્સો રેડે છે? પ્રવાસ વગર મનુષ્યની કેળવણી પશ્ચિમમાં અધુરી જ ગણાય છે.

હૃષીકેશચંદ્ર—હિંદુસ્તાનમાં પશ્ચિમનું અનુકરણ થાય છે પણ તે માત્ર ઇંગ્રેજોની ઉપર ઉપરની ટાપ ટીપનુંજ. ઇંગ્રેજોનો સ્વાતંત્ર્ય પ્રેમ, દેશભક્તિ, પોતાની રીતભાતને વળગી રહેવાનો દૃઢ આગ્રહ, અવલોકનની ઇચ્છા, વગેરે મહાન ગુણોનું અનુકરણ ભાગ્યે જ થાય છે. ઇંગ્લાંડ જઇને આવેલા પુરૂષોમાં પણ ઉપલા ગુણો કરતાં ઇંગ્રેજોની ટાપટીપ વધારે જોવામાં આવે છે. આપણો પ્રવાસ માત્ર સહેલસપાટાના હેતુથી જ હોય છે. ખાનપાન અને મોજશોખમાં જ તે પુરો થાય છે.

એ સાંભળીને શેઠ જગજીવનદાસ જરા ઝંખવાણા પડયા. તેમનો ઉત્સાહ જરા નરમ પડયો અને પોતાના પ્રવાસના તડાકા મારતા તે બંધ થયા.

હૃષીકેશચંદ્ર દેશાટનની આવશ્યકતાને સારી પેઠે સમજતો હતો. એનો સિદ્ધાંત એવો હતો કે અનેક દેશદેશાંતરોમાં પર્યટણ કરી, કુદરતનું સૌંદર્ય નિહાળી, જનસમાજનાં બંધારણો, તેમના નિયમો, તેમની ઉન્નતિના માર્ગોનું અધ્યયન કરી, સત્યને શોધી, તે મહાન તત્ત્વોને પોતાની અને દેશની ચઢતી કરવામાં યોજવાં. આ બાબતમાં તે જાપાનનો દાખલો લેતો.

"દુનિયાના દરેક ભાગમાંથી જ્ઞાન અને સત્ય શોધી લાવવું એ મહાન વિચારને જાપાને ઉપાસેલો છે. દરેક દેશની શ્રેષ્ઠ વસ્તુ પોતાના દેશમાં દાખલ કરવી અને સુધરેલી પ્રજાઓ જોડે સુધારામાં અને જ્ઞાનમાં હરિફાઇ કરવી એ મહાન કાર્યને જાપાને હાથમાં લીધેલું છે. સારી વસ્તુ અને સારા વિચાર ગમે ત્યાંથી પણ લાવીને દેશમાં દાખલ કરવાનું જાપાનીઓ કદિ પણ ભુલ્યા નથી. દુનિયાના સુધારાના પ્રવાહની સાથે જ પ્રયાણ કરવામાં તેમણે તેમનો ઉદય માનેલો છે અને તેમાં તેમણે જરા પણ પાછી પાની કરી નથી." એમ હૃષીકેશચંદ્ર વારંવાર કહેતો.

પ્રવાસની પણ તે મર્યાદા બાંધતો. પ્રથમ સ્વદેશમાં પર્યટણ કરી સ્વદેશની મહત્તાના વિચારોથી હૃદયને સજ્જ કરી પરદેશગમન કરનાર સર્વદા સ્વદેશાભિમાની રહે છે, તેથી અવળે માર્ગે વિચરનાર એકદેશીય બની સ્વદેશભૂમિનો તિરસ્કર્તા નીવડે છે એમ તેનું દૃઢપણે માનવું હતું. એથી આર્યાવર્તનાં મુખ્ય મુખ્ય સ્થળોનું અવલોકન કરી, ત્યાં વસતા મહાત્માઓ, સ્વદેશહિતૈષીઓ વગેરેના સહવાસમાં આવી, તેમનાં ચારિત્ર્ય, રહેણી કરણી, અને વિચારનું અધ્યયન કરી, તેમાંથી ઉદ્‌ભવતા સત્યને હૃદયમાં સ્થાપી, શુદ્ધ આર્યત્વને જાગૃત કર્યા પછી પરદેશગમન કરી, દેશકલ્યાણના માર્ગ યોજવા, એવી હૃષીકેશચંદ્રની ઇચ્છા થઇ રહીહતી.

હૃષીકેશચંદ્ર સૌને પોતાની ઇચ્છાઓ જણાવવા લાગ્યો. તેના ભવ્ય વિચારોને તે પ્રદર્શિત કરવા લાગ્યો. એની આકાંક્ષાઓ અને ઉચ્ચ આશયોને તે દર્શાવવા લાગ્યો. સાથે સાથે તે હિંદના અનેક વિદ્વાનો, પ્રાચીન ઋષિઓ, સ્વદેશભક્તો, વગેરે વિષે વાતો કરવા લાગ્યો. શેઠ જગજીવનદાસ અને બીજાં આમંત્રિત સ્ત્રીપુરૂષો સર્વે તેનું કહેવું ધ્યાન દઇને સાંભળી રહ્યાં.

એ શ્રોતાજનોમાં એક જણ એવું હતું કે જે હૃષીકેશચંદ્રની વાતોને ઘણા રસભેર સાંભળતું હતું. મૃણાલિનિ તેનું ખાવાનું અને પીવાનું ભૂલી ગઇ હતી. હૃષીકેશચંદ્રના જુસ્સાવાળા અને તેજસ્વી ચહેરા તરફ તે જોતી, અને ઉચ્ચ ભાવનાઓ અને સ્વદેશપ્રેમશૌર્યથી ઉછળતા તેના હૃદયને તે નિહાળતી; સ્વદેશાભિમાની પુરૂષોનાં વખાણથી ધબકતો, અને તેઓનાં મહાન કાર્યોમાંજ પોતાની જીંદગી ગાળવાના દૃઢ નિશ્ચયથી જુસ્સાબંધ નીકળતો તેનો મધુર અવાજ તે સાંભળતી અને તે વખતે પોતાનું ભાન ભુલી જતી. તેનાં મીઠાં વચનો સાંભળીને મૃણાલિનિનું અસ્થિર અને ચંચળ મન થોડીવાર સ્થિર અને શાંત થતું અને તે હૃષીકેશચંદ્રના તેજસ્વી મુખ તરફ કંઇક આનંદ અને કંઇક આશ્ચર્યથી જોઈ રહેતી. તેનો અંતરાત્મા પ્રસન્ન થયેલો જણાતો, તેની મુખમુદ્રા ઉપર હાસ્ય રમી રહેતું, અને જાણે કે એક સ્વતંત્રપણે હવામાં આમતેમ ઉડનારૂં પક્ષી પારધિની જાળમાં સપડાયું હોય તેમ મૃણાલિનિનું ચિત્ત હૃષીકેશચંદ્રના પ્રૌઢ વિચારોમાં સપડાઇ રહેતું. એ વિચારો સાંભળીને ક્વચિત્ તેનો આત્મા ઉચ્ચ ભાવનાઓના શિખરે સ્થિત થઇ રહેતો; ક્વચિત્ તે ભક્તિરૂપી ઉંડા મહાસાગરમાં ડુબી જતો, ક્વચિત્ આર્ય વીરાંગનાઓનાં વૃત્તાંતો સાંભળીને શૌર્યની ટોચ ઉપર ચ્હડી જતો, અને ક્વચિત્ તે સ્વદેશ કલ્યાણની ઉંચી ભાવનાઓના નિરતિશય આનંદના મહાસાગરમાં ન્હાતો, તેમાં ઉછાળા મારતો અને ક્ષણવાર તેમાંજ ડુબી જતો.

વાત કરતે કરતે હૃષીકેશચંદ્રના હૃદયમાંથી સ્વદેશપ્રેમશૌર્યનો પ્રવાહ ઝરી રહેતો. તે ઉલ્લાસમાં આવી જતો. તેનો અંતરાત્મા ઉછળતો, તેનું હૃદય પ્રફુલ્લ બની રહેતું, અને તેની આંખો, મુખ અને આખા શરીર ઉપર સ્વદેશપ્રીતિની છાયા છવાઇ રહેતી. આર્યસમાજના સ્થાપનાર, બ્રહ્મચર્યને મરણ પર્યંત પાળનાર, વેદમાં અડગ શ્રદ્ધાવાળા, નિશ્ચયની મૂર્તિ, નિયમમાં પર્વત સમાન સ્થિર રહેનારા, વેદરૂપી ભવ્ય અને પ્રાચીન વૃક્ષનાં હાલી ગયેલાં મૂળમાં શ્રદ્ધારૂપી જળનું સિંચન કરી તેને સજીવન કરનારા, પ્રાચીન સિદ્ધાંતો ઉપર આર્યજીવનની પ્રૌઢ ઇમારત ચણનારા, મહાન બુદ્ધિશાળી, તપસ્વી, બ્રહ્મચારી, દયાનંદ સરસ્વતી વિષે તે હવે બોલવા લાગ્યો અને ક્ષણવાર સર્વેને આર્યસમાજના મુખ્ય સિદ્ધાંતોમાં ડોલાવવા લાગ્યો.

આત્માના પ્રદેશમાં ઉડનાર, આત્મામાં રમમાણ થનાર, અધ્યાત્મ વિદ્યાનો બોધ કરનાર, મહાન પવિત્ર, સંન્યાસી રામતીર્થ, અને વેદાન્તની ભગવી વિજયપતાકા પાશ્ચાત્ય દેશોમાં ફરકાવનાર અને તેમનાં મન હરનાર, હિંદનું ગૌરવ વધારનાર મહાન દેશભક્ત સંન્યાસી, ત્યાગી, કર્મવીર, અને પ્રભુપ્રેમના વાહક સ્વામી વિવેકાનંદનાં તે વખાણ કરવા લાગ્યો. પ્રાચીન ઋષિઓની પરમાર્થવૃત્તિ, અને જ્ઞાનપિપાસાની પ્રશંસા કરતો, તેમના પવિત્ર આશ્રમોનું તે વર્ણન કરવા લાગ્યો, અને તેમની તપશ્ચર્યાઓ, પઠનપાઠનની અનુપમ રૂઢિઓ, મનોબળ, યોગબળ, અને આત્મબળનાં દૃષ્ટાંતોને સૌની આગળ ધરતો, તેમના સાદા જીવન સાથે અર્વાચીન સમયની કૃત્રિમતાને તે સરખાવવા લાગ્યો અને તેના તરફ ધિક્કારથી જોવા લાગ્યો.

આખરે બહુ ગંભીરતાથી હૃષીકેશચંદ્ર બોલી ઉઠયોઃ "ક્યાં છે એ સાદું જીવન? ક્યાં છે એ કુદરતના નિયમોનું પાલન? ઋષિઓ માત્ર પેટને ભાડું આપવા પુરતું જ ખાતા! શરીરને ઢાંકવા પુરતું જ ઢાંકતા! નહીં કે અનેક સ્વાદ કરી શરીરને બગાડતા; નહીં કે અનેક પ્રકારના શોખ કરી કપડાંમાં દ્રવ્યને ખરચી નાંખતા. અર્વાચીન કૃત્રિમતા તેમનામાં હતી નહીં. તેમનો આહાર વિહાર નિયમસર હતો. શાસ્ત્રોના નિયમોને તે સખત રીતે પાળતા અને તેથી આયુષ્યને વધારતા. તેમનું જીવન ખાવાપીવામાં કે પહેરવા ઓઢવામાં જ ગળાતું નહોતું. ઉંડું વાંચન, ઉંડો અભ્યાસ અને ઉંડા વિચારમાં તે ગળાતું હતું. માનવ-જાતિના કલ્યાણના માર્ગો તે શોધી રહ્યું હતું."

હૃષીકેશચંદ્ર ક્ષણવાર ચુપ રહ્યો અને પાછો ખેદ સાથે બોલ્યોઃ "આજે ક્યાં છે એ સાધુજીવન? હજારો વરસથી ચાલી આવતી ઋષિઓના જીવનની અસર, પાશ્ચાત્ય વિદ્યાથી, હિંદુ પ્રજાના હૃદયમાંથી ધીમે ધીમે ભુસાતી જાય છે. આપણે ધર્મભ્રષ્ટ બની ઇશ્વરને વેગળો મુકતા જઇએ છીએ."

"હા, તમે ખરૂં કહો છો; પણ સાધુ તુળસીદાસનો પ્રભાવ અજબ છે. ભારતવર્ષમાં કાશ્મીરથી તે કન્યાકુમારી સુધી અને કલકત્તાથી તે કરાંચી સુધી તુળસીદાસનું રામાયણ હજી પણ વંચાઇ રહ્યું છે. તુળસીદાસનાં વચનામૃત અને શ્રી રઘુવીરની પવિત્ર કથા આર્યોનાં હૃદય ઉપર કોતરાઇ રહી છે; હજારો વરસ થયાં, દેશ ઉપર

હજારો હુમલા થયા, અર્વાચીન સમયમાં પાશ્ચાત્ય વિદ્યાએ સૌનાં મન ફેરવ્યાં, પણ તે મહાન સાધુના શબ્દોની અસર પ્રજાના હૃદયમાંથી ભુસી શકાતી નથી; રામાયણ ઘેર ઘેર વંચાય છે, અને તેની પવિત્ર ભાવનાઓથી હજી પણ આર્યજીવન ઘડાય છે. અહો ! એ મહાન સાધુનો કેવો પ્રભાવ છે ? દરેક હિંદુનું હૃદય ખોલી જુઓ તો શ્રી તુળસીદાસની બ્હેતો તે ઉપર કોતરાઇ રહેલી માલમ પડી આવશે." કંઇક શ્રદ્ધાની લાગણીથી બિપિનચંદ્રે કહ્યું.

"હા, એ સાધુ તુળસીદાસનો પ્રભાવ અજબ છે. એવા મહાન સાધુઓનાં વચનો હજી પણ આર્યજીવનને નાસ્તિકતાથી બચાવી કંઇ કંઇ ટકાવી રહ્યાં છે. પ્રભુની એટલી કૃપા સમજજો." એમ બોલતો હૃષીકેશચંદ્ર તુળસીદાસનો મહિમા ગાવા લાગ્યો. તેનું મન, બુદ્ધિ, ચિત્ત, અને અંતરાત્મા તે મહાન સાધુના પવિત્ર જીવનમાં પરોવાઇ રહેલાં દેખાવા લાગ્યાં. તુળસીદાસનો ભક્તિભાવ, શ્રદ્ધા, ઉચ્ચ ભાવનાઓ અને પવિત્ર પારમાર્થિક જીવનની ઉર્મિઓ હૃષીકેશચંદ્રની શાંત મુખ મુદ્રા ઉપર એક પછી એક ઉભરાવા લાગી. તે સાધુની જીવનપોથીનાં પાનાં તે એક પછી એક ઉકેલવા લાગ્યો. તે ઉકેલતાં અનેક ભાવો તેના મુખ ઉપર પ્રગટ થતા જણાવા લાગ્યા.

સર્વે એક ચિત્તે સાંભળી રહ્યાં. બિપિનચંદ્રનો આત્મા તેમાં સાક્ષી પુરવા લાગ્યો. હૃષીકેશચંદ્રના શબ્દો સાંભળીને પ્રિયંવદાના અંતઃકરણમાં રામાયણની સઘળી કથા તરવરવા લાગી અને તે ભક્તિભાવથી રસપૂર્ણ થઈ. ઇંગ્રેજી કૉલેજનો વિદ્યાર્થી પીયુષકાન્ત સાંભળી જ રહ્યો. શ્રીશંકરાચાર્યે કહ્યું છે वृद्धस्तावत् चिंताग्रस्तः એ પ્રમાણે અનેક નજીવી બાબતોમાં જીવ ઘાલતા અને કચકચ કરતા ગૌરીશંકર હૃષીકેશચંદ્રના શબ્દોને નાટકનાં પાત્રોના પોપટીયા જ્ઞાન જેવા ગણવા લાગ્યા અને તેમને એક કાને સાંભળી બીજે કાનેથી રવાના કરી કંઇક ગમ્મતમાં જીવ પરોવતા અને મોં મલકાવી હાસ્ય વિનોદ કરતા બેઠા. શ્રીરામચંદ્ર અને મહાત્મા તુળસીદાસની વાતો સાંભળીને ફોઇબા કુથલી કરતાં અટક્યાં; તેમના હૃદયમાં ભક્તિભાવ જાગૃત થયો અને તેમને અયોધ્યાની જાત્રાએ જવાનું મન થઇ ગયું. તે બોલી ઉઠ્યાં: "અલ્યા, બિપિનભાઇ, તું ગમે તેમ કરજે પણ આ હાડકાં એક વાર તો શ્રીજમનાંજીમાં બોળાવજે અને અયોધ્યાની પવિત્ર ભૂમિમાં પગ મુકાવજે !"

"નક્કી તમારાં અસ્થિને જમનાંજીમાં બોળાવીશ." બિપિનચંદ્ર હસતે હસતે કહેવા લાગ્યો.

સૌ ખડખડ હસી પડયાં અને ફોઇબા સામે જોવા લાગ્યાં.

"જો, મુઆની વાત કરે છે! એ તું ફાવે તેમ કરજે; મારે ક્યાં જોવું છે? પણ જીવતે બોળાવ." ફોઇબા શિવલક્ષ્મી જરા હસીને બોલ્યાં.

પણ સઘળા શ્રોતાજનોમાં મૃણાલિનિ વધારે હર્ષથી, વધારે ઉલ્લાસથી અને વધારે આશ્ચર્યથી હૃષીકેશચંદ્રના શબ્દોને સાંભળતી હતી. "કુમળા છોડને વાળીએ તેમ વળે" એ કહેવત પ્રમાણે મૃણાલિનિનું કુમળું હૃદય હૃષીકેશચંદ્રની ઉર્મિઓને બરાબર અનુસરતું, તે વાળે તેમ વળતું અને જેમ એક પછી એક એમ અનેક ભાવોની અસર તેના મુખ ઉપર પ્રગટ થઇ રહેતી તેમ મૃણાલિનિની લાલ સુરખીવાળી મુખાકૃતિ ઉપર અનેક ભાવોની રંગબેરંગી છાયાઓ ખડી થઇ રહેલી પ્રત્યક્ષ દેખાતી.

હૃષીકેશચંદ્રના શબ્દો મૃણાલિનિના હૃદયપટ ઉપર કોતરાઇ રહ્યા. કંઇક શરમાતી, કંઇક પોતાનું ડોકું વાતમાં રસ પડવાથી ઉંચું કરતી તે પ્રિયંવદાની સોડમાં એક ખુણે લપ્પાઇ, સોડીયું વાળીને, બેઠી હતી. સૂર્યોદયના કુંકુમ સરીખા રકત પ્રકાશ જેવા તેજવાળી તે સાક્ષાત્ સૌંદર્યની દેવી હોય તેમ શોભવા લાગી. મૃણાલિનિ ક્ષણે ક્ષણે ઉંચી થઇ થઇને હૃષીકેશચંદ્રની સામે જોવા લાગી, અને તેની વાતો સાંભળી તેમના ભાવ હૃદયમાં ઉતારવા લાગી. તેમની ઉંડી છાપ તેના સ્વચ્છ આકાશ જેવા નિર્મળ અંતઃકરણમાં ઉંડી પડી રહી. તે એક ટહશે ને ટહશે જોઇ રહી અને તેની વિશાળ આંખો અને સુંદર મુખ ઉપર અનેક ઉર્મિઓના ઉંડા ભાવ જોનારને પ્રત્યક્ષ થઇ રહ્યા. હૃષીકેશચંદ્રના શબ્દો તેના હૃદયને સ્પર્શ કરી રહ્યા; તેથી તેનું ચિત્ત ઉછાળા મારી રહ્યું; અને તેનો આત્મા શાંત અને ગંભીર બની રહ્યો. હૃષીકેશચંદ્રની વિદ્યા, ધાર્મિકતા અને ચારિત્ર્ય તેના મગજમાં તરી રહ્યાં. હૃષીકેશચંદ્ર તરફ મૃણાલિનિનો પક્ષપાત વધવા લાગ્યો અને તે માનની લાગણીથી તેની સામે જોઇ રહી.

મિજબાનીનો સમારંભ પુરો થયો. આમંત્રિત ગૃહસ્થો પોતપોતાને ઘેર પાછા જવા લાગ્યા. બધાંના

કેશચંદ્રના વિચાર કરતી કરતી, આનંદમાં ન્હાતી, અને હસતી હસતી ઉઠી અને બહાર જવા લાગી. હૃષીકેશચંદ્રની રમ્ય મૂર્ત્તિ વારંવાર તેની નજર આગળ ખડી થવા લાગી. નિર્દોષ બાળા તેના મહાન ગુણોથી આકર્ષાવા લાગી. તેના વિચારોએ તેના હૃદયને વલોવવા માંડયું. હૃષીકેશચંદ્રના ભણકારા તેને વાગ્યા કર્યા. તેનો સ્ત્રીસ્વભાવ જાગૃત થયો અને તેનું હૃદય તેને કહેવા લાગ્યું: "અહો, તેમના વિચારો કેવા સુંદર છે?"

ક્ષણવારમાં વળી તેની મુગ્ધાવસ્થા અને બાળસ્વભાવ સામ્રાજ્ય ચલાવવા લાગ્યાં અને તે પોતે ને પોતે તેનો જવાબ આપવા લાગી: "હશે, તેમાં આપડે શું?"

એમ કહેતી કહેતી મૃણાલિનિ જરા આગળ ગઇ. ફરીથી તેના મનમાં વિચાર આવ્યો: "અહો, તેમનું સ્વદેશાભિમાન કેવું અનુપમ છે?"

હૃદયને રોકતી, વૃત્તિઓને વારતી, તે પાછી પોતે પોતાને ઉત્તર આપવા લાગી: "હશે, તેમાં આપડે શું?"

સમાન વયનાં કુમાર અને કુમારિકાનો સુહૃદ્ભાવ બે પ્રકારના મનોવિકારમાં પરિણમે છે. બંને ભાઇબ્હેનના સંબંધથી એક બીજાની સાથે સ્નેહ કરે છે અથવા તો એ ભાવ કોઇ અનિર્વચનીય પ્રેમનું સ્વરૂપ ધારણ કરે છે. પ્રીતિ એ બેમાંનું એક પણ રૂપ ધર્યા વગર રહેતી નથી. ઉભયની લગભગ સમાન વય, યુવાવસ્થા, અપરિણિત સ્થિતિ અને ઉચ્ચ વાસનાઓ મૃણાલિનિને આકર્ષી તેના અંતરાત્મામાં કોઈ અનિર્વચનીય પ્રેમને સ્થાપિત કરતાં હતાં, અને તેને લીધે મૃણાલિનિનું મન આ વખતે કિંચિત્ સુહૃદ્ભાવ અને કિંચિત્ અનિર્વચનીય પ્રેમની વચ્ચે અથડાતું હતું.

હૃષીકેશચંદ્રનું મધુર ભાષણ, કુલીન તરૂણને છાજે એવું તેનું વિનયશીલ વર્તન, બોલવા ચાલવાની છટા, નિરભિમાની સ્વભાવ, વિદ્વત્તા અને ચાતુર્ય વગેરે તેના અંગના ગુણોએ મૃણાલિનિના અંતઃકરણમાં ઉંડી છાપ પાડી હતી. એથી કરીને તે જ ગુણો ઉપર તેનું ચિત્ત હવે વિચાર કરવા લાગ્યું. મૃણાલિનિએ અનેક વખત એ વિચારને કહાડી નાંખવાનો પ્રયત્ન કર્યો પણ ફોગટમાં. છેવટે કંટાળીને તે જઇને બિછાના ઉપર પડી. હૃષીકેશચંદ્રના વિચારોએ તેના મન ઉપર સામ્રાજ્ય ચલાવ્યું. બાળા એ સામ્રાજ્યની છાયા નીચે

સ્વૈર સંચાર કરવા લાગી. મધુરી મધુરી નિદ્રાથી તેની આંખો ઘેરાઇ ગઇ. તે સુતી, અને સ્વપ્નમાં જુવે છે તો ત્યાં પણ હૃષીકેશચંદ્ર!

મૃણાલિનિ એકદમ ઉઠી અને બ્હાવરી બ્હાવરી આમ તેમ ફરવા લાગી. મનના વિચારોને બદલી અન્ય વિચારોને સેવવા લાગી પણ પુષ્પની સુવાસથી આકર્ષાઇને જેમ ભ્રમર તેની આસપાસ ફર્યા કરે તેમ તેનું ચિત્ત તે વિચારોની આસપાસ ફરવા લાગ્યું. આખરે મૃણાલિનિ કંટાળીને દોડી અને હૃષીકેશચંદ્રની મૂર્તિ વિસરી જઇ, તેના વિચારોને મનમાંથી કહાડી તેમને સ્થાને અન્ય વિચારોને સ્થાપિત કરતી, મનને રોકતી, તે બહાર ચાલી ગઇ. બે ત્રણ વાર ગઇ અને બે ત્રણ વાર પાછી આવી. હૃષીકેશચંદ્રના સદ્‌ગુણોને સંભારવા લાગી. તેનું મસ્તક ભમ્યું. મૃણાલિનિ વિચારમાં પડી, અને હોઠ ઉપર આંગળી મુકીને દ્વારની વચમાં ઉભી રહી, અને પાછી "તેમાં આપડે શું?" કહી હૃદયને કબજે કરી બહાર ચાલી ગઇ.

ફરી પાછો એને વિચાર આવ્યો. તે પાછી ફરી. હૃષીકેશચંદ્રના ગુણો ઉપરથી દૃષ્ટિ ખશી અને તેના શરીરના અવયવો ઉપર ઠરી. મૃણાલિનિ વિચાર કરવા લાગી: "અહો! તેમની મુખાકૃતિ કેવી ભવ્ય અને તેજસ્વી છે?"

અનેક વિચારોથી તેનું હૃદય ઉથલપાથલ થઇ રહ્યું. હૃષીકેશચંદ્રની રમ્ય મૂર્તિ વારંવાર તેની નજર આગળ આવી જવા લાગી. કોઇ અનિર્વચનીય વિકાર તેના અંતઃકરણમાં ઉત્પન્ન થયો. પણ બાળા હજી પોતે એ વિકારને સમજતી નહોતી. તે પોતાનો અવિવાહિત રહેવાનો નિશ્ચય મનમાં ખડો કરવા લાગી અને "હશે, જે હશે તે! આપડે શું?" એમ ફરીથી એકવાર મોંઢું મરડીને બોલતી, હાથ તરછોડતી, કોઇ પારધિની જાળમાં સપડાયલું હરણ છુટીને ન્હાસે તેમ અનેક વિચારોરૂપી જાળમાંથી છુટીને જાણે ન્હાસતી હોય તેમ મૃણાલિનિ પાછી બહાર ચાલી ગઇ.

મૃણાલિનિ ચાલી ચાલી બહાર ઓટલા ઉપર ગઇ. ઓટલા આગળ જયા, મધુમાલતી, રતિસુંદરી વગેરે ઉભાં હતાં.

"હવે ચાલો, ચાલો, ઘેર જઇએ." જયાએ કહ્યું.

"હા, જા, બહેન જા. ઘેર વાટ જોતા હશે." મધુમાલતી હસતી હસતી બોલી.

જયા શરમાઇ ગઇ.

"હા હા, નૈષધભાઇ સુના પડી ગયા હશે." મૃણાલિનિ હસીને બોલી ઉઠી.

"હા બ્હેન, સુના તો ખરાસ્તો. તું શું સમજે! સંસારનો લ્હાવો તારે શો?" મધુમાલતીએ જવાબ આપ્યો અને એ અને જયા બંને એક બીજાની સામે જોઇને હસ્યાં.

"ઠીક લ્હાવો લેજો, પણ હમણાં તો ઘરમાં ચાલો. થોડીવાર બેસીને જજો. સંધ્યાકાળનો વખત છે, ઠંડો પવન આવે છે, આવો અગાસીમાં બેસીએ." મૃણાલિનિ હસતી હસતી બોલી.

જયાને એ વાત ન પરવડી પણ મધુમાલતીને તે ગમી.

પિતાની અથાગ લક્ષ્મીમાં ઉછરેલી, યૌવનના મદમાં તણાતી, કોઇને નહીં ગણકારતી મધુમાલતી નિરકુંશપણે વર્તતી હતી અને મરજીમાં આવે તેમ ચાલતી હતી. જગજીવનદાસ સુધારાના હિમાયતી હતા તેથી તેમની દિકરી સુધારાને નામે સ્વચ્છંદી ચાલ ચાલતી અને પિતાને હાથે ઘણું લાડ પામતી પુત્રીની રીતભાત સુધરેલાપણામાં ખપતી, અને તે પુષ્કળ સ્વતંત્રતાને ભોગવતી. પીયેરમાં તેને કોઇની ધાક નહોતી અને સાસરામાં વખતે હશે તો તેને તે ગણતી નહોતી તેથી તેણે જવાબ આપ્યો: "હા, ચાલો, ઘેર વાટ જોવાનાં હશે તો જોશે. થોડીવાર ચાર ભેગાં થઇને બેસીએ નહીં કે શું?"

પિતાની અથાગ લક્ષ્મીના તોરમાં તણાતી, યુવાવસ્થાના મદમાં મ્હાલતી, લક્ષ્મીના છાકમાં છકેલી, સુધારાને નામે નિરંકુશ બની સ્વચ્છંદે વર્તવાને તૈયાર થયેલી મધુમાલતી પાછી ફરી અને ઘરમાં આવી. શેઠ જગજીવનદાસને ઘેર સુધરેલા વિચારો પ્રવર્તતા હતા. પિતાના એ વિચારો દિકરીમાં ઉતરી આવ્યા હતા અને તેને લીધે સુધરેલા ઇંગ્રેજો કરતાં પણ 'ફેશન'માં વધારે આગળ વધવાને તે પ્રયાસ કરતી હતી. લાજ શરમને વેગળી મુકી મધુમાલતી ઇંગ્રેજોની સ્ત્રીઓની માફક પુરૂષો સાથે બેસતી, ઉઠતી, બોલતી, ચાલતી, અને ઠગપાટા હાંકી હસાહસ કરતી. મૃણાલિનિએ પાછી બોલાવી એટલે તે ગુમાનથી ધબ ધબ પગ પછાડતી, હસતી, હાસ્યવિનોદ કરતી, કોઇને ખેલાવતી, કોઈની મશ્કરી કરતી, દોડતી, કોઇને અટકચાળું કરતી તે ઘરમાં આવી. તેણે એક ઝીણું વસ્ત્ર પહેર્યું હતું. તેનું માથું

ઉઘાડું હતું. તેણે આગળ ગુચ્છા રાખીને વાળ હોળેલા હતા. ચાલતાં ચાલતાં એનું લુગડું ગમે ત્યાંથી ખસી જતું પણ તેની એને દરકાર નહોતી. પણ પગમાં બુટ પહેરીને ચપ ચપ ચાલતી, અને ચીપી ચીપીને બોલતી તે આગળ પગલાં ભરતી હતી. તેની મોટાઇ અને સુધરેલા-પણાની સીમા તેમાંજ આવી રહી હતી. પોતાના ઘરમાં પુરૂષોને પારકી સ્ત્રીઓની મશ્કરી કરીને હસતા તે જોતી અને તેથી પોતે વિનયને ધકકેલી મુકી પરપુરૂષ સાથે હસતી, વાત કરતી, અને વખત આવ્યે તેની ચેષ્ટા પણ કરતી. આવી મધુમાલતી, મોટાઇમાં તણાતી, સુધરેલાપણાનું અભિમાન ધરતી, ગુમાનથી સર્વ તરફ જોતી, નાનાની અવગણના કરતી, મોટા તરફ ગર્વથી દૃષ્ટિ નાંખતી, ઘરમાં આવી-આવતાં આવતાં હૃષીકેશચંદ્ર સામો મળ્યો અને મધુમાલતી બોલી ઉઠીઃ

"તમે તે દિવસે મારે ઘેર આવ્યા હતા પણ મળ્યા વગર જ ચાલ્યા ગયા." પરપુરૂષ સાથે બોલવામાં ચાલાકી બતાવતી, લાજ શરમને દૂર કરતી, મધુમાલતી કહેવા લાગી.

ઉપર આપણે જોયું છે કે શેઠ જગજીવનદાસ જોડે ઓળખાણ થયા પછી હૃષીકેશચંદ્ર શેઠને ઘેર જતો આવતો હતો. કોઇ કોઇ વાર તે શેઠને ઘેર જમવાને પણ જતો અને તે વખતે તેને મધુમાલતી જોડે બોલવાનો પ્રસંગ આવતો અને ન આવે તો મધુમાલતી તે લાવવાનો પ્રયાસ કરતી. પણ હૃષીકેશચંદ્ર શરમાળ હતો અને સ્ત્રીઓ જોડે ઝાઝું બોલવું નહીં એવો તેનો સિદ્ધાંત હોવાથી તે બોલ્યા ન બોલ્યા કરીને ઝટ આઘો ખસી જતો હતો. છતાં પણ શેઠને ઘેર વારંવાર જવાથી તેને મધુમાલતી જોડે કંઇક પરિચય થયો હતો. પણ મધુમાલતી તે પરિચયને ગાઢ સંબંધ જેવો ગણી તેની સાથે વધારે બોલવાનો અને વધારે છુટ લેવાનો પ્રયાસ કરતી. પોતાના પિતાના ઘરના એકાદ પ્રસંગને સંભારીને તેણે હૃષીકેશચંદ્રને ઉપરનો સવાલ પુછ્યો હતો. હૃષીકેશચંદ્રે કંઇ જવાબ આપ્યો નહીં પણ સામે જોઇને જરા મોં મલકાવ્યું.

"ભાઇ, બોલો તો ખરા ! ભાઇ, શેના બોલે ! બોલે તો કોઇ દિવસ ઘેર બોલાવવાં પડે !" હસતે હસતે મધુમાલતીએ કહ્યું.

હૃષીકેશચંદ્રે હજી પણ કંઇ જવાબ આપ્યો નહીં અને સામે જોઇને હસ્યા જ કર્યું.

“ હા, બહેન, બોલાવવાં તો પડશેસ્તો ! બકુલ બહેને એમના લગ્નનું બધું નક્કી કર્યું છે. ” જરા શરમાતી શરમાતી જયા બોલી.

“ ત્યારે કહેતા શે નથી, ભલા માણસ ? ” મધુમાલતી વચમાં બોલી ઉઠી.

“ મને એમાંની કંઇ ખબર નથી.” હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

“ હેં ! કેવા પક્કા છે ? જાણે એમાંનું કશું જાણતા જ નથી ! તમે ડાહ્યા, એટલે મીંઢા ઘો જેવા. તમારા મનનો પાર તમે કદિ આપો નહીં. ” મધુમાલતી કહેવા લાગી.

“ તું બહેન ભોળી બ્રહ્મા જેવી છું તે હું જાણું છું. ” જયાએ વચમાં બોલીને મશ્કરી કરી.

આ વખતે મૃણાલિનિ જરા આગળ ચાલતી હતી તે પાછળ ફરીને કંઇક હૃષીકેશચંદ્ર તરફ દૃષ્ટિ નાંખતી, કંઇક નીચે જોતી, અને કંઇક શરમાતી કહેવા લાગીઃ “ મધુમાલતી, ચાલો હવે, બહુ વાર થઇ. મેડીએ જઇને બેસીશું. ”

મૃણાલિનિએ જવાનું કર્યું પણ મધુમાલતી ત્યાંથી ખશી નહીં. તે હૃષીકેશચંદ્ર તરફ હસતે મુખે જોઇ રહી અને ક્ષણવાર પછી બોલીઃ “ આજે કંઇ મૌનવ્રત લીધું છે કે શું ? ”

“ અમારા જેવા બ્રહ્મચારીઓને સદા મૌનવ્રત જ છે. ”

“ બાવો બેઠો જપે અને જે આવે તે ખપે. ” મધુમાલતી હાસ્ય કરતી કરતી બોલી ઉઠી.

“ બ્રહ્મજ્ઞાનના ભોગીઓને મન જગત અસાર છે. ”

“ એમ કહો કે બ્રહ્મજ્ઞાનીઓ રસવૃ વગરના અને જડ છે. ”

“ જગતના રસોથી ઉચ્ચતર રસનું અમે પાન કરીએ છીએ. ”

“ મને તો બ્રહ્મજ્ઞાન લુખું અને નિરસ લાગે છે. ”

“ જગતના ભોગીને એ જ્ઞાનનો અધિકારજ નથી. ”

“ હવે જાણ્યા તમે અધિકારવાળાને ! અમથો ખોટો ડોળ શા માટે કરો છો ? તમારૂં જ્ઞાન તમારા મુખમાં જ હોય છે. ” મધુમાલતી હસતે હસતે બોલી અને તેનું હાસ્ય તેની આંખોમાં રમી રહ્યું. હરણ જેવાં નેત્રવાળી તે હૃષીકેશચંદ્ર સામે ટગર ટગર જોઇ રહી અને થોડીવાર પછી પાછી કહેવા લાગીઃ

"પણ એવા શુષ્ક જ્ઞાનમાં ડુબકાં શા માટે મારવાં? પ્રભુએ ભોગ્ય પદાર્થો કંઈ અર્થ વગર બનાવ્યા હશે?"

"દરેક વસ્તુની હદ હોય છે!" હૃષીકેશચંદ્ર શાંત થઇને ગંભીરપણે બોલ્યો.

"સારે હદમાં રહીને જ અમે સંસારના ભોગ ભોગવીએ છીએ અને બીજાને ભોગવાવીએ છીએ."

એમ બોલતી, હૃષીકેશચન્દ્રના હાથમાં તાળી આપતી, તેનો હાથ પકડીને મધુમાલતી ઉભી રહી. પોતે કંઇક સ્પર્શનો આનંદ અનુભવતી અને હૃષીકેશચંદ્રને કંઇક અનુભવાવતી તે તેની સામે જોઇ રહી. હૃષીકેશચંદ્રના શરીરે શરીરધર્મ બજાવ્યો અને તેના ચિત્તમાં સહેજ વિકાર ઉત્પન્ન થવા આવ્યો એટલામાં તે પોતાનો હાથ છોડાવીને ત્યાંથી ખશી ગયો અને "શિવ! શિવ!" મુખેથી ઉચ્ચારતો મેડી ઉપર ચાલ્યો ગયો, અને પથારીમાં પડયો પડયો કંઇક વાંચવા લાગ્યો.

મૃણાલિનિ, મધુમાલતી, વગેરે પણ મેડી ઉપર ગયાં અને બીજી ઓરડીમાં બેશીને કંઇક હાસ્યવિનોદ કરવા લાગ્યાં. તેમની અને હૃષીકેશચંદ્રની ઓરડી વચ્ચે માત્ર એક બંધ બારણું હતું.

એટલામાં સઘળું ઘરકામ પરવારીને પ્રિયંવદા નીચેથી ઉપર આવી. સાંજનો વખત હોવાથી બિપિનચંદ્ર જરા હવા ખાતો અગાશીમાં બેઠો હતો. પ્રિયંવદા તેની સામે એક બાજુએ જઇને બેઠી, અને ધીમેથી ભજન ગાવા લાગી. તેનો અવાજ સાંભળીને મૃણાલિનિ, મધુમાલતી, વગેરે અગાશીમાં આવ્યાં. મૃણાલિનિ રાગ પુરવા લાગી અને સાથે સાથે કંઇક ગાવા લાગી. ભજનમાં તેને રસ પડયો. તે ઉઠી અને ઘરમાં જઇને મંજીરાં લઇ આવી અને ધીમે ધીમે વગાડતી પ્રિયંવદાની સાથે ભજન બોલવા લાગી. જયા અને રતિસુંદરી તે સાંભળી રહ્યાં; એકલી મધુમાલતી તેને નિરસ ગણતી, આમ તેમ જોતી, અને મનમાં કંઇ વિચાર કરતી સામે બેશી રહી.

હૃષીકેશચંદ્ર પથારીમાં પડયો પડયો વાંચતો હતો. તે મંજીરાંનો અવાજ સાંભળીને હાથમાં પુસ્તક લઇને બહાર અગાશીમાં આવ્યો. સર્વેને ભજનની લેહે લાગી રહી. રાત્રિ ચાલી જવા લાગી. જયા અને રતિસુંદરી ઉઠીને ઘેર જવા લાગ્યાં, પણ મધુમાલતી હૃષીકેશચંદ્રના હાથમાંથી પુસ્તક લઇ તેને માથા તળે મુકીને સુતી અને પછી ઘસઘસાટ ઉંઘી ગઇ.

લગભગ અગીઆર બાર વાગવાનો સમય થયો એટલે સૌની આંખો ઉંઘથી ઘેરાવા લાગી અને ભજન બંધ કરીને સૌ એક પછી એક પોત પોતાને સ્થાને જઇને સુઇ ગયાં. એકલી મધુમાલતી અગાશીમાં પડી પડી ઘસઘસાટ ઉંઘતી હતી. સૌ ઉંઘરેટાં થવાથી તેને ઉઠાડવાનું ભુલી ગયાં.

રાત ઘણી ગયેલી હોવાથી હૃષીકેશચંદ્રની પથારી એજ મેડી ઉપર એક ઓરડીમાં કરાવવામાં આવી હતી. બધાં વેરાયાં એટલે હૃષીકેશચંદ્ર પણ સુવાની ઓરડીમાં ચાલ્યો ગયો અને પથારીમાં સુતો પણ મનમાં કંઇ કંઇ વિચાર આવવાથી તેને ઝટ લઇને ઉંઘ આવી નહીં. સુતે સુતે કંઇ વાંચવાનો વિચાર કરીને તે પોતાનું પુસ્તક ખોળવા લાગ્યો. તેને સાંભર્યું કે પુસ્તક અગાશીમાં છે.

હૃષીકેશચંદ્ર પથારીમાંથી ઉઠયો, ઓરડીમાંથી બહાર આવ્યો અને અગાશીમાં જઇને પુસ્તક શોધવા લાગ્યો. જુવે છે તો પુસ્તક મધુમાલતીના મસ્તક નીચે !

" અન્ય સ્ત્રીને સ્પર્શ કેમ કરાય ? " હૃષીકેશચંદ્ર જરા ખમચ્યો અને આઘે ને આઘે સ્તબ્ધ થઇને ઉભો રહ્યો.

" હવે શું કરવું ! " તે વિચારમાં પડયો.

વિચાર કરતાં કરતાં હૃષીકેશચંદ્રની દૃષ્ટિ મધુમાલતીના શરીર ઉપર પડી. મધુમાલતી ચતાપાટ સુની હતી. તેના બે હાથ પહોળા જેવા થઇ રહ્યા હતા. તેણે સુંદર દાગીના તથા આસમાની રંગનો કસબી કોરવાળો સાળુ પહેર્યો હતો. તે સાળુનો એક છેડો ડાબા ખભા ઉપરથી કંઇક પથરાતો અને બે ભેખડોની વચમાં સાંકડો થઇને સરિતાનો પ્રવાહ વહેતો હોય તેમ બે રતનપુટની વચમાં સાંકડો થઇને આગળ ચાલ્યો જતો અને કટિ પ્રદેશ ઉપર પથરાતો દૃશ્યમાન થતો હતો. યૌવનાવસ્થામાં આવેલી મધુમાલતી ઘણાં મૂલ્યવાન વસ્ત્રાલંકારથી અધિક મોહક દેખાતી હતી. તેનો વર્ણ ગૌર, નાક સરળ, હોઠ આરક્ત અને ચહેરો અત્યંત મનોવેધક હતો.

ચંદ્રનાં કિરણ તેના મુખ ઉપર પડતાં હતાં. અગાશીરૂપી સરોવરમાં જાણે કુમુદિની ખીલી રહી હોય એવો હૃષીકેશચંદ્રને ભાસ થયો. તેની દૃષ્ટિ તેના સુંદર મુખ ઉપર પડી. ઇંદ્રધનુષ્યની જોડે સ્પર્ધા કરે એવી તેની ભ્રકુટિ તળે કમળ જેવાં નેત્ર મીંચાઇ રહેલાં

જણાયાં. મધુમાલતીનો એક સુકુમાર અને તેજસ્વી હાથ તેના ગાલ ઉપર હતો તેથી જાણે પુષ્પ ઉપર પુષ્પ મુકયું હોય તેવો ભાસ થતો હતો. તામ્બુલરાગથી રક્ત થએલા હોઠ જરા ઉઘાડા રહેવાથી મોતી જેવી શોભનારી દંતપંક્તિ સહેજસાજ દૃષ્ટિગોચર થતી હતી. જાણે કંઇ સ્વપ્ન ઉદ્‌ભવ્યું હોય તેમ તેના મુખ ઉપર હાસ્ય રમી રહેલું જણાતું હતું.

મધુમાલતીએ પહેરેલું આસમાની કસબી વસ્ત્ર, તેનો શ્વેત વર્ણ, તેનું ગુલાબની કળી સરખું મુખારવિંદ, માણેકના કકડાને પણ ઝાંખા પાડી નાંખે એવા તેના કોમલ રક્ત હોઠ, તારૂણ્યમદથી ફેરી જણાતી તેની કાળી આંખો, અવયવોનો ભાર પડવાથી મંદ થઇ ગયેલી તેના શરીરની ગતિ, વગેરે કંઇકને જોતું કંઇકને સંભારતું હૃષીકેશચંદ્રનું મન ચળ્યું અને તેનું હૃદય સહેજ વિકારી બન્યું.

મધ્યરાત્રિનો સમય અને એકાંત બંને તેના મન ઉપર ભારે અસર કરવા લાગ્યાં. શરીર શરીરનો ધર્મ બજાવવા લાગ્યું. મન તેનું કામ કરવા લાગ્યું. તેના મનની અનેક અવસ્થાઓ પલટાઇ. તેનું ચિત્ત અનેક રંગે રંગાવા લાગ્યું. કંઇ કંઇ વિચારો તેને ચમકાવવા લાગ્યા. માનવસ્વભાવ પોતાનું બળ ચલાવવા લાગ્યો. એકાદ પગલું આગળ ભરીને હૃષીકેશચંદ્ર અટકયો. ક્ષણવાર તેના હૃદયે વિકાર અનુભવ્યો. શરીરયંત્રે પ્રકોપ કર્યો. રાત્રિનો સમય અને એકાંત બંને અનુકુળ થઇ રહ્યાં. પ્રદેશ નિર્જન હોવાથી ભીતિ ટળી. મન્મથ નિરંકુશ બન્યો અને શરીરમાં તનમનાટ કરવા લાગ્યો. મદનરાજ તેના મસ્તક, હૃદય, અને શરીર ઉપર સામ્રાજ્ય ચલાવી રહ્યો.

શિવ્! શિવ્! મુખેથી બોલતો અને મનને કબજે કરતો હૃષીકેશચંદ્ર એકદમ પાછો ફર્યો પણ તેની માનસિક દૃષ્ટિ મધુમાલતીના શરીર ઉપર ઠરી રહી. ક્ષણવાર તે ટકી. કંઇ કંઇ વિચારો તેના મગજમાં ઉત્પન્ન થયા. કંઇ કંઇ સ્વપ્નાંઓ તે અનુભવવા લાગ્યો. કંઇ કંઇ તાલાવેલી તેને થવા લાગી. મદનરાજે તેનો પરાભવ કરી તેને નીચો પાડયો હોય તેમ જડ બનાવી, કામાંધ અને પરવશ કરવાનો પ્રયત્ન કરી મુકયો. ચંદ્રનું અજવાળું સર્વ પ્રાણી પદાર્થ ઉપર પડવા છતાં પણ હૃષીકેશચંદ્રને આસપાસ અંધકાર ભાસવા લાગ્યો, માત્ર મધુમાલતી ચંદ્રની પ્રભામાં વધારે પ્રકાશિત થતી જણાઇ.

એટલામાં હૃષીકેશચંદ્રની દૃષ્ટિ ઉંચે આકાશમાં ગઇ. ચંદ્રના પ્રકાશથી ઝાડ, પાન, પાષાણ, બિપિનચંદ્રનો મહેલ વગેરે છવાઈ રહેલાં હતાં અને તેમનો દરેક ભાગ, દરેક વસ્તુ, સ્પષ્ટ જણાઇને ઉડીને આંખે બાઝતાં હતાં. આકાશમાં દૃષ્ટિ પડતાં રાતે મોકું ભુલું પડેલું સારસ પક્ષીનું જોડું ચંદ્ર પાસે થઇને જતું જણાયું. હૃષીકેશચંદ્રે તે જોયું, તેનું ચિત્ત વધારે વિકારવશ થયું અને તેનું હૈયું હવે હાથમાં રહ્યું નહીં.

એટલામાં આઘેથી રાજમહેલના દરવાજા ઉપરનાં ટકોરખાનાનો અવાજ આવતો સંભળાયો. નોબતનો ગડગડાટ તેના કાનમાં ગાજી રહ્યો. નોબત સાથે શરણાઈ વાગતી હતી અને તેનું મધુર ગાન તેની શ્રવણેંદ્રિયને સ્પર્શ કરવા લાગ્યું. શરણાઇના સુરમાં નીચે પ્રમાણે ગવાતું હતું:—

ચેત ચેત મન ચપળ થઇને, કૃષ્ણ કૃપાનિધિ ભજની રે;
આ જૂઠી બાજી જગતતણી છે, તેથી મમતા તજની રે.
શું મરખ મિથ્યા મારૂં કહે છે, તારૂં તેં સહુ ખોયું રે;
આ અમૂલ્યક હીરો હારીને તેં, પથ્થરમાં ચિત્ત પ્રોયું રે.
આ ડહાપણ તારૂં મળ્યું ધૂળમાં, સુખે પડી ચતુરાઇ રે;
તું સેવા સમરણમાં નવ સમજ્યો, અંત બગાડયું ખાઇ રે.
(દયારામ)

"આ ડહાપણ તારૂં મળ્યું ધૂળમાં" એ શબ્દોએ હૃષીકેશચંદ્રનું મસ્તક ભમાવ્યું, તેને ચકડોળે ચ્હડાવ્યું, અને હૃષીકેશચંદ્રને પોતાનું ભાન થયું. તેની માનસિક દૃષ્ટિ પાછી હઠી. તે જાગ્રત થયો. સાવધ થયો, પાછો હઠયો. તેના સ્થૂલ શરીરને ખસવું ન ગમ્યું પણ તેની પવિત્રતા અને સંયમ વૃત્તિએ તેને જોરથી ખસેડયું.

"શું સ્ત્રીને દેખીને ગાંડા બની જવું?" તેનું હૃદય તેને કહેવા લાગ્યું.

"શું કાયામાં મોહિત થયો, એ છે વિષ્ટાનો ઠામ!" એની વૈરાગ્યવૃત્તિ એને ઠપકો દેવા લાગી.

"શિવ! શિવ!" કહેતો કહેતો તે પાછો હઠયો. "હું કયાં છું? કોના ઘરમાં છું? કેમ આવ્યો છું" વિગેરે વિચારોએ તેના મસ્તકને ઘેર્યું. કાળાં વાદળાંથી છવાયલી અંધારી રાતે જેમ એકદમ વિજળીનો ચમકારો થાય તેમ પવિત્ર શારદાદેવી

સાંભરી આવી. બિપિનચંદ્ર સાંભર્યો. પ્રિયંવદા સાંભરી. ચારૂચંદ્ર તેને ઠપકો આપતા જણાયા. તેની વિદ્યા તેને કહેવા લાગી: “તારી સરસ્વતીમાં ધૂળ નાંખવી છે? આટલાં વરસના બ્રહ્મચર્ય ઉપર પાણી ફેરવવું છે? તારી સાધુતાનો વિચાર કર! જગતમાં વિશ્વાસનું પાત્ર થઇને ફરનાર, તું ક્ષણમાં વિશ્વાસઘાતી–ઢોંગી નીવડયો! વિશુદ્ધિની દૃષ્ટિએ તો તું વિશ્વાસઘાતી ઠર્યો! સર્વને બોધ કરનાર! તારી જાતનેજ બોધ કર! ક્ષણિક સુખને માટે અક્ષય સુખ અને શાંતિને ખોવાં છે? કીર્તિને કલંક લગાડવું છે?”

હૃષીકેશચંદ્ર દીન બન્યો. બ્હેબાકળો થયો. બ્હીલો થયો. ઝંખવાણો પડયો. પવિત્ર શારદાદેવીના શબ્દોના ભણકારા તેના કાનમાં વાગવા લાગ્યા:

“બેટા, મારા ઉપદેશને ભૂલી ગયો? ગમે તેમ થાય પણ સાચુંજ બોલજે અને સાચે માર્ગેજ જજે, એ વાતને વિસરી ગયો? તું ખોટે માર્ગે જઇશ તો મારી કુખ લજવાશે. ખોટું હરિ સાંખશે નહીં. કોઇ કાળે તે ઉઘાડું થશે. તારા બાપના પવિત્ર કુળને લાંછન લાગશે અને પાપનું ફળ તું ભોગવીશ. ગયેલી દોલત પાછી આવીને મળે છે પણ ખોયેલું નામ કદિ પાછું આવતું નથી. તારી જાત, નામ, કુળ, અને પિતાની કીર્તિને ભ્રષ્ટ કરીશ નહીં. મારી જાતને વગોવીશ નહીં. આ લોક અને પરલોક બંનેને સુધારજે. અમે તો કહીને વેગળાં રહીશું. માન કે ન માન. તું હવે મોટો થયો. સૌ સૌનું કર્મ સૌને ઘસડી જાય છે. પણ પ્રભુએ બુદ્ધિ આપી છે તેનો ઉપયોગ કરજે.” એમ કહી શારદાદેવી તેની માનસિક દૃષ્ટિ આગળ ખડી થઇ રહી.

બીજા અનેક વિચારો હૃષીકેશચંદ્રના મનમાં આવવા લાગ્યા. અનેક ઉથલપાથલો, ભાંજગડો, ઉરમાં થઇ રહી. નિઃશ્વાસ મુકતો મુકતો વળી પાછો તે નોબત અને શરણાઇના અવાજને સાંભળવા લાગ્યો. રાત્રિએ ચોકી કરનારા ચોકીવાળાઓનાં પગલાંનો અવાજ અને શબ્દો શાંત રાત્રિના સમયમાં ધીમે ધીમે દૂરથી આવતા સંભળાયા. હૃષીકેશચંદ્ર ચમકયો. વધારે જાગૃત થયો. એકદમ તે બોલી ઉઠયો:

“પરધન હરનારા જેમ ચોર છે તેમ પરસ્ત્રી પર કુદૃષ્ટિ કરનારા પણ ચોર છે. ચોરને પકડવાને આ ચોકીવાળાઓ જેમ ફરે છે, તેમજ લંપટ અને વિષયીને પકડવાને પ્રભુ સર્વત્ર ફરતો જ છે. આકાશમાં જાવ

કે પાતાળમાં પેસો પણ ત્યાં તે છે જ. કોઇ નહીં જુવે પણ ઇશ્વર તો જુવે છે જ."

હૃષીકેશચંદ્ર બ્હાવરો બનીને આમ તેમ જોવા લાગ્યો. આકાશ, ઝાડ, પાન, ચંદ્રમા, ચંદ્રના પ્રકાશથી ધોળાં ધાબાં જેવાં જણાતાં કનકપુરવાસીઓનાં મકાનો, સર્વમાં પ્રભુ તેની દૃષ્ટિએ દેખાયો. આકાશના તારા તેના તરફ ડોળા ક્હાડી રહ્યા. અગાશીમાં પથરાઇ રહેલી ચંદ્રપ્રભા તેના મનના શ્યામ માલિન્ય તરફ હસવા લાગી. ચંદ્રના પ્રકાશથી છવાઇને શ્વેત થઇ રહેલી અખિલ સૃષ્ટિની વચમાં જાણે પોતે એકલો મનના માલિન્યથી ભૂત જેવો—કાળો શાહી જેવો—ઉભો હોય તેવો તેને ભાસ થયો. હૃદયની શ્યામતાથી મુખ ઉપર માલિન્યની છાયા છવાઇ રહી. મધ્ય રાત્રિના સમયમાં ગાઢ નિદ્રામાં પડી ગયેલી સમસ્ત વસ્તીની વચમાં ઘેનથી ઘેરાયલા અફીણીયાની પેઠે નિદ્રાને ત્યજી હૃષીકેશચંદ્ર ઉભો રહ્યો. તે અનાથ અને પરવશ બન્યો. દીનવદને તે આકાશ તરફ જોવા લાગ્યો. પ્રભુની ગતિ ગહન જણાઇ. તેની માયાનો પાર પામી શકાયો નહીં. માયામાં ડુબેલો અને મનથી પતિત થયેલો હૃષીકેશચંદ્ર અભિમાન ત્યજી મનમાં કહેવા લાગ્યો:" માનવહૃદય ચંચળ છે. તે ક્યારે દગો દેશે તે કહી શકાતું નથી. એ તો પ્રભુ જાણે. વિશુદ્ધિનું અભિમાન પણ રહેતું નથી. મનુષ્ય પામર અને નિર્બળ છે. પ્રભુ કરે તે ખરૂં. સર્વ બાજી એના હાથમાં છે."

હાથ જોડી દીનવદને તે ગાવા લાગ્યો :

ધાઓ અનાથના નાથ,
હરિશ્રી, ધાવો અનાથના નાથ;
આ ભવ દુસ્તર મોહ મહાજળ
તે પર છે મમ નાવ, હરિશ્રીઃ—ધાઓ.

એમ ગાતાં ગાતાં હૃદયમાં શાંતિ વળવા લાગી. પુષ્કળ વરસાદના બળથી જોરમાં ધસી આવતા પૂરના આસપાસ ફેલાઇ જવાથી અને મૂળમાં વૃષ્ટિ બંધ થવાથી સરિતાનો વેગ જેમ એકદમ ધીમો પડી જાય તેમ હૃષીકેશચંદ્રની વૃત્તિઓનો વેગ ધીમો પડવા લાગ્યો. તે શમવા લાગી. તેનો કંઠ ગદ્દગદિત થયો. મનમાં કોમળતા વ્યાપી રહી. પવિત્રતાની પેટી જેવું હૃદય ઉલ્લાસ ધરવા લાગ્યું. પ્રભુના નામથી અપવિત્રતારૂપી પ્રેતને ત્યજતું હોય તેમ શરીર થરથર ધ્રુજવા લાગ્યું.

આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં. રોક્યાં પણ રોકાયાં નહીં. પ્રભુના નામથી નવો વિચાર સ્ફુર્યો:

"હૃષીકેશચંદ્ર! શું તારી પવિત્રતાની હદ આની રહી? શું તારા જ્ઞાનની અવધિ આવી રહી? જગતમાં તું શું કરવાને આવ્યો છે? શું કરી રહ્યો છે? આમાં જ સુખ સમાઇ રહ્યું છે?" વગેરે અનેક પ્રશ્નો તે પોતાના મનને પુછવા લાગ્યો.

'હરિ ઓમ્! હરિ ઓમ્!' 'શિવોહમ્! શિવોહમ્!' મુખેથી બોલતો અને ધનુષ્ય ઉપર ચ્હડાવેલા બાણને પાછું ખેંચી લેતા હોય તેમ હૃદયને પાછું ખેંચી લેતો અને તેને પવિત્ર વાતાવરણમાં સ્થાપિત કરતો હૃષીકેશચંદ્ર બે ડગલાં પાછો હઠયો. પવિત્રતાના વિચારો તેના હૃદયમાં ઉભરાઇ રહ્યા, અને તેની અસર ચિત્ત અને શરીર ઉપર થવા લાગી. મહાપુરૂષોનાં વચનો અને ચરિત્રોને તે સંભારવા લાગ્યો. તેમના સ્મરણથી મનને પવિત્ર બનાવવા લાગ્યો. સ્વર્ગમાં ઉર્વશીના શાપને વશ થનાર પણ તેનાં મોહબાણને વશ નહીં થનાર નરવીર અર્જુનને તે દૃષ્ટિ આગળ ધરવા લાગ્યો. પ્રાચીન ભારતવર્ષના તપસ્વીઓનાં તપ અને બ્રહ્મચારીઓનાં બ્રહ્મચર્યને તે હૃદયમાં ખડાં કરવા લાગ્યો. તેમને દૃષ્ટિ આગળ જોતા જોતા હૃષીકેશચંદ્ર શરમાઇ ગયો. પોતાની જાતને ધિક્કારતો તે પાછો હઠયો. લજ્જાથી તેનું મુખ નીચું નમી ગયું. તે નિઃશ્વાસ નાંખવા લાગ્યો. કોઇ દિવસ નહીં ને આજે આ શું થઇ ગયું એમ પશ્ચાત્તાપ કરતો તે અશ્રુપાત કરવા લાગ્યો. અપવિત્ર વિચારથી અપવિત્ર થયેલા દેહને ન્હવરાવતાં હોય તેમ અશ્રુ તેની કાયા ઉપર ટપકી રહ્યાં. જેમ શરીરની હયાતીનો ભરોંસો નથી તેમ ચિત્તની સ્થિરતાનો પણ ભરોંસો નથી એમ વિચાર કરતો, "મનુષ્ય નિર્બળ છે, એના ચિત્તની દોરી પણ પ્રભુના હાથમાં છે, મનુષ્ય પામર છે, તે પરવશ છે, તેનું અભિમાન ક્ષણવાર ટકતું નથી; પ્રભુ એકલોજ સમર્થ છે. પ્રભુ કરે તે ખરૂં." એમ તે મનમાં બોલવા લાગ્યો.

વળી મનમાં વિચાર સ્ફુર્યો: "શરીર ઉપર આ ઇંદ્રિયોની સત્તા કેટલી બધી? ભૂખ, તરસ, વિષયવાસનાનો પ્રભાવ કેટલો બધો! એક કવિએ ખરૂં જ કહ્યું છે:

'પંડિતાઇ પળમાં ચાલી જાય છે, અંગટે કામ;
પંડિતાઇ પળમાં ચાલી જાય છે!'

પુસ્તકમાં એ વાંચ્યું હતું, પણ અનુભવ તો આજ જ થયો. ત્યારે શું વિદ્યા પણ અસમર્થ નીવડી? અસમર્થ નહીં પણ, સગી બહેન સાથે પણ એકાંતમાં બેસવું નહીં, એ શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન થવાથી વિદ્યા લાચાર બની! એનો એજ અર્જુન કંઇ કારણથી લાચાર બની કાબાથી લુંટાયો! એ કારણને ઉત્પન્ન થવા ન દેવું એ પુરૂષના હાથમાં છે. ત્યાં પણ મનુષ્ય દૈવાધીન નથી?"

હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડયો. તે નિઃશ્વાસ મુકવા લાગ્યોઃ "અરેરે! ઇંદ્રિયો સર્વદા આપણા કહ્યા પ્રમાણે ન વર્તે? અરે! ક્રૂર દૈવ! શું તેં મનુષ્યને પરવશ બનાવ્યો છે?"

"ના; ના; પણ એનો ઉપાય એટલો છે કે દૈવની સામે થવું અને સ્ત્રીઓ જોડે ઝાઝો પ્રસંગ રાખવો નહીં. એટલું તો મનુષ્યના હાથમાં છે."

રાવણના સ્થાનમાં રહ્યાથી પોતાને અપવિત્ર માનતી સીતા અગ્નિમાં પડીને પાછી શુદ્ધ થઇ તેમ પશ્ચાત્તાપથી પોતાની કાયાને–મનને–હૃદયને–શુદ્ધ કરતો હૃષીકેશચંદ્ર કહેવા લાગ્યોઃ "મધુમાલતી, મને ક્ષમા આપજે. તું મારી બહેન છે. મેં કુદૃષ્ટિ કરી. ક્ષણવાર કરી, પણ કરી. મારો અપરાધ ક્ષમા કરજે. ઓ બહેન, મારો અપરાધ ક્ષમા કરજે."

વળી લાચાર બની તે પ્રભુનો પાડ માનતો દીનવદનથી પ્રભુને કહેવા લાગ્યોઃ "પ્રભુ, તારો શો પાડ માનું? તેં જ મને આ પાપથી બચાવ્યો. પ્રભુ મારો અપરાધ માફ કરજે. હું અપવિત્ર થયો–માત્ર વિચારથી–પણ અપવિત્ર થયો–ક્ષણવાર થયો–પણ થયો. પ્રભુ ક્ષમા કરજે."

આમ પ્રભુનો ઉપકાર માનતો, પશ્ચાત્તાપ કરતો, અને चिदानंद रूपः शिवोहम् शिवोहम् એમ મુખેથી બોલી પોતાની મેળ પવિત્રતાને પાછો પ્રાપ્ત કરતો હૃષીકેશચંદ્ર મેડીની અંદર ગયો, પથારીમાં સુતો અને નિદ્રાવશ થયો.

વાંચનાર! જગત રણસંગ્રામ છે. એ યુદ્ધમાં આખરે જે વિજયી નીવડે છે તે જ વિજયી છે. માનવહૃદય નિર્બળ છે. જગતમાં અનેક આશાઓ, તૃષ્ણાઓ, લાલચો, મનુષ્યોને લોભાવે છે, ફસાવે છે. ઇંદ્રિયો તેમને વિહ્વલ કરી મુકે છે. પણ મહાપુરૂષો તેમને તાબે ન

છતાં કર્તવ્યનું ભાન જાગ્રત કરી તેમના ઉપર જય મેળવે છે. પામર જીવો તેમને વશ થાય છે. હૃષીકેશચંદ્રને ઇંદ્રિયોએ લોભાવ્યો, લલચાવ્યો, ભમાવ્યો, પણ તે તેમના ઉપર જય મેળવી વિજયી થયો. પુરૂષનું ખરૂં પુરૂષાતન તેમાં જ છે. એ પુરૂષાતનને દાખવી પવિત્ર શારદાદેવીનો પુત્ર હૃષીકેશચંદ્ર આખરે પવિત્ર જ રહ્યો. અપવિત્ર ન થયો. સત્યશીલ મનુષ્યોને પ્રભુ કસોટિએ ચ્હડાવે છે; એ કસોટિએ તે ચ્હડયો પણ તેમાં વિજયી નીવડયો.

---

## પ્રકરણ ૪ થું.

---

### કારભારીને ઘેર.

બીજે દિવસે સવારમાં વ્હેલો હૃષીકેશચંદ્ર ઉઠયો પણ હજી તેને રાત્રિના જ વિચાર આવ્યા કર્યા. લજ્જાથી તેનું મુખ લેવાઇ ગયું. તેનું હૃદય પણ હજી તેને ઠપકો દઇ રહ્યું: "હવે બિપિનભાઇને શું મોઢું બતાવવું? પ્રિયંવદાને શું મુખ બતાવવું? શેઠ જગજીવનદાસને શું મુખ દેખાડવું?"

તેનો અંતરાત્મા તેને કહેવા લાગ્યો: "ક્ષણવાર પણ મન કેમ ચળે? હવે જીવવું શું? સદાચારીએ તો આપઘાત કરવો જ ઘટે!"

આમ વિચાર કરતાં હૃષીકેશચંદ્રને પોતાની જાત ઉપર ધિક્કાર આવ્યો, અને તે મનમાં બોલ્યો: "ધિક્કાર છે મને! ધિક્કાર છે મારી વિદ્યાને! જે વિદ્યાથી ચિત્ત સ્થિર થાય નહીં અને વિષયવાસના દબાય નહીં તે વિદ્યા શા કામની? જીતેંદ્રિયપણું વિદ્યાનું લક્ષણ છે, તે ન આવ્યું તો બળી એ વિદ્યા!"

વળી મનમાં વિચાર ઉઠયો:

"શું મનુષ્ય આટલો બધો પરાધીન છે?"

"નહીં, નહીં. તેમ હોય તો પછી તેનાં કર્મોનો જવાબદાર તેને માથે રહેતી નથી."

"નહીં, નહીં; પણ તેમ હોય જ નહીં. પ્રભુના દરબારમાં મનુષ્ય સ્વતંત્ર છે, અને તેથી તેનાં કર્મોને માટે તે પોતે જ જવાબદાર છે. અંધારા ખુણામાં પેશીને કરેલા કાર્યને પણ પ્રભુ જુવે છે અને તેની શિક્ષા કરે છે. ક્ષણવાર કરેલા મલિન વિચારની પણ શિક્ષા મનુષ્યને ભોગવવી પડે છે."

"શિવ, શિવ! પ્રભુ, પ્રભુ! મારાથી ક્ષણવાર મલિન વિચાર થઇ ગયો. પ્રભુ! મન, પૃથ્વી, વૃક્ષ, પાષાણ, સર્વમાં તું રહેલો છે. તારાથી કશું અજાણ્યું નથી. પ્રભુ! હું તારો અપરાધી છું."

પોતાની જાતને ઠપકો આપતો, પોતાની જાત ઉપર અને રાત્રિએ બનેલા બનાવ ઉપર તિરસ્કારની નજરથી જોતો હૃષીકેશચંદ્ર, મુખને સંતાડતો, અને પશ્ચાત્તાપ કરતો, કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર નિત્ય કર્મને પરવારી, હમેશના કામકાજમાં ગુંથાયો. એટલામાં એક સિપાઇએ આવીને તેના હાથમાં કાગળ મુકયો. તે શેઠ જગજીવનદાસનો હતો. કંઇ કામસર શેઠે તેને તેડાવ્યો હતો. હૃષીકેશચંદ્ર એકદમ ઉઠયો અને મનને સાવધ કરી જગજીવનદાસને ઘેર જવાને નીકળ્યો.

તે થોડેક દૂર ગયો એટલે રસ્તામાં આઘે એક મસ્ત પુરૂષ આવતો જણાયો. તે કોણ હશે તે પ્રથમ તો હૃષીકેશચંદ્ર કળી શકયો નહીં. તે પાસે આવ્યો ત્યારે જણાયું કે તે કેદારસિંહ છે. હૃષીકેશચંદ્રે તેની સામે જોઇને કંઇક મોં મલકાવ્યું, પણ કેદારસિંહ, તેની સામે જોયું ન જોયું કરી, મુછોને મરડતો, ભ્રકુટિ ચ્હડાવીને ચાલતો થયો. હૃષીકેશચંદ્ર તેના મનના વિચાર સમજી ગયો અને ઉંડી વૈરબુદ્ધિએ કેદારસિંહના મનમાં વાસ કર્યો છે એમ તેની હવે ખાત્રી થઇ; અને તેની સાથે તેના મનમાં વિચાર ઉઠયો: "શું બિપિનચંદ્ર એ વૈરબુદ્ધિનો ભોગ થઇ પડશે! શિવ! શિવ! ભલો બિચારો બિપિનચંદ્ર! શું પ્રભુને ઘેર ન્યાય નથી? છે જ."

આમ અનેક વિચાર કરતો કરતો હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો. એટલામાં શેઠનું ઘર આવ્યું એટલે એની વિચારમાળા અટકી અને તે ઘરમાં ગયો.

હૃષીકેશચંદ્ર બિપિનચંદ્રને ઘેર રહ્યો હતો પણ જગજીવનદાસ જોડે ઓળખાણ થયા પછી તેમનો આગ્રહ હોવાથી તે તેમને ઘેર ઘણું

ખેરે જતો અને કોઇ કોઇ વાર ત્યાં જમતો. જગજીવનદાસ જાતે ઉદાર હતા પણ તે જરા તુરંગી અને મનમોજી હોવાથી તથા તેમનો દિકરો મદનલાલ અને દિકરી મધુમાલતી દ્રવ્યના મદથી વિવેકશૂન્ય થઇ રહેલાં હોવાથી હૃષીકેશચંદ્રને કોઇવાર સૌથી છેલ્લો કે કોઇ વાર એકલા બેસીને જમવું પડતું હતું. કોઇ વાર જગજીવનદાસ રસોઇઆને કહી દેતા કે મારે જરા કામ છે માટે એમને જમાડી દેજે અને રસોઇઓ તેમના હુકમને ઝટ લઇને તાણે થતો હોવાથી હૃષીકેશચંદ્રને એકલા બેસીને મુંગે મોઢે જમી લેવું પડતું. હૃષીકેશચંદ્ર આ સઘળા તમાશા જોતો અને શેઠના ઘરની રીતભાતને બિપિનચંદ્રના કુટુંબની સભ્યતાભરી રીતભાત સાથે સરખાવતો અને કંટાળો ખાતો.

જમ્યા પછી હૃષીકેશચંદ્ર થોડી વાર ત્યાં બેસતો અને જગજીવનદાસના કુટુંબ કબીલાની રહેણી કરણી તેની નજરે આવતી; તેનો સ્વભાવ શરમાળ હતો અને એને સ્ત્રીઓ જોડે બહુ ભળવું ગમતું નહીં. એની શુદ્ધ રહેણી કરણીને લીધે શેઠના ઘરનાં માણસો તેના ઉપર વિશ્વાસ રાખતાં અને એને અંદરના ભાગમાં જવા આવવાની છુટ આપતાં. પણ હૃષીકેશચંદ્રનો સ્વભાવ ખપ જેટલું જ બોલે તેવો હતો અને તેથી તે કંઇ કહેવું કરવું હોય તો તે વેગળેથી કહીને પાછો વળતો.

પણ ઘણા દિવસ થયા એટલે પરિચય વધતો ગયો અને શેઠાણી પ્રેમકુવર અને તેમની દિકરી મધુમાલતી તેની સાથે છુટથી બોલવાનાં પ્રસંગો લાવવા લાગ્યાં. મોટાના ઘરના નવા નવા અનુભવો અને નવા નવા તમાશા તેની નજરે આવવા લાગ્યા. મોટાનાં ઘર, ઘરનું કામ કોઇ કોઇને માથે નહીં, નોકરો ચાકરો, ગુમાસ્તાઓ, પોતપોતાનાં કામ મરજીમાં આવે ત્યારે કરે, એમને કોઇ પુછે તેને ભગવાન પુછે, ઘરનાં સૌ માણસો સ્વતંત્રપણે વર્તે, બહાર ફરે હરે, મરજીમાં આવે ત્યાં જાય અને ગમે ત્યાં બેસે ઉઠે. જગજીવનદાસ શેઠના ઘરમાં આવો તાલ મચી રહ્યો હતો. મધુમાલતી પોતાના બાપની લક્ષ્મીના મદમાં તણાતી અને ભાઇ કરતાં બહેન વધારે લક્ષ્મીનો ઉપભોગ કરતી, વધારે ભોગ ભોગવતી અને વધારે રોફ ખજાવતી. તે નોકરો, ચાકરો, અને ગુમાસ્તાઓને ધમકાવતી અને બાપના સાલસપણાનું સારૂં વાળતી.

મધુમાલતીનું વર્તન સ્વચ્છંદી હતું. પિતા સુધારાના હિમાયતી એટલે તે ગમે તેમ બેસતી; માથું ઉઘાડું છે કે નહીં, તેનો એને વિચાર થતો નહીં. માથું કે શરીરનો કોઇ ભાગ ઉઘાડો રાખીને પરપુરૂષ સાથે બેસવામાં એને શરમ આવતી નહીં. ગમે તે પરપુરૂષ જોડે બોલવાને તે હિંમત ધરતી અને એટલી તો ધૃષ્ટ થતી કે વખતે ભાઇને બદલે કે બાપને બદલે સામાને જવાબ દેવાનો દેઇ દેતી. તેનું આવું વર્તન ઉદ્ધત ગણાતું અને તે ઉચ્છૃંખલમાં ખપતી, પણ મા બાપને તેનો એ વાંક વસતો નહીં અને તેમને મન એ સુધરેલાપણું લેખાતું. દિકરી સારૂં કરૂં છું એમ માનીને પોતાની એ રીતભાતમાં આગળ વધ્યે જતી.

જગજીવનદાસના ઘરમાં આવી રીતભાત જોઇને હૃષીકેશચંદ્ર મનમાં વિચાર કરવા લાગ્યો :

" શું આ તે સુધારો કે કુધારો ? લજ્જા એ સ્ત્રીનું ભૂષણ છે. આર્ય લલનાઓ લાજ, મર્યાદા અને વિનયને માટે પ્રખ્યાત છે. એમાં એમનું આર્યપણું જળવાઇ રહેલું છે. એ લજ્જાને હણનાર સુધારો એમનો જાતિસ્વભાવ ત્યજાવી એમને આડે માર્ગે દોરે છે. "

આમ વિચાર કરતો હૃષીકેશચંદ્ર જગજીવનદાસ પાસે બેઠો હતો એટલામાં તેમનો દિકરો મદનલાલ ત્યાં આવી પહોંચ્યો. પોતે ઘણું થોડું ભણેલો તેથી હૃષીકેશચંદ્રની વિદ્યાથી કંઇક અંજાતો, પણ ઉપર ઉપરથી લક્ષ્મીના મદને લીધે ફુંફાડો રાખતો તે આવીને તેની સામે જોયું ન જોયું કરીને એક ગાદી તકીયા ઉપર પડયો. મોટાનો છોકરો, નોકર ચાકરને હાથે ઉછરેલો અને નઠારી સોબત હોવાથી કુમાર્ગે ચ્હડેલો મદનલાલ વિવેકશૂન્ય હતો. તે હૃષીકેશચંદ્ર સાથે કંઇ પણ બોલ્યો નહીં અને બે ચાર મિત્રો તથા નોકર ચાકરને બોલાવી તેમની જોડે હસતો હસતો વાતો કરવા લાગ્યો. એક નોકર ટપાલના કાગળો સાથે લેતો આવ્યો હતો તે તેણે શેઠની પાસે મુકયા. તેમાં કેટલાંક ' વર્તમાનપત્રો ' પણ હતાં. મદનલાલે એમાંનું એક ઇંગ્રેજી વર્તમાનપત્ર લીધું અને વાંચવાનો ડોળ કરવા લાગ્યો. મુંબઇમાં રમાયલી " ક્રીકેટમેચો " ના હેવાલ તે વાંચવા લાગ્યો, વાંચતે વાંચતે કેટલુંક નહીં સમજાયાથી તે ન છુટકે હૃષીકેશચંદ્રને પુછવા લાગ્યો અને પોતાની અભણતાને ઢાંકવાનો ડોળ કરવા જતાં તેને છેક ઉઘાડી કરી રહ્યો. તેની પાસે બેઠેલા તેના મિત્રો તેના જેટલું જ ભણેલા

હતા અને તે હા, જી, હા, કહ્યા કરતા હતા. એ મિત્રોની બોલવા ચાલવાની રીતભાત ઉપરથી તેમની વિદ્યા અને ન્યાત જાત જણાઇ આવતાં હતાં. મદનલાલ આખું વર્તમાનપત્ર આ છેડાથી તે પેલા છેડા સુધી ઉથલાવી ગયો અને જાણે મોટો સાક્ષર અને મુત્સદ્દી હોય તેમ બોલ્યો:

"હૃષીકેશભાઇ, આજકાલ આ 'ન્યુસ્પેપરો' માં કંઇ વાંચવા જેવું આવતું નથી."

હૃષીકેશચંદ્ર તેના કહેવાનો અર્થ સમજી ગયો. જેમાં વિદ્વાનોને વાંચવા જેવા ગંભીર લેખો આવતા હોય તેમાં મદનલાલ જેવા બુદ્ધિહીનને વાંચવા જેવા સાદા અને માત્ર હાસ્યવિનોદથી ભરેલા લેખો ક્યાંથી હોય? તેથી તેણે જવાબ આપ્યો: "ઇંગ્રેજી વર્તમાનપત્રો તમારે માટે નથી."

એ સાંભળીને મદનલાલના ગર્વને જરા ધક્કો લાગ્યો, પણ હૃષીકેશચંદ્રે ખરેખરૂં કહી દીધું તેથી સર્વેને તેના અજ્ઞાનપણાની જાણ થઇ અને તેનો ડોળી સ્વભાવ સમજાઇ ગયો. વિદ્વાન અભણ માનવી ઉપર સરસાઈ ભોગવે છે તેમ હૃષીકેશચંદ્ર સર્વ ઉપર સરસાઇ ભોગવવા લાગ્યો અને સર્વે તેની ગંભીરતા, વિદ્યા અને નિરભિમાનથી ચકિત થતા તેના તરફ જોઈ રહ્યા. કનકપુરમાં રહ્યે રહ્યે તે વર્તમાન પત્રોમાં અનેક લેખો લખતો તેથી નિશાળના માસ્તરો, પરીક્ષકો, અને બીજા ભણેલા યુવાનો તથા પંડિતોમાં તેનું નામ પ્રસિદ્ધ થયેલું હતું અને શેઠને ઘેર તે આવતા જતા હોવાથી શેઠને તેની ખબર પડી હતી. એકાદ તેવા લેખને ઉદ્દેશીને શેઠ હવે બોલી ઉઠયા: "સંસારસુધારા વિષે પેલો તમારો લેખ મેં વાંચ્યો હતો. વિચાર તો સારા છે. ભાષા પણ તમે ઉત્તમ લખી છે. પણ બધી બાબતોમાં આપણે મળતા થઇશું નહીં."

સંસારસુધારાના પ્રશ્નોનો જાણે બારીક અભ્યાસ કર્યો હોય તેવો ડોળ કરીને જગજીવનદાસે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"તમે સુધારો કોને કહો છો?" હૃષીકેશચંદ્ર એકદમ વચમાં બોલી ઉઠયો.

"યુરોપ, અમેરિકાદિ દેશોમાં આપણે જોઇએ છીએ તેનું નામ સુધારો." બહુ ગંભીરતાથી શેઠે જવાબ આપ્યો.

એ સાંભળીને હૃષીકેશચંદ્રનું મગજ ફરી ગયું. તે જરા ગુસ્સો કરીને નિસ્પૃહાથી કહેવા લાગ્યો: "શું એનું નામ સુધારો કહેવાય ? સારૂં સારૂં ખાવું પીવું, પહેરવું ઓઢવું, અને મોજશોખનાં સાધન વધારવાં, શું એમાંજ સુધારો સમાઇ રહ્યો છે ? ઘણા શિક્ષિત પુરૂષો એમ ધારે છે કે સુધારો એટલે યાંત્રિક શક્તિઓનું દેશમાં દાખલ થવું; રેલ્વે, તાર, અને એવાં અનેક સુખ અને મોજશોખનાં સાધનો સ્થળે સ્થળે સ્થાપિત કરવાં; અને પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રના બળથી લોકના ઐહિક સુખમાં વધારો કરવો. પણ સુધારો એ શબ્દનો અર્થ બહુ ઉંડો છે. ખરો સુધારો તો એ છે કે જે મનુષ્યને જડ વિચારોથી દૂર કરી ઉચ્ચ ઈશ્વરી જ્ઞાન પ્રાપ્ત કરવા તરફ પ્રેરે છે. મનુષ્યમાંથી પશુસ્વભાવને દૂર કરી તેને ઉચ્ચ જીવનનો સ્વાદ ચખાડવો; **आत्मवत् सर्वभूतेषु** એ સત્ય સુખના સુંદર આનંદનો પ્રવાહ સર્વત્ર પ્રસરાવવો; નીતિ, પ્રેમ, દયા, દાનની લહાણી કરાવવી, અને ઈર્ષ્યા, સ્વાર્થ અને અભિમાનને ત્યજી, ભ્રાતૃભાવ, શાંતિ, અને સ્નેહના વિચાર મનુષ્યના હૃદયમંદિરમાં સ્થાપિત કરવા; અને શુદ્ધ પવિત્ર ચારિત્ર્યની સુંદર ભાવનાઓ મનમાં સર્વદા સચેત જાગૃત રખાવવી એ સુધારાનું પ્રથમ કર્ત્તવ્ય છે. તમારા સુધારાએ એમાંનું શું શું કર્યું છે ?"

શેઠ જગજીવનદાસ સાંભળી જ રહ્યા. શો જવાબ આપવો તે તેમને સુઝ્યું નહીં. હૃષીકેશચંદ્ર આગળ બોલ્યો: "તમારો સુધારો મિથ્યા ડોળ જ છે. ક્યાં છે તમારામાં ઉંડું જ્ઞાન ? ઉંડા જ્ઞાનને પ્રાપ્ત કરો એટલે સુધારો શી વસ્તુ છે તે તમારાથી સમજાશે. શું આ બહારની ટાપટીપ કરવામાં અને અધમ સ્વાર્થને પોષવાને વ્યાઘ્રાદિ પશુઓની માફક પરસ્પર યુદ્ધ કરવામાં જ સુધારો સમાઇ રહેલો છે ? એવા સુધારાને હું દૂરથી નવ ગજના નમસ્કાર કરૂં છું. એવો સુધારો પ્રજાનો પોષક નથી પણ ઘાતક છે. એ સ્વાદિષ્ટ છે પણ પુષ્ટિકારક નથી."

આમ વાત ચાલતી હતી એટલામાં મધુમાલતી ત્યાં આવી અને મદનલાલ તથા તેના દોસ્તદારોની સામે બેશીને હસતી હસતી વાતો કરવા લાગી

મધુમાલતીને સાસરાનું સુખ હતું પણ પતિનું સુખ નહોતું. તેનો પતિ મણીરાય શરીરે ઠીંગણો હતો અને તેનાથી સહજ નાનો દેખાતો હતો. મોટાનું છોકરું એટલે ઘોડીયામાંથી તે ઝડપાયો હતો અને આવા સુખી ઘરવાળો વર ખપી જશે એમ ધારીને પોતાની પુત્રીની વયનો વિચાર કર્યા વગર જગજીવનદાસ શેઠે મધુમાલતીનો વિવાહ તેની જોડે કર્યો હતો અને છોકરી ઉમરલાયક થઈ ત્યારે તેનું લગ્ન કરવામાં આવ્યું હતું.

પિતાની લક્ષ્મીના મદમાં તણાતી, સાસરાનાં ધન, કીર્તિ, અને સત્તાના તેજમાં સૌને આંજી નાંખતી પણ પોતે નહીં અંજાતી મધુમાલતી, કજોડાનું દુઃખ ભોગવતી, પણ ગર્વને લીધે મુખ ઉપર તે વિષેની ગ્લાનિનું એક પણ ચિન્હ જણાવા દેતી નહીં, અને હસમુખી બની, સંસારને લાત મારતી, પોતાની સ્થિતિને સહન કરતી, દિવસોને પસાર કરતી હતી. પિતાનાં કુળ અને મોભાનું તેને ગુમાન હતુ અને તેને લીધે મધુમાલતી જગતને તૃણવત્ આલેખતી અને નીતિના માર્ગથી જરા પણ ચળતી નહીં.

પોતાની જાતને ઉંચી ગણી, "ફલાણો કુળહીન છે; ફલાણો વ્યસની છે; હું કોણ માબાપની દિકરી?" એવા એવા વિચારથી તે પોતાની નીતિને ટકાવી રાખતી અને પવિત્ર રહેતી. સાસરાના કુળનું તેને ભાન હતું અને પિતાની કીર્તિ અને ગુણનું તેને ગુમાન હતું. કજોડાનું દુઃખ તે ભોગવતી પણ એ ગુમાનને લીધે પરપુરૂષની દ્રષ્ટિ પણ તે સાંખતી નહીં.

અમુક મર્યાદામાં રહી તે પરપુરૂષ જોડે વાત કરતી, પણ તેનું સ્ત્રીહૃદય કોઇ કોઇવાર ઉચ્છૃંખલ બની તે મર્યાદા તોડવાનો પ્રયાસ કરતું અને માબાપનાં લાડ અને સુધરેલાપણાના ડોળથી મધુમાલતી જરા સ્વચ્છંદી બની, કોઇવાર અતિ વાચાળ બનતી, હદને ઓળંગતી, અને પરપુરુષ જોડે વાતચીતમાં ઘણી છુટ લેતી. તેના એ સ્વભાવને લીધે તે બીજાને કોઇવાર નિર્લજ્જ જણાતી અને તેના હૃદયને નહીં સમજનાર એની છુટનો ખોટો લાભ લેવાને પ્રયાસ કરતા. પણ મધુમાલતી પવિત્ર હતી અને તેથી તેઓ ફાવતા નહીં. મધુમાલતીને પોતાની જાતનું ને કુળનું અભિમાન હતું અને તે અભિમાન તેના શિયળને ટકાવતું અને તે પવિત્ર રહેતી. તે મનમાં વિચાર કરતીઃ "શું આ કાયાને ગમે તે પરપુરૂષ અભડાવશે? નહીં."

મદનલાલ અને તેના મિત્રો બેઠા હતા તે ઓરડીમાં ભીંતોએ શૃંગારથી ભરેલી વિદેશી છબીઓ ટાંગેલી હતી. મદનલાલ અને તેના મિત્રો "સીગારેટ" પીતા પીતા તે છબીઓ તરફ દૃષ્ટિ કરતા અને તે વિષે વાતો કરી એક બીજાની સાથે હાથ મીલાવતા અને તાળી આપતા ઠઠ્ઠા મશ્કરી અને હસાહસ કરવા લાગ્યા. હૃષીકેશચંદ્ર તેમના તરફ ધિક્કારથી જોઇને મનમાં બરબડયો: "મોટાનાં છોરૂ આવાં જ હોય !"

કંઇક લજ્જા, કંઇક તિરસ્કાર, અને સ્ત્રીઓ જોડે બહુ નહીં બેસવાના નિશ્ચયથી હૃષીકેશચંદ્ર ત્યાંથી ઉઠયો, અને "વળી ફરી આવીશ" એમ બોલીને બિપિનચંદ્રને ઘેર પાછો જવાને નીકળ્યો. ચાલતાં ચાલતાં રસ્તામાં બિપિનચંદ્રનો જમાદાર કહાનસિંહ મળ્યો. તેને હૃષીકેશચંદ્રે પુછ્યું: "અલ્યા, કયાં જઇ આવ્યો ?"

"સાહેબ, જરા કેદારસિંહને ત્યાં જઈ આવ્યો."

"તું તો માંહ્યનો માંહ્ય અને બહારનો બહાર !"

"સાહેબ, અમારે તો કારભારી અને કેદારસિંહ બધાએ સરખા."

"એમ કેમ ?"

"સાહેબ, કારભારી વળી બદલાય અને કોઇ બીજા આવે; પણ અમે તો એના એ જ. એટલે અમારે તો સૌની સાથે મોંની મીઠાશ રાખવી પડે."

"મોંની જ મીઠાશ કે ?"

"હા, સાહેબ, મોંની. પણ સારા ખોટા માણસને અમે સમજીએ ખરા, હો."

"ત્યારે આ કારભારી તને કેવા લાગે છે ?"

"સાહેબ, એ તો ભગવાનનું માણસ છે."

"ત્યારે એમ જ કહે ને કે અક્કલ વગરના છે." હૃષીકેશચંદ્ર હસતો હસતો બોલ્યો.

"નારે, સાહેબ! એવું કહેવાય ? આ જીભ કાપી નાંખવી પડે. સાચું કહું છું કે કારભારી ભગવાનનું માણસ છે, અને બાસાહેબ પેટે અવતાર લેવા જેવાં છે."

બિપિનચંદ્ર અને પ્રિયંવદાની પવિત્ર મૂર્તિઓ હૃષીકેશચંદ્રની માનસિક દૃષ્ટિમાં ખડી થઇ રહી અને તેમના વિષે વિચાર કરતો કરતો તે આગળ ચાલવા લાગ્યો.

એટલામાં એક મકાનની બારીએ બેઠેલી એક સ્ત્રી તરફ જોઇ કહાનસિંહ આડું જોઇને હસ્યો. હૃષીકેશચંદ્રે તે જોયું અને તેને પુછ્યું: "અલ્યા, કેમ હસ્યો ?"

"કંઇ નહીં, કંઇ નહીં. આગળ ચાલો પછી કહીશ." કહાનસિંહે જવાબ આપ્યો.

કેટલેક દૂર ગયા પછી કહાનસિંહે કહ્યું: "ભાઇસાહેબ, ત્યાં એક કુલટા રહે છે તેને ત્યાં શેઠના દિકરા મદનલાલ આવે છે, જાય છે. તે મને જોઇને હશી તેથી મને હસવું આવ્યું. આપણે તો સા માબહેન. આ કારભારી સાહેબની પાસે રહીને હું એટલું તો શિખ્યો છું કે સૌ નાની મોટીને માબહેન જાણવી."

બિપિનચંદ્ર અને પ્રિયંવદાના ઉત્તમ ચારિત્ર્ય ઉપર વિચાર કરતો હૃષીકેશચંદ્ર વિચારપરંપરામાં લીન થઇ રહ્યો, અને મનમાં બોલ્યો: "એમના ચારિત્ર્યનો પ્રભાવ કેટલો બધો છે ? આ કહાનસિંહ જેવાઓ પણ તેમના સંગથી કેવા પવિત્ર થઇ રહ્યા છે ? ખરૂં છે; રાજ્ય, વૈભવ, ધન, કીર્તિ કશુંએ ચારિત્ર્ય વગર શોભતું નથી."

થોડીવાર પછી હૃષીકેશચંદ્રે કહાનસિંહને પુછ્યું: "જગજીવનદાસ શેઠ એમના દિકરાની વાત જાણતા નથી ?"

કહાનસિંહે ધીમે રહીને જવાબ આપ્યો: "ભાઇસાહેબ, મોટાનાં ઘર, કોઇ આ ખુણે પડ્યું હોય, તો કોઇ પેલે ખુણે પડ્યું હોય ! સૌ સૌના તાનમાં ! મોટાના ઘરમાં તો એવું જ હોય ! ભાઇસાહેબ, ઘરમાં બધાંને છુટ. ભાયડાઓ પરસ્ત્રીઓની મશ્કરી કરે અને ઘરનાં બૈરાં પરપુરૂષ સાથે છુટથી વાતો કરે. અમે કોળી નાળી છીએ પણ અમારે ત્યાંએ મલાજો તો ખરો."

"હશે, જવા દે એ વાત, આપણે કોઇની નિંદા શી કરવી." એમ બોલતો હૃષીકેશચંદ્ર આગળ ચાલવા લાગ્યો. પણ તેના હૃદયમાં અનેક વિચાર ઉઠ્યા અને તે મનમાં બોલ્યો: "જ્યાં લક્ષ્મી છે ત્યાં બધે આવું જ હશે ?"

તેનું હૃદય તેને ઉત્તર આપવા લાગ્યું: "હા, એવું જ."

"અફ્સોસ!" એમ મુખેથી બોલતો અને નિઃશ્વાસ નાંખતો હૃષીકેશચંદ્ર આગળ ચાલવા લાગ્યો અને બિપિનચંદ્રને ઘેર પહોંચ્યો.

ઘરમાં પેસતાં જ અગરબત્તી અને ખુશબોદાર પુષ્પની તેને વાસ આવી. આખા ઘરમાં એ સુવાસ પ્રસરી રહી હતી. સર્વત્ર શાંતિ જણાતી હતી. હૃષીકેશચંદ્ર આગલા ખંડમાં થઇને ચોકમાં ગયો. ત્યાં એક બાજુએ દેવગૃહમાં સરિતાદેવી પૂજા કરતાં જણાયાં. પૂજાનો અલૌકિક ઠાઠ તેની નજરે પડયો, અને ધુપ તથા પુષ્પોની વધારે વાસ તેને આવવા લાગી. ચાંદીનાં વાસણ, ચાંદીની દીવીઓમાં પુરેલા ઘીના દીવા, ધૂપ, દીપ, પુષ્પ, નૈવેદ્ય, વગેરેની અનુપમ શોભાથી દેવી પૂજા કરતાં હતાં અને પ્રિયંવદા તેમની પાસે બેશી પૂજાની સામગ્રી તૈયાર કરી આપતી હતી અને નવરી થાય ત્યારે હાથમાં ક્વચિત્ ભાગવત લઇને વાંચતી દેખાતી હતી. નિર્મળ આકાશમાં ક્વચિત્ ક્વચિત્ વિજળીનો ઝબકારો થાય તેમ આસપાસ પ્રસરી રહેલા ધવલ પ્રકાશમાં કોઇ કોઇ વાર દેખા દેતી મૃણાલિનિ ત્યાં આવતી જતી જણાતી હતી, અને પૂજાની અલૌકિક શોભાથી અંજાતી સરિતાદેવીનો ભક્તિભાવ હૃદયમાં ઉતારતી હતી.

હૃષીકેશચંદ્ર એ પૂજાના ઠાઠથી ક્ષણવાર અંજાયો અને પરાપૂર્વથી ચાલ્યા આવતા એ હિંદુઓના રિવાજની મહત્તા અને ગૌરવ ઉપર વિચાર કરતો કરતો આગળ ચાલ્યો. એનું મસ્તક ચગડોળે ચ્હડયું. અનેક વિચારોએ તેને ઘેરી લીધું. હૃષીકેશચંદ્રનું હૃદય તેને પુછવા લાગ્યું: "આપણું શિક્ષણ આપણી આ ધાર્મિક ભાવનાઓને પોષે છે?"

હૃષીકેશચંદ્ર ડોકું ધુણાવીને ખેદ સાથે મનમાં બોલ્યો: "ના, ના."

સાથે સાથે તેના મનમાં દેશદાઝની લાગણી જાગૃત થઇ અને હૃદયમાં વિચાર સ્ફુર્યો:

"ધર્મ વગર સ્વમાન નથી; સ્વમાન વગર ચારિત્ર્ય નથી; અને ચારિત્ર્ય વગરની પ્રજા નિઃસત્વ જ જાણવી."

"પણ શું ધર્મ માત્ર આવી બાહ્યપૂજામાં જ સમાઈ રહેલો છે?"

"ના, ના. એ તો તેનું માત્ર બાહ્ય સ્વરૂપ છે. ધર્મ એટલે

આપણી પ્રાચીન સંસ્કૃતિનો વિકાસ. પ્રાચીન સંસ્કૃતિ આર્યોનું જીવન છે. એ જ તેમની રાષ્ટ્રીયતા છે. એ જ તેમની રાષ્ટ્રભાવનાનો પાયો છે. એ પ્રાચીન સંસ્કૃતિના સુંદર વિકાસ વગર હિંદી રાષ્ટ્રના પાયા મજબૂત થનાર નથી. એના વિકાસમાં જ આર્યોનું બળ છે, તેમાં જ તેમની એકતા છે, તેમાં જ તેમનું રાષ્ટ્રીયત્વ છે. એ સંસ્કૃતિની સુંદર ખીલવણીથી આર્યોની વિશાળ ભાવનાઓ જાગૃત થશે, ખીલશે, ફાલશે, અને ફળશે, અને આર્યપ્રજા બળવાન, સ્વધર્મનિષ્ઠ અને સ્વદેશભક્ત બની, જગતે નહીં જોયાં હોય તેવાં અદ્‌ભૂત કામો કરવાને તત્પર થશે."

હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં ગરક થયો અને આધુનિક સ્થિતિ તરફ દૃષ્ટિ નાંખતો મનમાં બોલ્યો:

"અફસોસ ! એ પ્રાચીન સંસ્કૃતિ હણાવા બેઠી છે. એ જો નાશ પામશે તો આર્યપ્રજા છિન્નભિન્ન થઇ રહેશે. એ પ્રાચીન સંસ્કૃતિનું સંરક્ષણ કરવું એ દરેક હિંદુની પ્રથમ ફરજ છે."

ક્ષણવાર હૃષીકેશચંદ્ર આમ તેમ જોવા લાગ્યો. તેની દૃષ્ટિ પાછી સરિતાદેવી ઉપર પડી. કંઇક આનંદથી તેના મનમાં વિચાર સ્ફુર્યો:

"હજી પણ એ પ્રાચીન સંસ્કૃતિના બાહ્ય સ્વરૂપને સરિતાદેવી જેવી સ્ત્રીઓએ ટકાવી રાખ્યું છે અને પ્રિયંવદા જેવી સતીઓ તેને પોષે છે."

ભારતની પ્રાચીન સંસ્કૃતિનો વિચાર કરતો અને સરિતાદેવી તથા પ્રિયંવદા જેવી શુદ્ધ આર્યાઓને મનથી નમતો હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો અને રસ્તામાં મૃણાલિનિ સામી મળી તેના તરફ આનંદ અને આશ્ચર્યની સાથે જોઇ મનમાં બોલ્યો: "જેવી માતા હોય તેવી પુત્રી થાય. માના સંસ્કાર પુત્રીમાં ઉતરે જ. મોરનાં ઈંડાં ચીતરવાં પડતાં નથી. મૃણાલિનિ, પ્રિયંવદાના ધાર્મિક સંસ્કારો તારા હૃદયમાં ઉતરશે અને તું પણ એક વાર જગતને તારી ધાર્મિકતાથી ધ્રુજાવી મુકીશ."

હૃષીકેશચંદ્ર ત્યાં ને ત્યાં જ ક્ષણવાર અટક્યો અને મૃણાલિનિ વિષે ઉંડા વિચારમાં પડી ગયો. તેનું શુદ્ધ, સાદું વર્તન, ધાર્મિક ભાવનાઓ અને કુંવારાવસ્થા, સઘળું તેની માનસિક દૃષ્ટિમાં તરી આવ્યું અને તે વધારે આશ્ચર્યથી તેની પાછળ જોઇ રહ્યો.

મૃણાલિનિ અદૃશ્ય થઇ એટલે એના મનમાં વિચાર આવ્યો: "પણ આવી સુસંસ્કારી બાળાનું પાણિગ્રહણ કોણ કરશે? આવું અમૂલ્ય રત્ન કોઇ અસંસ્કારીને હાથે છુંદાઈ જશે! તેના હૃદયનો વિકાસ કોણ કરશે?"

હૃષીકેશચંદ્ર હિંદુઓની આધુનિક લગ્નપદ્ધતિ ઉપર વિચાર કરવા લાગ્યો: "લગ્નના કરાર પ્રમાણે જીવન કેટલાઓ ગાળે છે? મનુસ્મૃતિ કહે છે કે પતિએ સ્ત્રીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત કરાવવાં; પણ કેટલા પતિઓ મનુસ્મૃતિ પ્રમાણે ધાર્મિક જીવન ગાળે છે અને કેટલા સ્ત્રીને તે માર્ગે દોરે છે? સ્ત્રીઓની અધમ દશાને માટે પુરૂષો જ જવાબદાર છે."

હૃષીકેશચંદ્ર ઉંડા નિસાસો નાંખીને મનમાં બોલ્યો: "સ્ત્રીને સ્વતંત્રતા નહીં. ઓ ભારતવાસીઓ! તમે સ્ત્રીઓને સ્વતંત્રતા આપતા નથી તો પછી તમે પણ સ્વતંત્રતા મેળવવાને લાયક નથી. જે બીજાને સ્વતંત્રતા આપે નહીં તે પોતે સ્વતંત્રતા મેળવી શકે જ નહીં."

હૃષીકેશચંદ્રની વિચારમાળા ચાલી રહી અને વિચાર કરતે કરતે તેને દીનબંધુ સાંભર્યો અને સાથે ભાગીરથી પણ યાદ આવી. હૃષીકેશચંદ્ર દીનબંધુને મનમાં કહેવા લાગ્યો:

"દીનબંધુ! ભાગીરથીભાભીની અજ્ઞાન દશાને માટે તું જવાબદાર છે. પથ્થરમાંથી રત્ન ઉત્પન્ન કરવું એ સુશિક્ષિતોનું કામ છે. તમારાથી તે ન થાય તો પછી, ઓ પેટભરા સ્વાર્થીઓ, બળી તમારી વિદ્યા.

"સ્ત્રીને સ્વાતંત્ર્ય નહીં, એ વિચાર મારા હૃદયને વલોવી નાંખે છે. સ્ત્રી પુરૂષોના આનંદનું મથક છે, વિશ્રામનું સ્થાન છે, પ્રેમનું ધામ છે, અને વિશ્વાસનું પાત્ર છે; રે, તે પુરૂષનો આત્મા જ છે. તેને સ્વતંત્રતા નહીં, શુભ સંસ્કાર નહીં, કેળવણી નહીં, એ વિચારથી મારૂં હૃદય ચીરાય છે."

"પણ ભારતવાસીઓ યાદ રાખજો કે સ્ત્રીઓને અભણ રાખવાથી તમને જ દુઃખ થશે. તેઓ ઉલટી તમારા સંતાપોને વધારશે."

આમ વિચાર કરતો કરતો હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો અને લાઇબ્રેરીમાં બિપિનચંદ્ર બેઠો હતો ત્યાં તે ગયો.

અધિકાર અને દ્રવ્ય બંને હવે બિપિનચંદ્રની પાસે એકઠાં થયાં હતાં, પણ સુવિધાથી અલંકૃત થયેલું તેનું મન नम्रत्वेनोन्नमन्तः એ પ્રમાણે નમ્રતાથી ઉન્નત થયેલું હતું. અમલદારીનો રોફ, ગર્વ, કે દમામ તેનામાં બીલકુલ નહોતો. તે નિરભિમાની હતો અને બહારનો ઠાઠ કે ભપકો એને બીલકુલ ગમતો નહીં. સાદું જીવન અને ઉચ્ચ વિચાર એના જીવનનાં સૂત્રો હતાં. પ્રાચીન ઋષિ જેવું તે જીવન ગાળતો પણ દેશકાલાદિને અનુસરીને પ્રવૃત્તિ અને નિવૃત્તિ બંનેનો યોગ જીવનમાં સાધતો. આર્યોનાં પ્રાચીન સત્યો સાથે પાશ્ચાત્ય પ્રજાના સદ્‌ગુણોનું સંમેલન કરી, વિવેક વાપરી, જીવનની રૂપરેખા તે આંકતો. આત્મસુધારણામાં તે પ્રાચીન સત્યોને પ્રમાણભૂત ગણતો અને જગતના વ્યવહારિક જીવનમાં પાશ્ચાત્ય પ્રજાનાં અંગબળ, સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા, અને હિંદની પ્રાચીન સામાજીક સંસ્થાઓની તુલના કરી જીવનને વહેવરાવતો. પાશ્ચાત્ય પ્રજાનાં સાહસ, ધૈર્ય, અને સ્વદેશપ્રીતિ, આર્ય પ્રજાની અધ્યાત્મિકતા, નમ્રતા, અને સહનશીલતાની સ્હામે તે ધરતો અને બંનેનું માપ કહાડી, જીવનના આદર્શો બાંધતો, અને તે આદર્શોથી પોતાનું ચારિત્ર્ય ઘડતો.

બિપિનચંદ્રના બંગલામાં પ્રવેશ કરવાને કોઇને પણ અટકાવ નહોતો. યુરોપિયનોના રિવાજ પ્રમાણે નામદર્શક ચીઠ્ઠી ( કાર્ડ ) ઓળખાણ કરાવવાને મોકલવાની જરૂર નહોતી. હૃષીકેશચંદ્ર અંદર ગયો તે વખતે બિપિનચંદ્ર પોતાની લાઇબ્રેરીમાં એક સાદી ખુરશી ઉપર બેઠો હતો. પુસ્તકાલયમાં ચારે બાજુએ મોટાં મોટાં પુસ્તકોથી ભરેલાં કબાટ મુકવામાં આવ્યાં હતાં, અને વચમાં ગોઠવેલા એક મોટા અને લાંબા મેજ ઉપર અનેક વર્તમાનપત્રો અને માસિકો પડેલાં હતાં. વ્યવસ્થાની તો ત્યાં કંઈ બાકી જ નહોતી. એ મેજની એક બાજુએ એક સાદી ખુરશી ઉપર બિપિનચંદ્ર બેઠેલો હતો. હૃષીકેશચંદ્ર અંદર ગયો એટલે હસતે વદને બિપિનચંદ્ર ખુરશી ઉપરથી જરાક ઉઠયો અને પાસે પડેલી એક ખુરશી ઉપર હૃષીકેશચંદ્રને બેસાડયો.

એ વખતનો દેખાવ ઘણો આલ્હાદજનક હતો. જાણે કે હરિ અને હરની ભેટ થઇ હોયની! કવિ ભવભૂતિએ કહ્યું છે:

**सतां सद्भिः संगः कथमपि पुण्येन भवति.**

તેમ, બંને મનોનિગ્રહવાળા, સંયમી, કલ્યાણી પ્રકૃતિવાળા, આત્માના પ્રદેશમાં ઉડનારા, વિદ્વાન અને ગુણીજનોનોજ આ સમાગમ હતો. રાજ્યનાં અનેક કામોનેલીધે બિપિનચંદ્ર ઘણા દિવસથી નવરો થતો નહીં અને કોઇને મળતો નહીં. આજે ઘણે દિવસે, તેઓ મળ્યા તેથી બંનેના આનંદનો પાર રહ્યો નહીં. જાણે કે શ્રીકૃષ્ણનાં ચરણ કમળના સ્પર્શથી પવિત્ર થયેલી કાલિન્દી અને પતિતપાવની પવિત્ર જાન્હવી બંનેનો સંગમ થયો હોય તેમ પાશ્ચાત્ય વિદ્યામાં એમ. એ. સુધીનો અભ્યાસ કરવાને ભાગ્યશાળી થયેલા, સંસ્કૃત સાહિત્યમાં આમળ વધેલા અને ધાર્મિક માબાપના ધાર્મિક સંસ્કારોમાં ઉછરેલા હૃષીકેશચંદ્ર અને વધારે અનુભવી, વિવેકી, પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય સાહિત્યમાં નિષ્ણાત થયેલા, ઉચ્ચ ભાવનાશીલ, ઉદાર આશયવાળા, ઉત્કટ દેશદાઝ, ધાર્મિક હૃદય, અને દૃઢ ચારિત્ર્યથી અલંકૃત થયેલા બિપિનચંદ્ર વચ્ચે મેળાપ થઇ રહ્યો.

એક બીજાને જોઇને બંનેનાં મુખ ઘણાં મલકાઇ ગયાં. બંનેના ચહેરા ઉપર મધુર સ્મિત રમી રહ્યું. બંનેનાં હૈયાં હર્ષથી ઉભરાઇ ગયાં. બંનેનાં ચિત્ત અને આત્મા પ્રસન્ન થઇ તેમની મુખાકૃતિઓ પ્રફુલ્લ દેખાવા લાગી.

બિપિનચંદ્ર બહુ ઉંચો કે નીચો નહોતો. તેનું કદ મધ્યમ હતું. શરીરે તે બહુ જાડો નહોતો પણ તેનું શરીર ભરાવદાર અને વક્ષસ્થળ ઘણું અહોળું હોવાથી તેનો બાંધો મજબૂત હોય તેમ લાગતું હતું. તેનો ચહેરો ભવ્ય અને વિચારવંત દેખાતો હતો. તેના વિશાળ લલાટ ઉપર ઉંડા મનનનાં ચિન્હ રૂપે રેખાઓ દેખાતી હતી. તેના મુખ ઉપર એટલી બધી શાંતિ વ્યાપી રહેલી હતી કે તેની સંનિધિમાં બેસતાં હૃષીકેશચંદ્રને એમ લાગ્યું કે જાણે તે પ્રાચીન સમયના કોઇ મહાન ઋષિ પાસે જ બેઠો છે.

બિપિનચંદ્રે હૃષીકેશચંદ્રને કુશળ વર્તમાન પુછયા. બીજી અનેક વાતો ચાલી. સાહિત્યનો વિષય ચર્ચાવા લાગ્યો. ગુજરાતી સાહિત્યની અનેક ખામીઓ દર્શાવીને હૃષીકેશચંદ્ર બોલ્યોઃ—

"પ્રજાનું સાહિત્ય જ પ્રજાના આચાર, વિચાર, અને ભાવનાઓ દર્શાવે છે. કોઇ પણ પ્રજાનું સાહિત્ય મને આપો અને હું

કહીશ કે તેનાં વિચાર કેવા છે; તે ઉદયને માર્ગે વળેલી છે કે નહીં. આપણું સાહિત્ય નિર્માલ્ય, સત્વ વગરનું અને ઉપરચોટીયું છે. હજારો પુસ્તકો બહાર પડે છે પણ પુસ્તકોની સંખ્યા અને યોગ્યતાના પ્રમાણમાં આસમાન જમીનનો ફેર છે. અધમ અને નિર્માલ્ય સાહિત્ય ફાયદો કરવાને બદલે પ્રજાજીવનનાં મૂળીયાંમાં ઘણું ઝેરી પાણી રેડે છે. સાહિત્ય હૃદયની ઉર્મિઓ અને આત્માના ઉદ્‌ગારોથી જ ભરેલું હોવું જોઇએ. તેના વિષયો ઉચ્ચ હોવા જોઇએ. તેના લેખકો સંસ્કારી જોઇએ. આવા સાહિત્ય વડે જ જાપાન, અમેરિકાદિ દેશો પોતાની ઉન્નતિ કરી રહેલા છે. આપણા સાહિત્યમાં કેટલાંક સારાં પુસ્તકો છે, પણ તે ગણ્યાંગાંઠયાં જ. ”

બિપિનચંદ્ર—“ એક મહાન બંગાળી પુરૂષ કહેતા હતા કે ભારતવર્ષની ઉન્નતિ કરવાનું કાર્ય ઈશ્વરે બંગાળાને જ સોંપેલું છે, અને તેથી કરીને બંગાળા આજે તે પવિત્ર કાર્ય કરવાને બીજા પ્રાંતો કરતાં વધારે આગળ પડી રહ્યું છે. ઔદ્યોગિક, સામાજીક, ધાર્મિક અને કેળવણી વિષયક બાબતમાં બંગાળા આગળ પડતો જ ભાગ લે છે. સાહિત્યનું ક્ષેત્ર બંગાળાએ જેટલું ખેડયું છે તેટલું બીજા કોઇ પણ પ્રાંતે ખેડયું નથી.”

હૃષીકેશચંદ્ર—“ એ ભાવનામાં બંગાળાને દૃઢ વિશ્વાસ છે એમ દરેક બંગાળી નેતાના વર્તન ઉપરથી જણાઇ આવે છે. એ ભાવનાના આવિર્ભાવમાં કંઇક ગર્વની છટા ઉઘાડી માલમ પડે છે, પણ આ ઠેકાણે એટલું તો લક્ષમાં રાખવું જોઇએ કે એવી શ્રદ્ધા રાખ્યા વગર મનુષ્ય કોઇ પણ મહત્ત્વનું કાર્ય કરવાને શક્તિવાન થતો નથી. છતાં પણ આ બંગાળીઓનો ગર્વ છેક પાયા વગરનો નથી. તેમના ભૂતકાળનો અને વર્તમાનકાળનો ઇતિહાસ વાંચનારને માલમ પડશે કે તેમનો એ ગર્વ ન્યાયસર છે. બંગાળામાં ધર્મસુધારણાવાદી, સમાજસુધારક, રાજ્યનીતિશાસ્ત્રજ્ઞ, પુરાણવસ્તુસંશોધક, શાસ્ત્રીય શોધક, સાહિત્ય સેવક, વકતાઓ, લેખકો, અને કવિઓની એક મોટી પરંપરા ચાલી રહેલી છે. રાજા રામમોહનરાય અને કેશવચંદ્રસેન જેવા ઇશ્વરવાદપ્રવર્તકો અને સમાજસેવકો, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર જેવા સમાજ સુધારક, શ્રીરામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદ જેવા ધર્મસંસ્થાપકો, બંકિમચંદ્ર જેવા સાહિત્યસેવક,

સુરેન્દ્રનાથ જેવા વકતાઓ, હિંદની કીર્તિ ઉજ્જવળ કરનાર રવીન્દ્રનાથ જેવા જગવિખ્યાત કવિઓ અને પ્રસિદ્ધ જગદીશચંદ્ર બોઝ જેવા વિજ્ઞાનશાસ્ત્રીઓ, અન્ય સ્થળે મળવા મુશ્કેલ છે. એવા સંસ્કારી પુરૂષોથી બંગાળી સાહિત્ય ઉચ્ચ અને ધર્મ, તત્વજ્ઞાન, સમાજ સુધારણા, કેળવણી, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર વગેરે વિષયોથી ભરપુર થઇ રહેલું છે. ગુજરાતમાં એવા ઉત્કટ દેશદાઝવાળા અને સંસ્કારી પુરૂષો જેમ જેમ વધતા જશે તેમ તેમ તેનું સાહિત્ય ઉચ્ચ, સંસ્કારી અને સર્વદેશીય થતું જશે."

હૃષીકેશચંદ્ર ક્ષણવાર ચુપ રહ્યો. ક્ષણવાર પછી બિપિનચંદ્રે પુછ્યું: "એવા સંસ્કારી પુરૂષો સર્વત્ર ઉત્પન્ન નહીં થવાનું કારણ તમે શું ધારો છો?"

હૃષીકેશચંદ્ર—"પાશ્ચાત્ય વિલાસોમાં આપણું શરીર, મન અને દ્રવ્ય ક્ષીણ થાય છે. પાશ્ચાત્યોને અનુસરીને રાજકીય સુધારણા એજ ખરી સુધારણા છે એમ આપણે માની બેઠા છીએ. હિંદનું જીવન અધ્યાત્મિક છે. અધ્યાત્મિકતા હિંદુઓના લોહીમાં–નસે નસે–વહી રહેલી છે. હિંદુઓના જીવનનો હેતુ ધર્મ છે, ધર્મ તેમના જીવનનું લક્ષ્ય છે, ધર્મ તેમના જીવનનો આધાર છે, અને ધર્મ તેમના જીવનનો પાયો છે. એ ધાર્મિકતાને માર્ગે જ વહેવરાવેલું જીવન હિંદુઓનું ખરૂં જીવન છે. તેમાં જ તેની ગતિ છે, તેમાં જ તેનો ઉદય છે. એ અધ્યાત્મિકતાનો પુનરોદ્ધાર કરો અને અનેક સંસ્કારી પુરૂષો તમે ઉભા કરી શકશો. બંગાળીઓમાં ધર્મભાવના જાગૃત થયા પછી જ તેમનું સાહિત્ય આટલું ખેડાયું છે."

બિપિનચંદ્ર વિચાર કરતો કરતો હૃષીકેશચંદ્રની સ્હામે જોઇ રહ્યો. તેના વિચારવંત અને ભવ્ય ચહેરા ઉપર ધાર્મિક અને પવિત્ર લાગણીઓનો દિવ્ય પ્રકાશ છવાઇ રહેલો તેને દેખાયો. તેની મુખમુદ્રા વધારે ને વધારે ગંભીર થતી જણાઇ. હૃદય ઉંડાં સત્યોના અગાધ મહાસાગરમાં ડુબ્યું હોય અને તેમાંથી અધ્યાત્મિક ઉર્મિઓ રૂપી મોજાંઓ ઉછાળા મારી ઉપર આવી મુખાકૃતિને અજવાળી તેને તેજસ્વી બનાવતાં હોય તેમ તેને લાગ્યું. એટલામાં પાછો હૃષીકેશચંદ્ર બોલ્યો:—

જ છે. 'હિંદ' એ શબ્દ કોઇ જડ પદાર્થ સૂચવતો નથી. તે અનેક વ્યક્તિઓનો સમૂહ સૂચવે છે. એ જનસમૂહના—અનેક વ્યક્તિઓના-કલ્યાણને માટે, તેને રોગમુક્ત, અજ્ઞાનમુક્ત, કે ક્ષુધાતૃષાથી રહિત કરવાને સમાજોએ કોઇ પણ પ્રત્યક્ષ કાર્ય કશું કર્યું છે તે મને બતાવો. એવા કાર્યનો અભાવ આપણામાં સહૃદયતાની ખામી જણાવે છે. આધ્યાત્મિકતા વગર એ સહૃદયતા આવવી મુશ્કેલ છે. જેમ સહૃદયતાની જરૂર લોકકલ્યાણના વિષયોમાં છે તેમ તેની જરૂર સાહિત્ય, ઉદ્યોગ, રાજ્યપ્રકરણ, શાસ્ત્રીય શોધન, કુટુંબભાવના વગેરેમાં પણ છે."

બિપિનચંદ્રની બુદ્ધિ એ વાતને કબુલ કરવા લાગી. તેનું સ-જાતીય હૃદય તેમાં સાક્ષી પુરી રહ્યું અને તેનો અંતરાત્મા તેમાંથી ઉંડો બોધ લેવા લાગ્યો.

ક્ષણવાર બંને જણ એક બીજાની સ્હામે જોઇ રહ્યા. હૃષીકેશચંદ્રની ઉચ્ચ ભાવનાઓ, શાંત અને ભવ્ય દેખાવ જોઇને બિપિનચંદ્રને તેના નાનપણના દિવસો યાદ આવ્યા અને તેણે હસતે હસતે કહ્યું:—

" વિદ્યાર્થી તમારામાં કેટલો બધો ફેરફાર થઇ ગયો છે ! તમને તમારા નાનપણના દિવસો યાદ આવે છે કે ? તમારાં બહેન બકુલ, ઉષા, વગેરે નાનપણમાં એકઠાં રમતાં, તમે તમારાં બહેન સાથે આવતા, અમારી પાછળના વાડામાં ફરતા, ચણીબોર વીણતા, 'લે બહેન' એમ કહીને બહેનને આપતા અને તે ખાઇ જાય એટલે 'મારૂં બોર કેમ ખાઇ ગઇ ? પાછું લાવ.' એમ કહીને તેના પેટમાંથી પાછું કહડાવવા જેટલું તોફાન કરતા. કેમ સાંભરે છે કે ? "

એમ બોલતે બોલતે બિપિનચંદ્ર હશી પડયો અને બંને જણ ખડખડ હસવા લાગ્યા. "હવે તો તમે મોટા થયા ! હજી પણ એવી ગાંડાઇ કહાડો છો કે ? " બિપિનચંદ્ર વધારે હસતો હસતો બોલ્યો.

" હવે તો બિચારી બહેન મારે ઘેર આવવાને પણ નવરી નથી. એના સાસરાનું કુટુંબ બહુ બહોળું છે, અને એને કામ બહુ પહોંચે છે. પણ એ બિચારી કોઈ દિવસ ફરીયાદ કરતી નથી. " હૃષીકેશચંદ્રે કહ્યું.

" તેઓ બધાંયે હજી એકઠાં જ રહે છે ? તેમનું કુટુંબ હજી અવિભક્ત જ છે, કેમ ? " બિપિનચંદ્રે પુછ્યું.

"હા, હજી તેઓ બધાં એકઠાંજ રહે છે. પશ્ચિમના વ્યક્તિવાદનો કે જડવાદનો પવન હજી એમના કુટુંબમાં વાયો નથી." હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

બિપિનચંદ્ર—"આપણાં કેટલાંક અવિભક્ત કુટુંબો હજી પણ જીવનની પવિત્ર અને ઉચ્ચ ભાવનાઓને પોષે છે. ભાઇભાઇનાં પરસ્પર પ્રેમ, ભાઇ બહેનના સ્નેહ, પિતા પુત્રના પવિત્ર સંબંધ, ભાંડુ ભાંડુઓના વ્હાલ, અને માતા પુત્રનાં હેત, હજી પણ એ કુટુંબોમાં જોવામાં આવે છે. જુની ધાર્મિકતા, પતિ પત્નીના વિશુદ્ધ પ્રેમ અને મર્યાદાશીલ જીવન, હજી પણ તેમાં નજરે આવે છે. જ્યાં પાશ્ચાત્ય જડવાદ અને વ્યક્તિવાદનો ઝેરી પવન વાયો છે ત્યાં આ સર્વ વ્યવસ્થા છિન્ન ભિન્ન થયેલી લાગે છે. ત્યાં જીવન ખારૂં થઇ રહ્યું છે. ત્યાં કુટુંબની ભાવનાઓને સ્થાને દ્રવ્યલાલસા સામ્રાજ્ય ભોગવે છે. જે કુટુંબના મૂળમાં જડવાદ રૂપી ઝેરી પાણી રેડાયું છે તેમાં ઉદાત્ત વિચારોનો નાશ જ થયો છે.

હૃષીકેશચંદ્ર સાંભળતો સાંભળતો ચારે બાજુએ નજર ફેરવવા લાગ્યો. જુવે છે તો બિપિનચંદ્રનો સ્વદેશી પોશાક તેની દૃષ્ટિએ પડયો. ત્યાં ગોઠવેલી સર્વ વસ્તુઓ દેશી કારીગિરિની બનાવટો જણાવા લાગી. પાસે પડેલો ખડીયો, પેન્સીલ, હોલ્ડર, કાગળ, સર્વ દેશી કળાના ઉત્તમ નમુના દેખાયા. લાઇબ્રેરીમાં પાથરેલી શેત્રંજીઓ હાથતું ઉત્તમ વણાટકામ દર્શાવતી હતી. ત્યાં ટાંગેલી સઘળી છબીઓ દેશી બાંધવોની જ હતી. તે સૌની વચમાં સાદાં શ્વેત વસ્ત્રો ધારણ કરીને હિંદના પ્રાચીન સમયનો કોઇ ઋષિ બેઠો હોય તેમ બિપિનચંદ્ર વિરાજતો હતો.

હૃષીકેશચંદ્રે થોડીવાર નજર આમ તેમ ફેરવી એટલામાં પીયુષકાન્ત અને પ્રિયંવદા ત્યાં આવ્યાં. તેમની પાછળ પાછળ મૃણાલિનિ હાથમાં એક પુસ્તક લઇને આવી. તેને જોઇને પ્રિયંવદા બોલી ઉઠીઃ—"જ્યાં જઇએ ત્યાં પાછળ પાછળ ફરજે! એક જગ્યાએ જરા સ્થિર થઇને બેસીશ નહીં!"

મૃણાલિનિ—"મને ઉત્તરરામચરિતમાંનો એક શ્લોક આવડતો નથી, તે હું બિપિનભાઇને પુછવાને આવી છું. એમાંનું કેટલુંક સમજાય છે અને કેટલુંક સમજાતું નથી."

બિપિનચંદ્ર—જોઈએ, કયો શ્લોક છે?

મૃણાલિનિ તે બતાવવા લાગી.

બિપિનચંદ્ર—તને શું આવડે છે તે કહે અને પછી શું નથી સમજાતું તે કહે.

મૃણાલિનિ—એમ કરીને તમારે મારી પાસે જ બધા શ્લોકનો અર્થ કરાવવો છે એમ જ કહોને!

બિપિનચંદ્ર—ત્યારે પહેલું જે સમજાતું નથી તે કહે.

મૃણાલિનિ—એટલે બાકીનું મારાથી સમજાય જ છે એમ કરીને તે તો તમે પડતું જ મુકો! કેવા પક્કા છો!

પ્રિયંવદા—નકામું અમસ્તુ માથું શું પકવે છે? જે પુછવું હોય તે પુછી લેની.

મૃણાલિનિ—નકામું માથું પકવવાને આટલે સુધી હાલી ચાલીને આવ્યાં હઈશું?

પ્રિયંવદા—હા, બે ચાર ગાઉ ચાલીને આવી હઈશ તો!

મૃણાલિનિ—લ્યો, ત્યારે આવડે છે તે કહું છું. પણ ગાંડું ઘેલું બોલું તો કોઈ હસશો નહીં એટલી શરત.

પ્રિયંવદા—તારે ગમે તેમ કરીને ગાંડું ઘેલું બોલવું જ છે એમજ કહેની?

મૃણાલિનિ—લ્યો, ત્યારે સાંભળો. ના, પણ મને નથી આવડતું તેટલું જ પુછું છું.

પ્રિયંવદા—જો પાછી ફરી ગઈ, ખરી! તારા બોલવાના તે કંઈ ઢંગ છે?

મૃણાલિનિ—તમે તે દહાડે બિપિનભાઈ પાસે શિખતાં-ના, પણ, જાવ, નથી જ કહેતી.

પ્રિયંવદા—ના, કહી જ નાંખને! એમાં શી ચોરી હતી? નાએ આવડે.

મૃણાલિનિ—ત્યારે અમારાથી પણ અરધું સમજાય અને અરધું નાએ સમજાય.

પ્રિયંવદા—બધુંએ સમજાતું નથી એમ જ કહેને!

મૃણાલિનિ—લ્યો, ત્યારે એમ જ !

પ્રિયંવદા—જુઓ, કેવી છે ! આટલું કહેવાને એણે કેટલી માથાકુટ કરી. ઝટ લઇને કહ્યું હોત કે આ બધુંએ સમજાવો, તો આટલી માથાકુટ કરવી પડત ?

મૃણાલિનિ—લ્યો, ત્યારે હવે સમજાવો.

મૃણાલિનિ કેવળ મુગ્ધા જ હતી. બધાંના દેખતાં "આ નથી આવડતું, સમજાવો" એમ કહેતાં તે શરમાતી હતી. વિદ્યાને લીધે તેનામાં કંઇક વિનય આવેલો હતો અને તેનું પવિત્ર હૃદય તે વિનયને વધારી તેના આચરણમાં શુભ સંસ્કારોનો વાસ કરાવતું હતું. આમ વૃદ્ધિને પામેલો વિનય તેના જીવનને નિયમમાં રાખતો, ને તેના આચરણની મર્યાદા બાંધતો, પણ તેની બુદ્ધિને સ્વાતંત્ર્ય આપતો. પણ તે બાળા હજી બાળા જ હતી. બાળપણની નિર્દોષ મસ્તી તેનામાંથી હજી ગઈ નહોતી. તેનો રમતીયાળ સ્વભાવ હજી તેવો ને તેવો જ હતો. ઠઠ્ઠામાં, ગમ્મતમાં, અને આડાઇ કરવામાં એને હજી મઝાજ પડતી. પણ તેના આ રમતીયાળ સ્વભાવને લીધે તેનામાં બાળાની નિર્દોષિતા સદૈવ વાસ કરીને રહેતી અને દુનિયાદારીનો ઝેરી પવન તેને સ્પર્શ કરી શકતો નહીં.

પુસ્તક એકજ હતું અને તે બિપિનચંદ્રના હાથમાં હતું. તેમાં બંનેને જોવાનું હતું. મૃણાલિનિ બિપિનચંદ્ર પાસે વાંકી વસીને ઉભી રહી અને તેમાં જોવા લાગી. એ વખતે તેની નાજુક શરીરયષ્ટિ જાણે કે જુઇનો વાંકો વળેલો વેલો હોય અને તે કોઇ વૃક્ષનો આધાર લેવાને તેને વળગતો હોય તેવી દેખાતી હતી. પોતાના મુખ આગળ અડકાડેલો તેનો કોમળ જમણો હાથ, મુખરૂપી કમળની જાણે ડાંડી હોય તેમ શોભા આપી રહ્યો હતો.

બિપિનચંદ્ર એને શ્લોક સમજાવવા લાગ્યો. મૃણાલિનિ કંઇક સમજે, કંઇક સમજ્યાનો ડોળ જ કરે, કંઇક ખોટું ને ખોટું 'ઉંહ, ઉંહ' કરે અને સઘળું ગમ્મતમાંજ કહાડે. જેની ને તેની 'હા' જ કહેતી મૃણાલિનિને જોઇને બિપિનચંદ્ર બોલી ઉઠયોઃ "તું સમજે છે કે અમસ્થી જ હા એ, હા, કર્યા કરે છે!"

મૃણાલિનિ—"હું તો, તમે કહેતા હશો તે ખરૂં જ કહેતા હશો. તેની હા કહું છું. હું સમજી કે નહીં તેની હા હું કહેતી નથી."

એ સાંભળીને સૌ ખડખડ હસી પડયાં; પ્રિયંવદા જરા હસી તો ખરી પણ એને એ વાત બહુ પસંદ પડી નહીં. ગમ્મતને પણ હદ હોય એમ તેનું ગંભીર હૃદય તેને કહેવા લાગ્યું અને તે એકદમ બોલી ઉઠી:

" મોઇ, માથું ઝીકવનારી બહુ જબરી છે. એને તો બધી વાતમાંએ ગમ્મત ને ગમ્મતજ. વખત જાય છે તેનું એને ભાન છે?"

મૃણાલિનિ—" પણ મને પુછે કે " તું સમજી ? " ત્યારે હું હા, કે ના, કહું ને ! "

પ્રિયંવદા—ને ત્યારે હું પુછું છું " તું સમજી ? "

મૃણાલિનિ—" લ્યો ત્યારે હું કહું છું—" ના–આ–આ. "

આમ કહેતી મૃણાલિનિ વાંકી હતી તે સીધી થઇને ઉભી રહી. ઉષાના રક્ત વર્ણ સરીખી તેના મુખ ઉપરની લાલ સુરખી એ વખતે વધારે તેજસ્વી દેખાવા લાગી. તેના જુદા પડેલા બંને હોઠ જાણે રક્ત કમળની કુંકુમ સરીખી એ લાલ પાંખડીયો હોય તેમ શોભા આપી રહ્યા. દાડમના દાણા જેવા તેના દાંત કમળપુષ્પની પરાગનાં રજકણો જાણે હારબંધ વળગી રહ્યા હોય તેવા ભાસવા લાગ્યા. તેના નાજુક બંને હાથ કદળી વૃક્ષનાં–બંને બાજુએ નમી પડેલાં–એ કુમળાં પત્રો જેવા સુંદર દેખાવા લાગ્યા. તેણે પહેરેલું ઝીણું ધોળી કોરવાળું, ફુલગુલાબી રંગનું વસ્ત્ર તેના શરીરના રંગ સાથે મળી જતું હતું. બિપિનચંદ્રના ઘરની નાજુકડી કમલિની, સૌંદર્યના શશી સરીખડી મૃણાલિનિ, ઘડીકમાં તેનાં હરિણી સરિખાં ચપળ નયનો પ્રિયંવદા તરફ ફેરવતી, ઘડીકમાં હૃષીકેશચંદ્ર તરફ વાળતી, વિવિધ ભાવ દર્શાવતી, સૌંદર્યની દેવી સમાન શોભવા લાગી.

પ્રિયંવદા ભ્રકુટિ ચ્હડાવી મૃણાલિનિ રહામે જોવા લાગી અને બોલી ઉઠી: " એક ' ના ' કહેવી તેમાં આટલા બધા ચાળા ? "

બિપિનચંદ્ર ફરીથી શ્લોક સમજાવવા લાગ્યો. તેમાં આવેલી પૌરાણિક કથાને લગતી બીનાઓ કહેવા લાગ્યો. એ વખતનો બિપિનચંદ્રનો ભાવ, ઉલ્લાસ અને રસપૂર્ણ હૃદય જોઇને પીયુષકાન્ત વચમાં બોલી ઉઠયો: " પુરાણની કથાઓને તમે ખરી માનો છો ? "

બિપિનચંદ્ર—" ખરી માનો કે ખોટી! પણ પુરાણોની પવિત્ર ભાવનાઓ, તેમના ઉચ્ચ આશયો, તેમાં દર્શાવેલાં આર્યોનાં પરાક્રમો, તમારે તમારી નજર આગળ નમુના તરીકે રાખવાં જ પડશે. પ્રાચીન સમયની ધાર્મિકતા, શ્રદ્ધા, સત્યાગ્રહ, અડગ નિશ્ચય, સંયમ અને બ્રહ્મચર્યને તમારે આદર્શ તરીકે લેવાં જ પડશે. પુરાણના વીર પુરૂષો, સંતો, સાધુઓ, સતીઓ, વીરાંગનાઓને તમારે દૃષ્ટાંત તરીકે હૃદયમાં રાખવાં જ પડશે. ભૂતકાળના રાજનીતિજ્ઞ પુરૂષો, દેશહિતૈષીઓ, બ્રહ્મચારીઓ, જ્ઞાનનિષ્ઠ સંન્યાસીઓ, પ્રજાપાલક અને પરદુઃખભંજન રાજાઓ, સર્વ જગત તરફ નિઃસ્વાર્થ પ્રેમ દર્શાવનારા ઋષિઓ અને ઉદાર ચરિત યોદ્ધાઓ, જગતની દૃષ્ટિ આગળ ધરવા જ પડશે. પુરાણોને તમે ખોટાં કહો કે ખરાં, પણ તેમાં આપેલાં ચરિત્રો શું સર્વોત્તમ અને આદર્શ તરીકે લેવા જેવાં નથી ? પ્રાચીન સમયના પિતા પુત્રના સ્નેહ, માતાનું વાત્સલ્ય, ભાઇભાઇના ભાઇબહેનોના પવિત્ર અને નિઃસ્વાર્થ સંબંધ, પતિપત્નીના પવિત્ર સ્નેહ, રાજ્ય રાજ્ય વચ્ચે મિત્રતા અને સર્વત્ર ભ્રાતૃભાવનાં ઉત્તમ દૃષ્ટાંતો જગતના કોઇ ઇતિહાસમાંથી પણ મળવાં મુશ્કેલ છે. અર્વાચીન સમયમાં આર્યોના સાહિત્યના વિષયો તેમાંથી જ લેવાયા છે, આર્યોનાં ચારિત્ર્યો તેમનાથી જ ઘડાય છે, આર્યોની ઉચ્ચતર ભાવનાઓ તેમની વડે જ બંધાય છે; હિંદમાં સામાન્ય જનસમૂહ પુરાણોના વાંચનથી ધાર્મિકતાને જાળવી રહ્યો છે. તમારે મન અભણ જણાતો ગામડીઓ એ પૌરાણિક કથાઓ વડે કર્મ, પુનર્જન્મ, વગેરેના સિદ્ધાંતો સમજે છે, અને જ્ઞાન ધરાવતો દેખાય છે. તમે જુવાનીઆઓ પુરાણોની મહત્તા અને ઉપયોગિતા સમજતા નથી. તમને તેમાં શ્રદ્ધા નથી; એટલે પુરાણોના પુરૂષો જેવા પરાક્રમી તમે શેના થઇ શકો ? પુરાણોને તમે ભલે ખોટાં કહો પણ તેમાં વર્ણવેલાં પાત્રો શેકસપીયર કે ટેનીસનના પાત્રોની માફક અમુક ભાવનાઓની મૂર્તિઓ છે એમ સમજો અને એ ભાવનાઓને ભાવનાઓ તરીકે તપાસો, તેમની તુલના કરો અને તમને જણાશે કે જગતમાં આવી પવિત્ર, પરમ કલ્યાણકારી અને સુખજનક ભાવનાઓનો અમૂલ્ય ભંડાર તો આ પવિત્ર આર્યભૂમિ જ છાતી સરસો દબાવીને બેઠી છે."

બિપિનચંદ્રના શબ્દોએ હૃષીકેશચંદ્રના હૃદયને સ્પર્શ કર્યો; તેમાંથી અનેક વિચારો, ભાવો અને તરંગો તેના મનમાં તરી આવ્યા. હૃષીકેશચંદ્ર સતેજ થયો; ટટાર થયો; તેની ઐતિહાસિક દૃષ્ટિ ધીમે

ધીમે ખુલવા લાગી અને ભૂતકાળના પડધા તેના સ્મૃતિપટ ઉપર પડી રહ્યા. તેનું હૃદય તેને કહેવા લાગ્યું: " ગમે તેમ હો, પણ મહાભારત અને રામાયણાદિના વાંચનથી હિંદમાં ઘણાનાં જીવન ઘડાયાં છે ! ઘણાના જીવનની રૂપરેખાઓ અંકાઇ છે ! કેટલાએ વિપથગામીઓ આડે માર્ગે જતા અટક્યા છે ! કેટલાંનાયે હૃદયમાં શાંતિ અને પવિત્ર વાસનાઓએ વાસ કરેલો છે ! એ વાંચનને દૂર કરો તો હિંદુ પ્રજા અસ્તવ્યસ્ત થઇ રહેશે."

હૃષીકેશચંદ્રના મનમાં એક પછી એક એમ અનેક વિચારો આવવા લાગ્યા. તેની વિચારશ્રેણી ત્યાં ને ત્યાં અટકી નહીં. મહાભારતાદિના વાંચનની ભૂતકાળ ઉપર થએલી અસરનો ચિતાર તેના મનમાં ખડો થઈ રહ્યો અને વર્તમાન સમયમાં પણ તેની છાયા તે પ્રત્યક્ષ નિહાળવા લાગ્યો. ક્ષણમાં તે હિંદ ઉપર દૃષ્ટિ નાંખી રહ્યો અને ક્ષણમાં પાશ્ચાત્ય પ્રજાઓની નીતિ રીતિનું તે નિરીક્ષણ કરવા લાગ્યો. પાશ્ચાત્ય નીતિ અને પૌરસ્ત્ય નીતિની તે તુલના કરવા લાગ્યો. પાશ્ચાત્યોના ઇતિહાસને તે તપાસવા લાગ્યો અને તેમાં સમાયલી નીતિ, ભાવનાઓ વગેરેને હિંદુઓની ભાવનાઓ સાથે સરખાવવા લાગ્યો. એ સરખામણીમાં હિંદની પરાપૂર્વથી ચાલતી આવતી નીતિનો આબેહુબ ચિતાર તેને વધારે તેજસ્વી અને ન્યાયયુક્ત જણાયો અને તે બિપિનચંદ્રને કહેવા લાગ્યો:

" બિપિનભાઇ, ગમે તેમ કહો, પણ મહાભારતાદિની અસર તો અલૌકિક જ છે. આપણા રાજાઓ કદિ પારકાનો પ્રાણ કે ધન લેવાને ગયા નથી. આપણા યોદ્ધાઓ શરણે આવેલાઓને અભયદાન આપી રહેલા છે. આપણી પ્રજાઓ રાજાને વીષ્ણુનો અવતાર માની તેની પૂજા કરી, સર્વદા રાજ્યભક્ત જ રહી છે. તેણે કદિ રાજાને કેદમાં નાંખ્યો નથી કે ફાંસીએ લટકાવ્યો નથી. આપણા વેપારીઓ કદિ ખોટે માર્ગે ધન લાવ્યા નથી. રાજા પ્રજાએ કદિ પારકાનાં મન દુભવ્યાં નથી. રાજા ધાર્મિક, પ્રજાપાલક, પરદુઃખભંજન, અને પ્રજા રાજ્યભક્ત અને ઈશ્વરભક્ત; ઋષિઓ વગર પગારના વિદ્યાગુરૂઓ, ઉપદેશકો અને લેખકો; સાધુ, સંતો અને દેવતાઓના સંચારથી પવિત્ર થઇ રહેલી ભૂમિ: ઋષિઓના ચરણમાં

સુખે સુખી થનારી, વિનયશીલ અને લજ્જાયુક્ત ગૃહિણીઓ! ઘરને શોભાવનારી સતીઓ! વિદ્યાવિનય સંપન્ન બ્રહ્મચારિણીઓ અને તપસ્વિનીઓ! જંગલી પ્રાણીઓ જ્યાં પોતાનો ક્રુર સ્વભાવ ભુલી જાય અને સેવાકાર્યમાં પ્રવૃત્ત થાય એવા પ્રેમપ્રવર્તક, ધર્મરક્ષક, અધ્યાત્મ વિદ્યા અને તપને પોષનારા મુનિઓના પવિત્ર આશ્રમો–આ આપણું પવિત્ર આર્યાવર્ત! શું આ ભાવનાઓ આદર્શ રૂપ નથી? શું તેમાં આપણું તો શું પણ અખિલ વિશ્વનું કલ્યાણ સમાયલું નથી? જગતને એ ભાવનાઓ આપો, અને પછી જગતમાં અદ્ભુત પ્રેમ અને શાંતિનો વાસ થાય છે કે નહીં તે જુઓ!"

પીયુષ૦—"પુરાણમાં લખેલું શું બધુંએ ખરૂંજ હશે? Impossible (અશક્ય)."

બિપિન૦—"ખોટું અને અતિશયોક્તિવાળું લાગે તે કહાડી નાંખો. કહોયું તેટલું કાપી નાંખો. તમારૂં એક અંગ કહોતું હોય માટે શું તમે આખા શરીરનો ત્યાગ કરશો? લેખકોની કૃતિમાં કંઇક દોષ હોય માટે તે દોષને લીધે તેની આખી કૃતિ દોષવાળી છે એમ માનવું એતો મૂર્ખાઇ જ છે!"

પ્રિયંવદા—"વળી પુરાણોની તુલના કરતાં એટલું તો યાદ રાખજો કે તમે કમ બુદ્ધિ અને કમ બળવાળા હોઇ અગાધ બુદ્ધિ અને સામર્થ્યવાળા પ્રાચીન પુરૂષોની તુલના કરવા બેઠા છો. એક ઠીંગણો મોટા દૈત્યના બળની તુલના કરવા બેસે પણ તેની કલ્પનામાં પણ તે દૈત્યનું બળ આવવું મુશ્કેલ છે. પાશ્ચાત્યોનું વિજ્ઞાનશાસ્ત્ર જોઇ આપણે આશ્ચર્ય પામીએ છીએ, તેના સામર્થ્યનું માપ કહાડતાં આપણે આચકો ખાઇએ છીએ અને વિચાર કરીએ છીએ. પુરાણોનું માપ કહાડતાં પણ તેટલો વિચાર રાખજો."

હૃષી૦—"હવાઇ વિમાનો જેવી અશક્ય વાતો પણ શક્ય થવા લાગી છે. અર્જુનના મત્સ્યવેધો કરનારા પણ બહાર પડયા છે. ભીમ જેવું બળ દર્શાવનારા રામમૂર્તિ, તારાબાઈ, વગેરે જેવાં સ્ત્રી પુરૂષો પુરાણોની કંઇક ઝાંખી કરાવે છે. જગદીશચંદ્ર બોસ જેવા શાસ્ત્રીય શોધકો હિંદુઓની પ્રાચીન ભાવનાઓને વિજ્ઞાન શાસ્ત્રદ્વારા સિદ્ધ કરવાને બહાર પડી ચુક્યા છે. પ્રાણી, પદાર્થ, પાષાણ, ઝાડ, પાન, સર્વમાં એક અવિચળ આત્મા વ્યાપી રહેલો છે, એ પ્રાચીન સિદ્ધાંતમાં તેમને પૂર્ણ શ્રદ્ધા છે."

જગદીશચંદ્ર બોસનું નામ દેતાંજ હૃષીકેશચંદ્ર હર્ષમાં આવી ગયો. તેમની પ્રયોગશાળા, તેનાં યંત્રો, સર્વ તેની નજર આગળ તરવા લાગ્યાં. તે પાછો બોલી ઉઠયો: "અહાહા! જગદીશચંદ્ર બોસ કેવા કટ્ટા સ્વદેશી છે? તેમણે નવી પ્રયોગશાળા બાંધી છે; તે દેશી નમુના ઉપર બાંધવામાં આવી છે. ઇમારત ઉપર મહાન ચક્રવર્તી રાજા અશોકના વખતનું એક જુનું પુરાણું ચિન્હ મુકેલું છે. અંદરની બાજુએ જ્યાં ને ત્યાં તરેહ તરેહવાર વનસ્પતિ અને ઝાડ પ્રયોગો કરવાને માટે મુદ્દામ રાખી મુકવામાં આવ્યાં છે. જગદીશચંદ્રનો પોશાક સ્વદેશી છે, તેમનું બોલવું સ્વદેશભક્તિપૂર્ણ છે, અને તેમની પ્રયોગશાળામાં સર્વ વસ્તુઓ સ્વદેશી છે. તેમનાં યંત્રો પણ સ્વદેશી છે. વળી તે યંત્રોનાં નામો પણ સઘળાં સ્વદેશી જ છે. વનસ્પતિને પ્રાણ હોય છે, તેને સંવેદના હોય છે; વૃક્ષ ઉંઘી જાય છે, વૃક્ષ હસે છે, વૃક્ષને સુખ દુઃખ હોય છે; કુહાડો લઇને આવનાર મનુષ્યની ગતિનો ઇસારો તેને લાગતાં જ તેના મનને ધક્કો લાગે છે. વૃક્ષની આ સર્વ લાગણીઓ પ્રત્યક્ષ બતાવવાને માટે તેમણે યંત્રો તૈયાર કર્યાં છે. વનસ્પતિને પણ પ્રાણ હોય છે એ પ્રાચીન સિદ્ધાંતને સિદ્ધ કરીને જગદીશચંદ્ર બોસે જડવાદને હણ્યો છે. તેનો પ્રયોગ પ્રત્યક્ષ જોયા પછી જે આનંદ થાય છે તે માત્ર સાંભળવાથી થતો નથી. એ આનંદનું વર્ણન કરવું અશક્ય છે. એ પ્રયોગ આપણા પ્રાચીન ઋષિઓની અગાધ બુદ્ધિનું ભાન કરાવે છે."

બિપિનચંદ્ર—"આપણા ઋષિઓએ પવિત્ર ગંગાને કિનારે બેશીને "વનસ્પતિને પ્રાણ છે" એવાં એવાં અનેક સત્યો શોધી કહાડયાં છે. તે સત્યોને વિજ્ઞાન શાસ્ત્રના પ્રયોગદ્વારા જગતને બતાવવાને અને પ્રાચીન ઋષિઓનું ગૌરવ વધારવાને એ ઋષિઓનો વંશજ જગદીશચંદ્ર બોસ આજે શ્રમ કરી રહ્યો છે."

હૃષીકેશચંદ્ર—"ઋષિઓએ અધ્યાત્મવિદ્યાદ્વારા જે જોયેલું છે તેની સત્યતા આજે જગદીશચંદ્ર પ્રયોગદ્વારા સાબિત કરી બતાવવા માગે છે. અહાહા! આપણા પૂર્વજોના સિદ્ધાંતોમાં તેમની શ્રદ્ધા કેવી અગાધ છે? આપણા પૂર્વજોને માટે તેમને કેટલું બધું માન છે? તેમનો જય એ શ્રદ્ધાનુંજ પરિણામ છે. શ્રીકૃષ્ણે ખરૂંજ કહ્યું છે; શ્રદ્ધાવાન્ લભતે જ્ઞાનં ॥"

બિપિન૦—" દરેક વસ્તુનું મૂળ શોધવાની આપણા પૂર્વજોની પદ્ધતિ અનુકરણીય છે. જગદીશચંદ્ર આ બાબતમાં આપણા પૂર્વજોનું જ અનુકરણ કરે છે. આપણા પૂર્વજોની એકાગ્રતા, નિઃસ્વાર્થતા, સત્યશોધકવૃત્તિ, અભ્યાસ, ત્યાગ, અને સાદું જીવન તેમનામાં પદે પદે જોવામાં આવે છે. પૂર્વજોના એ મહાન ગુણો આધુનિક સમયના વિદ્યાર્થીઓને શું ઓછા લાભદાયિ છે ?"

હૃષીકેશચંદ્ર—"સમસ્ત જગતના કલ્યાણને માટે તે આવશ્યક છે. જગદીશચંદ્ર હાલના સમયના એક ઋષિ છે. ઋષિઓનાં બાળક ઋષિઓ જેવાંજ હોય! ઋષિ જેવા થવામાંજ તેમના જીવનની બલીહારિ છે."

બિપિન૦—" ઋષિ એટલે " મંત્રદ્રષ્ટા; સત્યદ્રષ્ટા; "કોઇ શ્રદ્ધાવાન અને વૈરાગ્યવાન પુરૂષ પૂર્વજોની એકાગ્રતા અને સંયમને ધારણ કરી, જ્ઞાનની કોઇપણ શાખાનો ઉંડો અભ્યાસ જીવનપર્યંત કરે, તેમાં રહેલાં નિત્ય, સર્વવ્યાપી, સર્વસામાન્ય અને એકતાનું ભાન કરાવનારાં સત્યો જગતનું કલ્યાણ કરવાને અને પ્રભુનો મહિમા વધારવાને માટે શોધી કહાડે તો તે આ જમાનાનો ઋષિજ કહેવાય ! જ્ઞાનની કોઇ પણ શાખામાં સંપૂર્ણતાને પ્રાપ્ત કરવી એ ઋષિઓના જીવનનો હેતુ હતો. એ હેતુ સફળ કરવાને જેમ ઉંડા અભ્યાસની જરૂર છે તેમ શ્રદ્ધા, વૈરાગ્ય, એકાગ્રતા, સત્યશોધકવૃત્તિ, સંયમ અને સાદુ જીવન, એટલાની પણ જરૂર છે. શ્રદ્ધા અને વૈરાગ્ય વગર એકાગ્રતા નથી, એકાગ્રતા વગર અભ્યાસ નથી, અને અભ્યાસ વગર સત્ય શોધન નથી. આપણા પૂર્વજોએ કહેલું છે કે આત્મા સર્વમાં ભરેલો છે. એ સત્યમાં જગદીશચંદ્રને સંપૂર્ણ શ્રદ્ધા છે. તે સર્વને કહે છેઃ " તમે આપણા મહાન પૂર્વજોનાં કથન ઉપર વિશ્વાસ રાખોઃ આત્મા સર્વત્ર વ્યાપી રહેલો છે; એ કથનમાં મને દૃઢ વિશ્વાસ છે. પણ પાશ્ચાત્ય તત્વવેત્તાઓની ખાત્રી થાય નહીં તેથી મેં એક સરખો દસ વર્ષ પર્યંત શ્રમ ઉઠાવ્યો અને તે બતાવવાનું યંત્ર શોધી કહાડયું; મારી દૃઢ શ્રદ્ધાનું જ એ પરિણામ છે."

હૃષીકેશચંદ્ર વચમાં બોલી ઉઠયોઃ " ધન્ય છે એમની અડગ શ્રદ્ધાને ! કયાં એમની અગાધ શ્રદ્ધા અને કયાં હાલના જુવાનીઆઓની અણહદ અશ્રદ્ધા ! અફસોસ ! આ શ્રદ્ધાળુ ભુમિમાં પેઠેલી અશ્રદ્ધા ઉંડા જ્ઞાનનો નાશ કરે છે."

હૃષીકેશચંદ્ર વિચારમાં પડયો અને તેનું હૃદય ખિન્ન થઇ રહ્યું. થોડીવાર તે ચુપ રહ્યો અને પછી કંઇક ખેદ અને કંઇક ગંભીરતાથી તે બોલ્યોઃ

"હિંદમાં શ્રદ્ધાળુ જનો હજી છે પણ તેમની શ્રદ્ધા માત્ર વાતોમાંજ રહેલી છે. માત્ર વાતો કરવાનો કે બેઠા બેઠા પ્રભુભજન કરવાનો સમય હવે ગયો છે. દેવમંદિરો બંધાવવાનો, મહારાજાઓને સંતોષવાનો, જમણવારોમાં દ્રવ્ય લુંટાવવાનો, બ્રાહ્મણ અને સાધુ-સંન્યાસીઓને ભીખ માગવાનો કાળ હવે વીત્યો છે. સમય પ્રવૃત્તિનો છે. પ્રવૃત્તિ સર્વત્ર વ્યાપી રહી છે. પ્રવૃત્તિ જીવનનું જીવન છે. આ પ્રગતિને વશ નહીં થતાં સ્થિરતાને ધારણ કરી રહેનારી પ્રજા મડદા જેવી છે. નવી નવી પ્રયોગશાળાઓ ઉભી કરવામાં, જ્ઞાનમંદિરો સ્થાપવામાં, ભૂખ્યાની ભૂખ ભાગવામાં અને જનસમૂહનું હિત કરવામાં ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાના દિવસો હવે આવ્યા છે."

એટલું બોલીને હૃષીકેશચંદ્ર અટકયો, પણ તેની વિચારમાલા અટકી નહીં. તેની ઐતિહાસિક દૃષ્ટિ ઉઘડી અને ફરીથી એકવાર પ્રાચીન સમયનાં જ્ઞાનમંદિરો, બ્રહ્મચર્યાશ્રમો, અને તક્ષલા અને નાલંદનાં મહાન પ્રાચીન વિશ્વવિદ્યાલયો તેની દૃષ્ટિ આગળ તરવા લાગ્યાં. તેમાં કાર્ય કરનારના અથાગ શ્રમ, આત્મભોગ, ત્યાગ અને જ્ઞાનપિપાસા તેની નજર આગળ ખડાં થઇ રહ્યાં. હૃષીકેશચંદ્ર ઘણા ઉલ્લાસમાં આવી ગયો. ક્ષણવારમાં તેની દૃષ્ટિ પાછી ફરી અને અર્વાચીન હિંદ ઉપર પડી અને હૃષીકેશચંદ્ર જરા ખેદથી પાછો બોલી ઉઠયોઃ "પણ કયાં છે આપણામાં પ્રાચીનોની જ્ઞાનતૃષ્ણા? કયાં છે એમનો સ્વાર્થત્યાગ? તે હોય તો હિંદ આબાદીના શિખરે ડોલતુંજ હોય!"

"અફસોસ! અફસોસ!" એમ બોલી હૃષીકેશચંદ્ર ઉંડો નિસાસો નાંખવા લાગ્યો.

વળી કંઇક આશાનાં કિરણ હૃષીકેશચંદ્રના હૃદયમાં સ્ફુરી આવ્યાં અને તેણે કહ્યું: "ભારતવર્ષની અવદશારૂપી કાળી અંધારી રાત્રિમાં જગદીશચંદ્ર જેવા છુટા છવાયા તારા નજરે આવે છે. એમનામાં જ્ઞાનતૃષ્ણા છે. સ્વાર્થત્યાગ એમણે કર્યો છે. જગતના હિતને માટે તે મહાન શ્રમ ઉઠાવે છે. એમાં એમને સ્વાર્થ નથી. પોતાના લાખો રૂપિઆ તેમણે આ જનકલ્યાણના કાર્યમાં ખરચી નાંખ્યા છે. અહો! તેમના

હૃદયની વિશાળતા! ધન્ય છે એમની ત્યાગ વૃત્તિને! ધન્ય છે એમના સર્વસ્પર્શી પ્રેમને ! આવી નિઃસ્વાર્થતા, આવો સર્વસ્પર્શી પ્રેમ તો ભારતવર્ષમાંજ જણાઇ આવે છે. પુણ્યાત્મા ઋષિમુનિઓની આ પુણ્યભૂમિમાંજ આવી ત્યાગવૃત્તિ નજરે પડે છે; બીજે કહીં નહીં. જગદીશચંદ્રે અનેક અડચણો વેઠી છે. તેમણે સતત પ્રયાસ કર્યો છે. 'હિંદુઓમાં શોધક બુદ્ધિ નથી ' એવી કાળી ટીલી ભારતવર્ષને માથેથી દૂર કરી તેની કીર્તિ તેમણે સમસ્ત જગતમાં ઉજ્જ્વલ કરી મુકી છે જગદીશચંદ્ર! તમને પ્રણામ છે. "

એમ બોલતો બોલતો હૃષીકેશચંદ્ર ઉંચે ટાંગેલી જગદીશચંદ્રની તસવીર સામે જોઇ રહ્યો. "કર્મયોગી! કર્મવીર ! તમને સહસ્ત્રવાર પ્રણામ છે. વશીષ્ટ મુનિએ ખરૂંજ કહ્યું છે:

येन केन प्रकारेण यस्य कस्यापि देहिनः
संतोषं जनयेत् राम तदेवेश्वरपूजनम् ॥

" તુલસીદાસ ! તુલસીદાસ ! તારી સાદી પણ ઉંડા સત્યથી ભરેલી વાણી મને યાદ આવે છે: ' દેનેકું ટુકડા ભલા, લેનેકું હરિનામ!' તારા જેવા વિશાળ હૃદયવાળા અને દયાવાળા સંતોની વાટ હિંદ જોઇ રહ્યું છે, બાકી आत्मवत् सर्वभूतेषु એમ મુખથી બોલનારા અને सर्वं खलु इदं ब्रह्म એમ વિવાદમાં સાબિત કરનારા બ્રહ્મજ્ઞાનીઓ તો ભારતવર્ષમાં કીડીઓની માફક ઉભરાઇ રહ્યા છે. "

આવા આવા અનેક વિચારોમાં હૃષીકેશચંદ્રનું મન ડુબવા લાગ્યું.

આ વખતે એક સિપાઇ અંદર આવ્યો અને બોલ્યો: "સાહેબ, સરદાર માનસિંહ દિવાનખાનામાં આવીને બેઠા છે. આપને મળવાને તે ઇચ્છે છે. "

બિપિનચંદ્ર ત્યાંથી ઉઠયો અને દિવાનખાનામાં જવા લાગ્યો. તેની પાછળ પાછળ મૃણાલિનિ પણ જાણે નાચતી કુદતી હોય તેમ અનેક ચાળા કરતી, બાળાની નિર્દોષતા અને રમતીયાળ સ્વભાવ દાખવતી, જવા લાગી. તેના પગના ધબકારા સાંભળીને બિપિનચંદ્રે "કોણ છે ? " એમ કહીને પાછું જોયું. મૃણાલિનિ એકદમ અટકી અને બંને હાથની મુઠીઓ વાળી, હડપચી આગળ અડકાડી, હસતી, જાણે મોગરાની નાજુક સફેદ કળીઓ હારમાં ગોઠવી હોય તેવા સુશોભિત દાંત દર્શાવતી, સીધા સોટા જેવી ઉભી રહી.

બિપિનચંદ્ર દિવાનખાનામાં ચાલ્યો ગયો. મૃણાલિનિએ પાસેની ઓરડીમાં જઇ પોતાનો રબરનો દડો હાથમાં લીધો અને તેને જમીન સાથે પછાડવા લાગી. એક, બે, ત્રણ એમ તે ગણવા લાગી. દડો આગળને આગળ જવા લાગ્યો. મૃણાલિનિ પણ તેની સાથે આગળ જવા લાગી. એમ કરતે કરતે તે પાછી લાઇબ્રેરીમાંજ આવી પહોંચી. તેનું તે દડાને પછાડવું અને એક, બે, ગણવું હજી ચાલુ જ હતું. રમતમાં તે મશગુલ થઇ રહી હતી. આસપાસનું સઘળું ભાન તે ભૂલી ગઇ હતી. તેને જોઇને પ્રિયંવદા બોલી: " અહીંથી આઘી જા; અહીં લાઇબ્રેરીમાં તે રમવાનું હોય ? "

" એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, એમ ગણતી અને દડાને પછાડતી મૃણાલિનિએ આડું અવળું જોયું જ નહીં, અને કંઇક સાંભળયું, કંઇક ન સાંભળ્યું, એમ કર્યું.

" જોની, સાંભળે છે ! " પ્રિયંવદાએ જરા ભાર દઇને કહ્યું.

" એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, એમ મોટેથી બોલીને પ્રિયંવદાના શબ્દોને મૃણાલિનિ પોતાના અવાજમાં દાબી દેવા લાગી.

એટલામાં દડો ઉછળ્યો અને હૃષીકેશચંદ્રના ખોળામાં જઇને પડયો.

પ્રિયંવદા બોલી ઉઠી: " મોઇ ! "

મૃણાલિનિ હૃષીકેશચંદ્રની પાસે આવી અને તેના ખોળામાંથી દડો લેવા લાગી. બંનેની નજર કંઇક એક થઇ. હૃષીકેશચંદ્રનું પ્રતિભાશાળી વદન, વિચારવંત ચહેરો, ગંભીર મૂર્તિ, ભવ્ય કપાળ ઉપર ઝળકતું તેજ, સર્વે મૃણાલિનિના મનમાં ક્ષણવાર રમી રહ્યાં. આ કોઇ મહાન પુરૂષ છે એમ તેનું હૃદય ખુંણે ખુંણે કહેવા લાગ્યું. મૃણાલિનિનો અંતરાત્મા સમજ્યો પણ તેની બુદ્ધિએ તે વાત રમતમાં કહાડી નાંખી.

મૃણાલિનિને નિહાળીને જોતાંજ હૃષીકેશચંદ્રનો અંતરાત્મા તેને કહેવા લાગો: " કોણ જાણે કેમ પણ આ બાળાને જોઇને મારો અંતરાત્મા ઠરે છે. કંઇ કારણ કળી શકાતું નથી. ભવભૂતિએ ખરેજ કહ્યું છે:

> व्यतिषजति पदार्थान्नान्तरः कोऽपि हेतुः
> न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते ॥

મૃણાલિનિની નિર્દોષતા અને પવિત્રતાનો વિચાર કરતો વળી તે મનમાં કહેવા લાગ્યોઃ

शिशुत्वं स्त्रैणं वा भवतु ननु वन्द्यासि जगतां
गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः

"બારીક દૃષ્ટિથી જોતાં તેનાં સઘળાં અંગો પ્રિયંવદા જેવાં જ ભાસે છે. મુક્તાફળ જેવા સફેદ અને સ્વચ્છ દાંતના સૌંદર્યથી સુશોભિત થયેલા હોઠ તેના તે જ છે. તેનું તે જ હસું અને ભવ્ય કપાળ ! તેનાં તે જ વિશાળ નેત્રો ! તાજા ખીલેલા અને જુદી પડેલી બે પાંખડીવાળા રક્ત કમળની શોભાવાળું તેનું તેજ વદન ! તેનો તે જ શાંત અને તેજસ્વી ચહેરો ! પણઃ—'

विशुद्धेरुत्कर्षस्त्वयि तु मम भक्तिं द्रढयति

એ સર્વમાં રહેલી પવિત્રતા મારા હૃદયને વધારે ને વધારે આકર્ષે છે.

પ્રિયંવદા એ બંનેને ક્ષણવાર સ્થિર દૃષ્ટિથી જોઇ રહી. તેનો આત્મા તેને કંઇ કંઇ કહેવા લાગ્યો. અનેક વિચાર તેના મનમાં ઉઠી રહ્યા. કંઇ કંઇ આશાઓનાં અંકુરો ફુટવા લાગ્યાં. ક્ષણવાર હૃષીકેશચંદ્ર તરફ અને ક્ષણવાર મૃણાલિનિ તરફ તેની આંખો ઠરવા લાગી. "મૃણાલિનિને માટે વર જોઇએ છીએ; હૃષીકેશચંદ્ર કુંવારા છે, વિદ્વાન છે, ગૃહસ્થ છે, કુલીન છે, અને પ્રતિષ્ઠિત છે. ઉમ્મરે પણ એવા મોટા નથી." આમ અનેક વિચાર પ્રિયંવદા પોતાના મનમાં કરવા લાગી.

"પીયુષભાઇ, હું આવું છું" એમ કહીને પ્રિયંવદા ત્યાંથી ઉઠી અને ઘરમાં ગઇ. પોતાના વિચારોને તેણે ફોઇજી અને સસરાને જણાવ્યા.

"એ તો બધુંએ ઠીક ! ભણ્યા, ગણ્યા, વિદ્વાન થયા, પણ ઘરમાં ખાવાની મુઠી બાજરી છે કે નહીં, તે પહેલું જોવું જોઇએ." ફોઇબા જરા લટકો કરીને કહેવા લાગ્યાં.

"પણ ડોસો ને ડાબલોએ કંઇ જોવાય ? એ તો વરમાંથી ઘર નીકળે." પ્રિયંવદાએ ધીમેથી કહ્યું.

" એની બહેનની જ વાત કરોને ! એણે શું જોયું છે ? ડોસો ને ડાબલો કે બીજું કંઇ !" ફોઇબા કંઇ આડી જ વાત કરવા લાગ્યાં.

"એણે એવું જોયું માટે આપણેએ એવું જોવું એ કંઇ રીત કહેવાય ?" પ્રિયંવદાએ જરા ઠાવકાશથી જવાબ આપ્યો.

"આપણે તો એટલું જાણીએ કે છોકરી ઘરમાં પહેરે ઓઢે, દાગીના કાને કોટે ઘાલે અને ફરે ! એવું સાસરૂં હોય તેના જેવું એકકે નહીં. આ તમારા ભણેલા અને સુધરેલાઓ તો બે પૈસા કમાય અને ચાર ખરચે. કપડે લત્તે ઉજળા વાજળા ફરે એટલુંજ; ઘરમાં જોઇએ તો ખાલી પેટીઓએ જ તાળાં વાસેલાં હોય ! એમની પાસે લાંબી પુંજી મળે નહીં." ફોઇબા જરા ગાજી ઉઠયાં.

"એમની કમાણીમાં એ બરકત શી છે ? એમની કમાણી એમનાં ચાહ પાણી, બુટ, મોજાં, અને કોલર નેકટાઇમાં જ જવાની." ગૌરીશંકરે વચમાં ટાપશી પુરી.

"પણ આ હૃષીકેશચંદ્ર તો એવા નથી. તે તો વિદ્વાન, ઘરના ગૃહસ્થ, ડાહ્યા અને પ્રતિષ્ઠિત પુરૂષ છે." પ્રિયંવદા સમજાવવા લાગી.

"એ તો બધાએ ભણેલા એકના એક. પથ્થર કરતાં ઇંટ કંઇક કુળી હશે." ફોઇબા એકનાં બે થયાં નહીં અને પોતાનો કક્કો ખરો કરવા લાગ્યાં.

પ્રિયંવદા પોતાના મન સાથે ભાંજગઢ કરતી કરતી પાછી લાઇબ્રેરીમાં જઇને બેઠી અને એકાદ વર્તમાન પત્ર વાંચવા લાગી. હૃષીકેશચંદ્ર અને પીયુષકાન્ત કંઇક વાતો કરવામાં ગુંથાયા અને મૃણાલિનિ દડો રમતી રમતી બહાર ચાલી ગઇ.

બિપિનચંદ્ર દિવાનખાનામાં ગયો તે વખતે માનસિંહ ત્યાં આવીને બેઠેલો હતો. માનસિંહ રાજ્યનો ભાયાત હતો અને તેણે તથા તેના બાપદાદાઓએ રાજ્યની આબાદી સાચવી રાખવાને અનેક શ્રમ ઉઠાવ્યા હતા. રાજ્યે પણ તેની કદર કરીને એક ગામ તેના બાપ દાદાને બક્ષિસ આપ્યું હતું. માનસિંહ તેની ઉપજ ખાતો અને રાજ્યના એક આબરૂદાર સ્તંભ તરીકે તે પોતાનું વર્તન કરી રહ્યો હતો. રાણો પ્રતાપસિંહ પણ માનસિંહની સલાહ અગત્યની બાબતોમાં લેતો અને તેને રાજ્યના એક અંગ તરીકે ગણતો. એથી કરીને

માનસિંહ ઘણી લાગવગ ધરાવતો, એક સરદાર તરીકે રહેતો, અને રાજ્ય દરબારમાં જતો આવતો. કોઇ પણ પરદેશી માણસને રાજા સાથે વાતચીત કરવી હોય તો તે વખતે આ ભાયાતો હાજર રહેતા અને તેમની સલાહ પ્રમાણે રાજા પ્રશ્નનો ઉત્તર આપતો.

રાણાને કંઇપણ બાબત કરવાનો વિચાર હોય તો તે ભાયાતોને જરા દાબીને કહેતો અને તે હાજી, હા, પણ કરતા. પણ જો કોઇ તેની પાસે કોઇ બાબત તેની મરજી વિરૂદ્ધ કરાવવા માગતું હોય તો તે બાબત " આ ભાયાતો જાણે " એમ કહીને તેમને માથે ઢોળી પાડતો. આમ ભાયાતો રાણાના એક પ્રકારના રક્ષકો બની રહ્યા હતા. ભાયાતો પણ રાજ્યનાં અંગ છે, તે રાજ્યના રક્ષક છે, તે રાજ્યને મદદ કરનારા છે, એમ રાણો પ્રતાપસિંહ માનતો અને તેથી કરીને તે તેમને બક્ષિસમાં મળેલાં ગામો, હક્કો, વગેરે જેવાં ને તેવાં રહેવા દેતો, તેમનું માન રાખતો, તેમના મનને સંતોષ આપતો, અને તેમને કદિ ઓછું આવવા દેતો નહીં. ભાયાતો રાજ્યના ટેકા છે, રાજ્યને તેઓ ઉપયોગી છે, અને રાજ્યનું લશ્કર જેમ બેઠું બેઠું ખાય છે પણ વખત આવ્યે કામ લાગે છે તેમ ભાયાતો પણ બેઠા બેઠા ખાશે પણ વખત આવ્યે તેઓનું પણ કામ પડશે, અને તેઓ પણ ઘણા કામે લાગશે એમ રાણો પ્રતાપસિંહ મનમાં નિશ્ચય કરીને બેઠો હતો. એ બાબતમાં તે જેની તેની વારસિક મિલ્કતમાં હાથ નહીં ઘાલવાની બ્રિટિશોની ઉદાર રાજ્યનીતિને અનુસરતો હતો.

પણ વખત ગયે પર રાજ્યના અમલદારો રાજ્યમાં ભરાયાથી, બીજા કેટલાક દેશી રાજાઓનો સંગતિ દોષ લાગવાથી, રાજાનું સંસ્કારી પણ ઉંડા વિચારમાં નહીં ઉતરનારૂં ભોળું હૃદય હોવાથી, રૈયત વર્ગ ભણેલો, જાણીતો, માહિતગાર કે દરબારમાં જતો આવતો નહીં હોવાથી, અને પરદેશી અમલદારો રાણાને કાને ખરી વાત આવવા નહીં દેતા હોવાથી, રાણા પ્રતાપસિંહની એ ઉદાર રાજ્યનીતિમાં કંઇક શિથિલતા પેસી ગઇ હતી. રાજ્યની ઉપજ વધારવાને રાણો પ્રયાસ કરતો અને તેના મોટા અમલદારોને તે બાબત સૂચવતો. રાણાની એ વૃત્તિને અનુસરીને અમલદારો, રાજ્યના ભાયાતો, સરદારો, અને દરકદારોને દાઢમાં ઘાલતા અને વખત આવ્યે " તેઓ બેઠા બેઠા ખાય છે " એમ કહેવાનું પણ ચુકતા નહીં.

રાજ્યમાં કેટલાક વખતથી જનાર્દન નામના એક મનુષ્યની નાયબ કારભારી તરીકે નીમણોક થયેલી હતી. જનાર્દન બહુ આઘે મધ્યપ્રાંતોમાંથી આવેલા હતા. ત્યાં આવેલા પચાસેક ઝુંપડાંવાળા એક ગામના તે રહીશ હતા. તેમનો ધંધો ખેતીનો હતો. તેમની પાસે ચાર પાંચ વીઘાંનું એક ખેતર હતું. ખેતરમાં એક કુવો હતો. જનાર્દનની આ મિલ્કતમાં મિલ્કત ! એટલી મિલ્કતથી તે મોટા જમીનદાર છે, વતનદાર છે, એમ રાજ્યમાં સૌને તે કહેતા.

પોતાના દેશમાંથી આવ્યા ત્યારે જનાર્દન ફક્ત દોરી લોટો લઇને આવ્યા હતા. કોઇના પૈસા વડે તે કંઇક ભણ્યા અને નોકરીમાં જોડાયા. પ્રથમ બ્રિટિશ રાજ્યમાં તે નોકર થયા અને પોતાની અક્કલ હોંશીઆરીથી સારે દરજ્જે ચ્હડયા. બ્રિટિશોની ઉદાર રાજ્યનીતિ, કાર્યદક્ષતા અને કર્ત્તવ્યનિષ્ઠાની કદર, અને હક્ક આવ્યે ઉંચતા ઉઠાડીને પ્રોમોશન આપવાની પદ્ધતિ–આ સર્વને લીધે જનાર્દન પોતાની બુદ્ધિ બતાવી મોટે હોદ્દે આવ્યા. તેમની ખ્યાતિ સાંભળીને રાણા પ્રતાપસિંહે પોતાના રાજ્યમાં તેમને બોલાવ્યા અને નાયબ કારભારીની જગ્યા આપી.

દેશી રાજ્યોની મોહિની જાણે અજબ જ હોય, તેમનું રાજ્યતંત્ર જાણે અજબ મોહજાળ હોય, તેમના રાજ્યકારભાર અને વ્યવહાર-નીતિ જાણે જાદુથી ભરેલાં હોય, ગમે તેમ હોય, પણ તેમાં પડેલો મનુષ્ય પછી ગમે તો તે મહાન નીતિવાળો અને ચારિત્ર્યશીલ હોય, પણ તેની જાળમાં ફસાવાનો જ ! બ્રિટિશ રાજ્યમાં અત્યંત પ્રમાણિક-પણું, કાર્યદક્ષતા, કર્ત્તવ્યનિષ્ઠા અને સહૃદયતા દર્શાવી રહેલા પુરૂષો દેશી રાજ્યોનો સમાગમ થતાં બદલાઇ જ જાય છે. બ્રિટિશ રાજ્યમાં તેઓ મહાન ગુણો દાખવે છે એ બ્રિટિશ સામ્રાજ્યના તપોબળનો તેમજ તેની પ્રમાણિકતા, આવડ, અને બુદ્ધિની કદર કરવાની રાજ્ય-નીતિનો જ પ્રતાપ છે.

જનાર્દન આવ્યા, નવા જુના થયા, ઇંગ્રેજી રાજ્યના નોકર હતા તે દેશી રાજ્યના નોકર થયા. હોદ્દામાં ફેરફાર થયો, તે સાથે ગુણમાં, રહેણી કરણીમાં પણ આસમાન જમીનનો ફેર પડયો. ભાયાતો, સરદારો, દરકદારો સૌ મોટાં મોટાં ગામ ખાય છે, તે નકામાં જ ખાય છે, બેઠા બેઠા તે ખાય છે, રાજ્યની ઉપજ વધારવાનાં એ ઠીક સાધન છે, એમ જનાર્દન માનવા લાગ્યા. રાજ્યના ભાયાતો તે દિવસથી નજરમાં ધલાયા અને તેમની જાગીરો કંઇક ઓછી કરી રાજ્યની ઉપજ

વધારી રાણાજીને બતાવ્યું કે અત્યાર સુધી આ બધાએ અંધારામાં ઉંઘતા હતા, એમ જનાર્દન પોતાના મનમાં નિશ્ચય કરી રહ્યા હતા. પણ જનાર્દન ભૂલ્યા હતા. મહારાણા પ્રતાપસિંહની રાજ્યનીતિ તે બરાબર સમજ્યા નહોતા. તેમને ખબર નહોતી કે રાણાજી ભાયાતોને રાજ્યના સ્તંભો ગણે છે અને એમણે ઉપાડેલું કાર્ય રાણાજીને ખુશ કરવાને બદલે ઉલટા નારાજ કરશે, અને તે માટે તેમને જ સોસવું પડશે.

જનાર્દને ભાયાતો અને સરદારોની જાગીરો કમી કરવી ધારી છે એમ જાણીને ભાયાત માનસિંહ બિપિનચંદ્ર પાસે મળવાને આવ્યો હતો. માનસિંહને જોઇને બિપિનચંદ્ર બોલી ઉઠયો: "અહો, માનસિંહભાઇ, આજે તમે ક્યાંથી ?"

માનસિંહ—"કારભારીજી, આ પરદેશીઓ રાજ્યમાં આવે છે અને તેઓ અમારી નિમણોકો ઓછી કરવા માગે છે. અમે તે કેમ ખાઇએ છીએ તેનો ઉંડો વિચાર તે કરતા નથી. અમારા બાપદાદાએ આ રાજ્યને માટે લડાઇઓમાં પોતાનાં લોહી રેડયાં છે અને આજે પણ અમે રાજ્યને માટે લડવાને તૈયાર છીએ. તે આ પરદેશીઓ શું જાણે ? આ તલવારથી અમે અમારી જાગીરો વગેરે મેળવ્યાં છે અને તલવાર વગર અમે તે છોડવાના પણ નથી."

આમ કહેતે કહેતે માનસિંહે પોતાની તલવાર હાથમાં પકડી અને તેને ઉંચી કરીને બતાવી.

બિપિન૦—"આબાબતમાં રાણાજીની સંમતિ બીલકુલ નહીં હોય, તે હું ખાત્રીથી કહું છું. રાણાજીને આ વિચાર પણ પસંદ નહીં હોય. રાણાજી શુદ્ધ ક્ષત્રી છે અને તેઓ ક્ષત્રીઓનાં કામ અને વટને સમજે છે."

માનસિંહ—"ભાઇસાહેબ, ગમે તેમ કહો, પણ ઇંગ્રેજી રાજ્યની તો બલીહારિ ! તેમાં તમે સુખે સુઓ ! હું ઇંગ્રેજોનો પણ ગામગરાસ ખાઉં છું. કેટલાંએ વરસ થયાં પણ તેમણે તેમાંથી એક તલભાર પણ કંઇ ઓછું કર્યું નથી. ઉલટા ઇંગ્રેજ સરકાર અમારૂં સાચવે છે. અમને જગાડીને અમારૂં હોય તે આપે છે. તેમનું લુણ હું ખાઉં છું. ભાઇસાહેબ, એમની કેટલીક રીતભાત તો બહુ વખાણવા જેવી છે."

બિપિન૦—"મહારાણા પ્રતાપસિંહ પણ બ્રિટિશ રાજ્યનું અનુ-

કરણ કરે છે. તેમનામાં તમે વિશ્વાસ રાખો. નાયબ કારભારીનો વિચાર ગમે તેવો હશે પણ રાણાજી તેને અમલમાં મુકવા કેમ દેશે ?”

માનસિંહ—“ આવા પરરાજ્યના વતનીઓ રાજ્યમાં આવે તે પ્રજાનું હિત શું સમજે ? તેઓ રાજ્યવહીવટને શું જાણે ? તેઓ પ્રજાની જવાબદારી તેમને માથે રાખતા નથી. અમલદારો પ્રજા વર્ગના હોય તો તે પ્રજાનું હિત સમજે.”

બિપિન૦—“ તમારૂં કહેવું સત્ય છે. પણ આ રાજ્યની પ્રજા હજી એટલી બધી ભણેલી કે આગળ વધેલી નથી, તેથી રાજયની સુધારણા કરવા માટે સારા કેળવાયલા અમલદારો પર રાજ્યમાંથી લેવામાં આવે છે.”

માનસિંહ—“ પણ મારે કહેવું પડશે કે અહીંનો પવન ખાધો કે તેમના વિચારો બદલાઇ જાય છે.”

બિપિન૦—“ એમાં આપણા મહારાણાનો શો દોષ ? એ તો આપણા દેશીઓના સ્વભાવની નિર્બળતા દેખાડે છે. ક્યાં છે આપણામાં ચારિત્ર્ય ? ક્યાં છે આપણામાં સત્યપ્રીતિ, પ્રમાણિકતા, લોકલાગણી કે દેશદાઝ ? મોઢે બોલવું કંઇ ને ચાલવું કંઇ. આપણે ઇંગ્રેજોનું અનુકરણ કરીએ છીએ, પણ તે માત્ર પહેરવા ઓઢવામાં જ. ક્યાં છે આપણામાં તેમની દૃઢતા, પરસ્પર પ્રેમ અને વિશ્વાસ, એક વિચાર અને એક વર્તન ? ક્યાં છે તેમની કર્તવ્યનિષ્ઠા ?”

બિપિનચંદ્ર દેશીઓના દોષ બતાવીને મહારાણા પ્રતાપસિંહનો બચાવ કરવા લાગ્યો. માનસિંહ એનું કહેવું સાંભળી રહ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો. થોડીવાર થઇ એટલે તે પાછો બોલ્યોઃ “ રાણાજીનો હું દોષ કહાડતો નથી, પણ મારૂં કહેવું સાંભળો. અમલદારો ગમે તેવા પણ આપણે અહીંના હોય તે જ સારા. તેઓ અહીંના વતની હોય તો રાજ્યહિત અને પ્રજાહિત તેમને હૈયડે હોય; પ્રજાહિતમાં તેમનું હિત છે એમ તેઓ સમજે, ખોટું કરતાં શરમમાં લેવાય, અને તેમનો પગાર અને પેન્શન પણ રાજ્યમાં જ રહે અને તે રાજ્યનો વેપાર અને કેળવણી વધારે.”

બિપિનચંદ્ર માનસિંહની સામે જોઇ રહ્યો. માનસિંહના વિચારોમાં બિપિનચંદ્રને ઉંડું સત્ય લાગ્યું. હાલની કેળવણી વગરનો પણ રાજ્યદરબારનો અનુભવ લઇ રહેલો માનસિંહ બિપિનચંદ્રના કંઇક

માનનું પાત્ર થઇ રહ્યો. થોડીવાર વિચાર કર્યા પછી તેણે માનસિંહને કહ્યુંઃ " તમારા વિચારો ઉંડા છે. એટલા માટે જ રાણાજી કોઇ કોઇ બાબતમાં તમારી સલાહ લે છે. "

બિપિનચંદ્રના શબ્દોથી માનસિંહને ઉત્તેજન મળ્યું. પોતાના વિચારો ખરા છે એમ જાણીને તે આગળ બોલ્યોઃ " પરદેશીઓ અહીં આવે તો પરદેશીઓને રાજ્યમાં ભરે અને રાજ્યના વતનીઓને આઘું ખસવું પડે. વેપાર રોજગારને પણ ધોક્કો લાગે અને વેપાર રોજગાર વગરનું રાજય ખાલી ખોખું થઇ રહે. ભાઇસાહેબ, તમે ગમે તેટલા મોટા મોટા બંગલા બાંધો, બાગ બગીચા બનાવો અને ભપકો ગમે તેટલો વધારો, પણ જ્યાંસુધી પ્રજાના વેપાર ઉદ્યોગને ખીલવો નહીં ત્યાંસુધી તમારૂં રાજ્ય ખાલી ખોખું જ સમજવું. "

" ઉદ્યોગની ખીલવણી વિષે તમારો અનુભવ અને વિચારો કેવા છે તે જરા મને સમજાવો. " બિપિનચંદ્રે ધીમેથી કહ્યું.

" ભાઇસાહેબ, તમે મોટાં મોટાં કારખાનાં ઉભાં કરવાની હિમાયત કરો છો, પણ તે તો મોટાઓની, પૈસાદારોની જ ઉન્નતિ છે. મધ્યમ અને ગરીબ વર્ગને તેથી ફાયદો થતો નથી. પ્રજા એટલે દશ બાર શેઠીયાઓ એમ નથી; નાનાં મોટાં ગામડાંઓમાં મધ્યમ અને ગરીબ વર્ગના લોકો રહે છે એ જ ખરી પ્રજા. પ્રજા શબ્દ એમને માટે વપરાયલો છે. એ લોકોના ઘરગથુ ઉદ્યોગને ખીલવો, ઘેર ઘેર ઉદ્યોગનું સાધન કરી આપો અને દરેક કુટુંબને ઉદ્યોગ કરી સ્વતંત્રપણે નિર્વાહ કરવાનાં સાધન યોજી આપો. એનું નામ વેપાર ઉદ્યોગની ખીલવણી. ચાર પૈસાદારોએ કારખાનાં કહાડયાં તેથી પ્રજા સુખી થઇ એમ ન સમજશો. જુના વખતમાં ગામડામાં ઘેર ઘેર સાળ વગેરેનો ઉદ્યોગ હતો અને તેથી લોકો સ્વતંત્ર અને સુખી હતા. ગામડાં આબાદ સ્થિતિમાં હતાં. હાલમાં તે ગામડાં નષ્ટ થતાં જાય છે; એમના નાશથી પ્રજાજીવન હણાય છે એમ નક્કી માનજો. "

બિપિનચંદ્રને માનસિંહના વિચારોમાં સત્ય લાગ્યું. રાજ્યમાં એવા ઉદ્યોગોને ખીલવવાની અને પ્રજાજીવનનો વિકાસ કરવાની અગત્ય તેને સમજાઇ. જેને પ્રજા કહીએ છીએ તે તો ગામડાંમાં છે એમ તેના મનમાં નક્કી થયું. તેમના સુખના અને સ્વતંત્રતાના માર્ગો યોજવાથી રાજ્યની આબાદીના પાયા મજબુત થશે એમ તેની પક્કી

ખાત્રી થવા લાગી. જ્યાં પ્રજા આબાદી અને સુખમાં છે એ રાજ્યની ચઢતી છે અને જ્યાં પ્રજાજીવન હણાતું જાય છે અને મિથ્યા ડોળ વધે છે એ રાજ્ય ખાલી ખોખું છે એમ તેનું હૃદય તેને કહી રહ્યું.

વાતચીત કરવામાં ઘણો વખત ચાલ્યો ગયો હતો તેથી હવે બિપિનચંદ્રે વાતને ટુંકાવી અને તે એકદમ બોલી ઉઠયો: "તમારી બાબત માટે તમારે હવે કંઇ વધારે કહેવાનું છે? તમારા કહેવાની મતલબ હું સમજી ગયો છું."

માનસિંહ–"મારે કહેવાનું એટલું જ છે કે રાણાજીને કાને તમે આ વાત નાંખજો; તમારામાં તેમને વિશ્વાસ છે; તમે પણ ન્યાયી અને યોગ્ય જ કરનારા છો. હું રાણાજીને આ વાત કરવાનો છું, પણ તમારો ટેકો મળે તે વધારે સારૂં."

બિપિનચંદ્ર–"તમે આ વાત રાજેન્દ્રલાલને પણ કહેજો."

માનસિંહ–"એમને કહેવાથી શો ફાયદો?"

બિપિનચંદ્ર–"માનસિંહ, બધા પરદેશી અમલદારો કંઇ ખોટા હોય છે? તેમાંએ ઘણા ન્યાયી, ચારિત્ર્યવાન, અને સત્યને માર્ગે ચાલનારા હોય છે. એ તો વળી એવો કોઇ આવી ચઢે તે બધાનું નામ બોળે. રાજેન્દ્રલાલનો તમને અનુભવ નથી. એ ઘણા ન્યાયી અને સત્યશીલ છે."

માનસિંહ–"ઠીક, તેમને પણ હું વાત કરીશ."

બિપિન૦–"માનસિંહ, તમારી ફરીયાદ ખરી હશે પણ વખતે તમે જનાર્દનના કહેવાનો અર્થ સમજ્યા નહીં હો એમ મને લાગે છે. રાણાજીએ રાજ્યમાં ઘણે ખરચે નિશાળો, દવાખાનાં વગેરે કહાડેલાં છે; સ્થળે સ્થળે ઉપદેશકો મુકયા છે કે જેથી કરીને પ્રજા કેળવાય અને સુધરે. રાણાજી એકલી રાજ્યની ત્રીજોરીમાંથી સઘળો ખરચ આપવા બેસે તો ત્રીજે દિવસે રાજ્ય દેવાળું ફુંકે. તમારા હિતની ખાતર રાજ્ય તમારી પાસેથી કંઇક લે તો તેમાં રાજ્યનો દોષ ન કહેવાય."

માનસિંહ–"પણ જનાર્દનનો હેતુ એવો હોય એમ મને લાગતું નથી."

બિપિન૦–"તેમનો હેતુ ગમે તે હોય પણ રાણાજીનો હેતુ તો મેં કહ્યું તેવો છે. તમારા હિતની ખાતર તે તમારી નીમણુંકમાંથી કંઇ લેવા માગે છે."

માનસિંહ–"ઠીક, પણ આપ તે જોજો."

એમ કહીને માનસિંહ રજા લઇને ચાલતો થયો. બિપિનચંદ્ર પાછો લાયબ્રેરીમાં જઇને બેઠો.

સૂર્યાસ્તનો સમય થયો. ભગવાન રવિરાજ પોતાના શ્રમિત થયેલા અશ્વો–કિરણોને છોડી મુકવા લાગ્યા. આકાશમાં કા, કા, કરતા કાગડાઓ અને બીજાં પક્ષીઓ કલબલાટ કરતાં પોતાના માળા તરફ જતાં જણાવા લાગ્યાં. ગાયો, ભેંસો, બળદો, ચારો ચરીને પોતાને સ્થાને આવવા લાગ્યાં. કેટલાક ખેડૂત વગેરે લોકો ખેતરમાંથી માથે ઘાસનો ભારો લઇને ઘર તરફ આવતા દેખાવા લાગ્યા.

પ્રિયંવદા બહાર ઓટલે આવીને ઉભી રહી. તેનો બંગલો ગામની બહાર હતો અને ત્યાં આગળ થઇને એક મોટો ધોરી રસ્તો જતો હતો. તે રસ્તા ઉપર પ્રિયંવદા જોવા લાગી. હજારો ગામડીઆઓ રોજ ત્યાં થઇને જતા હતા. તેમાં કોઇ ગામમાં આવેલા અને સંધ્યાકાળ પડી જવાથી ઉતાવળા ઉતાવળા પોતાને ગામ પાછા જતા દેખાતા હતા. તેમાં કોઇ તરસ્યા, કોઇ થાકી ગયેલા હોવાથી બંગલા પાસે ઝાડની છાયા નીચે બેસતા, કોઇ વસ્ત્ર વગરના ઉઘાડા, કોઇ ભૂખ્યા, અને કોઇ કંઇ રોગથી પીડાતા નજરે પડતા હતા. પ્રિયંવદા ઘણુંખરું ત્યાં બેસતી અને કોઇને પાણી પાતી, કોઇને ખાવાનું આપતી, કોઇને કપડું પહેરાવતી, અને કોઇને દવા પાતી. ગામડીઆઓ આશિર્વાદ દેતા અને પોતાને રસ્તે ચાલ્યા જતા. આજે પણ પ્રિયંવદા એક ભૂખ્યાને ખવરાવી પોશે પાણી પાવા લાગી. આ વખતે ભગવાન સૂર્યનારાયણના રક્ત સરીખા લાલ બિમ્બમાંથી નીકળતો પ્રકાશ પ્રિયંવદાની તેજસ્વી મુખમુદ્રા ઉપર પડતો હતો અને તે ભારત વર્ષની પવિત્રતા અને સૌભાગ્યની સાક્ષાત્ દેવી સમાન શોભતી હતી.

લાઇબ્રેરીમાં બેઠે બેઠે બિપિનચંદ્ર બહાર દૃષ્ટિ નાંખતો હતો અને પત્નીના શુભ કાર્યને નિહાળીને મનમાં રાજી થતો હતો. વર્તમાનપત્ર હાથમાં લઇને તે એકદમ બહાર આવ્યો અને પત્નીના સ્મિતભર્યા મુખ તરફ હાસ્ય કરતો જોઇ રહ્યો. કંઇક શરમાતી પ્રિયંવદા ગામડીયાઓને પાણી પાવા લાગી અને એકાદ બેને અન્ન આપી રાત પડી એટલે હસતી હસતી ઘરમાં ચાલી ગઇ. બિપિનચંદ્ર પણ એ ભલી અને પવિત્ર પત્નીની પાછળ પ્રેમથી દૃષ્ટિ નાંખતો ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારે બિપિનચંદ્ર પાંચ વાગતાને શુમારે ઉઠયો. પોતાના નિત્ય નિયમ પ્રમાણે તે ન્હાયો, લગભગ એક કલાક સંધ્યા અને ઈશ્વિરસ્તવનમાં તેણે ગાળયો અને પછીથી તે બહાર ફરવાને ગયો.

બિપિનચંદ્રનું જીવન ઘણું સાદું હતું. તેનો સ્વભાવ ઘણો સરળ હોવાથી સૌની સાથે તે મળી હળી જતો. સવારે ફરીને આવતાં તે ગામડીયાઓનાં ઘર પાસે થઇને આવતો, વખતે થોડીવાર ત્યાં ઉભો રહેતો, તેમાંના કેટલાકની જોડે વાતચીત કરતો, કોઇને ખબર અંતર તો કોઇને ખેતી સંબંધી પુછતો અને સૌ સાથે હશીને વાત કરતો. વખતે ગામડીયાઓનાં ગમે તેવાં મેલાં ઘેલાં છોકરાં હોય પણ કોઇ વખત તે તેમને બોલાવતો, ખેલાવતો, રીઝવતો અને તેમની સાથે જરા ગમ્મત કરતો. નાનાં છોકરાંને તે બહુ ચ્હાતો અને તેમને "પ્રભુનાં બાળ" કહેતો. બાળકો બ્રહ્મસ્વરૂપ છે, ખરેખરો ઇશ્વિર તો તેમનામાં છે, ઇશ્વરનાં ખરાં સ્વરૂપ તો તેઓ છે, પ્રભુનો સાચો પ્રેમ તો તેઓ જ દર્શાવે છે, આવા આવા બિચાર બાળકોને જોતાં બિપિન-ચંદ્રના મગજમાં તરી આવતા, તેનું મોં મલકાઇ જતું, હૃદય આનંદથી ઉભરાતું, ચિત્ત પ્રફુલ્લ થતું અને તે વિચારમાં મગ્ન થઇ બાળકોની જોડે ભળી જતો. એ જોઇને ગામડીયાઓ આશ્ચર્ય પામતા, મનમાં બહુ રાજી થતા અને કારભારી સાહેબ બહુ ભલા છે એમ કહીને તેનાં વખાણ કરતા.

બિપિનચંદ્ર બહાર ફરીને ઘેર આવ્યો. થોડોક સમય પોતાની ઓફીસનું કામ તેણે જોયું. થોડોક સમય રાજદ્વારી બાબતો ઉપર કંઇક વિચાર કરતો કરતો તે પોતાના દિવાનખાનામાં બેઠો: તે હવે રાજ્યની સામાજીક, ઔદ્યોગિક, અને કેળવણી વિષયક ઉન્નતિ સાધ-વાની યુક્તિઓ મનમાં ઘડવા લાગ્યો. એટલામાં નાયબ દિવાન જનાર્દન આવ્યાની સિપાઇએ ખબર આપી. બિપિનચંદ્રે તેને અંદર તેડાવ્યો અને તે આવ્યો એટલે "આવો" કહીને તેને ખુરશી ઉપર બેસાડયો. એવામાં લાઇબ્રેરીમાં એકલો પડવાથી હૃષીકેશચંદ્ર પણ દિવાનખાનામાં આવ્યો અને એક બાજુએ છાનો માનો બેશી રહ્યો.

જનાર્દને વાત ઉપાડી: "સાહેબ, હું આપને એક અગત્યની બાબત માટે મળવાને આવ્યો છું."

બિપિન૦—"કહો, તે બાબત કઇ છે?"

જનાર્દન—" અહીં આવ્યા પછી મેં ઘણા લાંબા વખતથી જોયા કર્યું છે કે આ રાજ્યના ભાયાતો, સરદારો વગેરે ગામો બક્ષીસ તરીકે ખાય છે, ઘેર બેઠા રહે છે, અફીણના કસુંબા પીએ છે અને આળસને વધારે છે. તેમના બાપદાદાઓ પરાક્રમો કરતા અને ગામો ખાતા. આ લોકોને હવે ગામો શામાટે ખાવા દેવાં જોઇએ ? "

બિપિન૦—" ભાયાતો રાજ્યના સ્તંભો છે. રાજ્યનાં તે અંગો છે. તેમનું બળ ઓછું કરવું એ રાજ્યના મૂળમાં સડો પેસાડવા જેવું છે. તેઓ વખત આવ્યે રાણાજીને મદદ કરે છે. તેમની પાસે રહેલું ધન રાજ્યની ત્રીજોરીમાં જ છે એમ સમજજો. રાજ્યના સરદારો, શેઠીઆઓ, અને પ્રજા રાજ્યની બેંકો છે. તેમની પાસેથી લીધેલું ધન રાજા પાસે રહેતું જ નથી. તે મોજ શોખમાં ઉડી જાય છે, દારૂના વ્યસનમાં, નાચરંગ તમાશામાં કે પરદેશ જવામાં તે વપરાઇ જાય છે, અને રાજાને ભીંડ પડે છે ત્યારે એને રાજ્યની બહાર દેવું કરવું પડે છે. "

જનાર્દન ઉંડા વિચારમાં પડયો. તેનું મોઢું તો બંધ જ થઇ ગયું. તે મુછ આંમળતો આંમળતો મનમાં અનેક ભાંજગડો કરવા લાગ્યો. તેની આંખો લાલચોળ થઇ ગઇ અને તેને માનસિંહ ઉપર ઘણો ગુસ્સો આવ્યો. મનમાં તે બરબડયોઃ "સાળા માનસિંહનું જ આ કામ ! હું પણ કયારે ખરો કે એને ઉખેડી નાંખું ત્યારે જ ! ઠીક છે. રાજેન્દ્રલાલ પાસે જઉં છું. ત્યાં નહીં બને તો રાણાજી પાસે જઇશ. ગમે તેમ કરીને માનસિંહની નીમણોક તો બંધ કરાવું. " એવો વિચાર કરતો કરતો જનાર્દન કહેવા લાગ્યોઃ " સાહેબ, પણ આ માનસિંહ તો આખો દિવસ હુક્કો ગગડાવ્યા કરે છે. "

બિપિન૦—" જનાર્દન, તમે હજી રજવાડાનાં કામ જાણતા નથી. અહીંનો વહીવટ તમે સમજતા નથી. ક્ષત્રીઓનો વટ તમારા જાણ્યામાં આવ્યો નથી. રાજ્યના રક્ષણ વખતે એમનું કામ પડે છે, રોજ પડતું નથી. રોજ એમની પાસેથી કામ લઇએ તો પછી એમનામાં અને સાધારણ સિપાઇમાં ફેર શો ? યુદ્ધ વખતે તલવાર તો એજ બજાવે છે; મારાથી કે તમારાથી તે બજાવાય તેમ છે ? "

જનાર્દન કંઇક શાંત થયો. યુદ્ધનો સવાલ તેના મનમાં ભારે થઇ પડયો. તલવાર લેવાની વાતથી તે દાઢ ગાઉ ન્હાસવા લાગ્યો. ભાયાતોનો સવાલ તેના મનમાંથી અદ્ધર ઉડી ગયો. શો જવાબ

આપવો તે એને સુઝ્યું નહીં. તે હવે બીજી આડી વાતો કરવા લાગ્યો. ક્ષણવાર બિપિનચંદ્ર સામે જોતો, ક્ષણવાર હૃષીકેશચંદ્ર તરફ દૃષ્ટિ નાંખતો, અને સ્વદેશાભિમાનનો ડોળ કરતો જનાર્દન હવે ભારતવર્ષની ઉન્નતિ વિષે બોલવા લાગ્યો; એના શબ્દો સાંભળીને હૃષીકેશચંદ્ર મનમાં હસ્યો; તે ક્ષણવાર જનાર્દનની સામે જોઇ રહ્યો અને મનમાં બોલ્યોઃ "અફસોસ! આ માણસ હમણાં તો ભાયાતોનાં ગળાં રેંસવાની વાત કરતો હતો અને હવે જાણે મોટો દેશાભિમાની હોય તેવો ડોળ કરીને દેશોદયની વાતો કરવા બેઠો છે. જેને દેશ માટે સાચી જ લાગણી હોય તે પોતાના ભાઇઓને કદિ નુકશાન પહોંચાડે નહીં. અફસોસ! હિંદમાં સ્વદેશાભિમાન મુખમાં જ રહેલું છે."

જનાર્દન મોટી મોટી સ્વદેશાભિમાનની વાતો કહેવા લાગ્યો. એ સાંભળીને હૃષીકેશચંદ્રને ક્રોધ ચ્હડયો અને તેણે આગળ આવીને જનાર્દનને કહ્યું: "તમે મોટી મોટી વાતો કરો છો પણ ક્યાં છે તમારામાં એક વર્તન, એક ન્યાય કે સંપ? તમારી સમાજોમાં, ધાર્મિક સંસ્થાઓમાં, તમારા ઘરમાં, કુટુંબમાં, ન્યાતમાં, તમારા વેપારઉદ્યોગમાં કે મ્યુનિસિપાલીટીમાં, ક્યાં છે એક વિચાર, અને સંપ? તમારા હૈયામાં તમે કેટલી દેશદાઝ ધરાવો છો? તમારા કુટુંબમાં એક મત નથી, ભાઇભાઇમાં સંપ નથી. તમારો જીવ કામ ક્રોધાદિને વશ છે; તમારી મ્યુનિસીપાલિટીઓ પોતાનું કર્ત્તવ્ય કેટલું સમજે છે? ન્યાતમાં એક મતે તમે કેટલું કામ કરો છો? તમારાથી દુષ્કાળને હાંકી કઢાતો નથી, અને ગરીબોનું દારિદ્રય ટળાતું નથી."

જનાર્દન—"સેવામંડળો, સ્વયંસેવક સમાજ વગેરે સ્થપાયાં છે અને તેઓ ગરીબોનું દુઃખ ટાળવાના પ્રયાસો કરે છે."

હૃષીકેશચંદ્ર—"તમે ગમે તેમ કહો, પણ તમારા દેશી બાંધવોને તમારાથી રોગમુક્ત કે અજ્ઞાનમુક્ત કરાયા નથી. તેમની ભૂખ તમે મટાડી નથી. દેશમાં વધતી જતી મોંઘવારી અને મરકી પ્રજાને પીડે છે. બિચારા ગરીબ લોકો અજ્ઞાનતા અને સાધનને અભાવે વગર મોતે મરે છે. તમે તમારા વખતનો, દ્રવ્યનો કે બુદ્ધિનો કેટલો ફાળો તેમનું દુઃખ ટાળવામાં આપ્યો છે? દેશ માટે તમે કેટલો સ્વાર્થત્યાગ કર્યો છે? જે પ્રજાનું લોહી ચુશીને રાજા, મહારાજાઓ, અને શેઠીઆઓ મોજશોખ કરે છે, તે પ્રજાને માટે તેમણે શું કર્યું છે?"

એક બાજુએ નાગા, ભૂખ્યા, સાધન વગરના, અજ્ઞાનમાં તણાતા, રોગથી પિડાતા, લુલા, લંગડા, વગેરે અનેક દુઃખીજનો હૃષીકેશચંદ્રની દૃષ્ટિ આગળ ખડા થઇ રહ્યા. બીજી બાજુએ રાજાઓ, મહારાજાઓ, અને શેઠીઆઓના વૈભવો તેની નજરે આવ્યા. તેણે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. તેના મુખ ઉપર શોકલાગણીની છાયા છવાઇ રહી. તેનું હૃદય, અને અંતરાત્મા જાણે ઉંડા દુઃખમાં ડુબ્યાં હોય તેમ દેખાવા લાગ્યાં.

જનાર્દન ચૂપ થઇ ગયો. હૃષીકેશચંદ્રના શબ્દો તેના હૃદયમાં અટક્યા હોય તેમ ક્ષણવાર દેખાયું. તે બોલી ઉઠયોઃ "તુલસીદાસજીએ ખરૂં જ કહ્યું છેઃ—

દયા ધર્મકો મૂલે હૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમેં પ્રાણ.

હૃષીકેશચંદ્ર સમજ્યો કે આ જનાર્દનની દયા એના મુખમાં જ રહેલી છે; એ ઘેર જશે કે પાછો એનો એજ. તોપણ તે તેને કહેવા લાગ્યોઃ "બિચારા ગરીબો! ભૂખથી પેટમાં વેંત વેંતના ખાડા પડયા હોય, મોં ઉપરથી નૂર ઉડી ગયું હોય, વસ્ત્ર વગર શરીર ઉઘાડું થયું હોય! તેમનામાં ઉમંગ કે ઉત્સાહ કયાંથી હોય? વેદાન્તીઓ તેમની આગળ બ્રહ્મની વાતો કરે, રાજ્યદ્વારીઓ રાજ્યની બાબતો ધરે, સુધારકો સુધારાના ગપાટા મારે! એથી એ બિચારાઓના પેટમાં શું આવે? તેમને અન્નવસ્ત્ર આપો. તમારી ઘોડાગાડીઓ અને મોટરોને વેચી દ્યો અને ગરીબ દેશબાંધવોને અન્નવસ્ત્ર પુરાં પાડો. તમારા દેશીઓ ભૂખે મરે અને તમે મોટરોમાં બેશીને હરોફરો; તમને શરમ છે, ધિક્કાર છે!"

જનાર્દનને ગાડી ઘોડા વેચવાની વાત રૂચી નહીં. તેનું દેશાભિમાન મુખમાં જ હતું. તેથી "આપનું કહેવું ખરૂં છે." એમ કહેતે કહેતે જનાર્દન ઉઠયો, તેણે બિપિનચંદ્રની રજા લીધી અને તે પોતાને ઘેર ચાલતો થયો.

જનાર્દનના ગયા પછી બિપિનચંદ્ર ઉઠયો, ન્હાયો અને જમીને કચેરીમાં ગયો. પાંચેક વાગતાને શુમારે તે કચેરીમાંથી પાછો આવવાનો હતો. તે દરમીયાનમાં હૃષીકેશચંદ્ર આસપાસનાં ગામડાંના દેખાવો, તેમાં ગળાતું જીવન અને લોકોની રીતભાત જોવાને ઇરાદે

ઘરમાંથી નીકળ્યો અને બંગલા આગળ થઇને જે મોટો ઘોરી રસ્તો જતો હતો તે રસ્તે જવા લાગ્યો. એ ઘોરી રસ્તો એ ચાર ગામ તરફ જતો હતો. નજીકમાં જ એક ગામ દેખાયું, અને તે ગામ તરફ હૃષીકેશચંદ્ર વળ્યો.

ગામની ભાગોળ આગળ એક મોટું આંબાવાડીયું હતું. તેમાં કેટલાક ગામડીયા છોકરાઓ કેરીઓ પાડતા હતા અને ખાતા હતા. કોઇના હાથમાં સોટા હતા; કોઇના હાથમાં મોટી ડાંગો હતી. કેટલાકનાં શરીર છેક ઉઘાડાં હતાં. કેટલાકે ફાટલાં તુટલાં વસ્ત્ર પહેરેલાં હતાં. આંબાનાં ઝાડની ઘટા એવી તો સરસ થઇ રહી હતી કે સૂર્ય-નારાયણનું એક પણ કિરણ તેમાં થઇને ભાગ્યે જ જમીન ઉપર આવી શકતું હતું. એક બાજુએ ખુણા ઉપર બેઠી બેઠી કોયલ ટહુકા કરતી હતી. મધ્યાન્હ થવા આવ્યો હતો. કેટલાક ગામડીયાઓ માથા ઉપર ભાતું લઇને ખેતરોમાં આપવા જતા દેખાતા હતા. શ્રીકૃષ્ણનું એકાદ ભજન લલકારતા, આનંદી અને ઉમંગી તેઓ દેખાતા હતા. તેમને જોઇને હૃષીકેશચંદ્ર મનમાં કહેવા લાગ્યો: "થોડામાં ઘણું માની તેઓ કેવા આનંદી રહે છે! ખાવાને સુકો રોટલો, અને પહેરવાને ફાટલું તુટલું વસ્ત્ર છે, પણ તેમના આનંદનો પાર નથી. એમને મન કંઇ દુઃખ છે જ નહીં. એમને સદાએ સુખ જ છે. આખું જગત એમને આનંદમય ભાસે છે. તેઓ સંતોષી અને સુખી છે. પાક લણ્યા પછી તેમની ઉદારતા જોવા જેવી હોય છે. આપણો શિક્ષિત વર્ગ હજારો રૂપિઆ કમાય છે છતાં અસંતોષી જણાય છે. ગામડીયા-ઓનાં મન કેવાં ભોળાં અને ઉદાર છે? આપણાં-ભણેલા શહેરીઓ-નાં-મન કેવાં સાંકડાં અને પ્રપંચી છે!"

હૃષીકેશચંદ્ર આગળ ચાલવા લાગ્યો. પાસે એક તળાવ નજર પડયું. તેમાં કેટલીક સ્ત્રીઓ પોતાનાં વસ્ત્ર ધોતી નજરે પડતી હતી. તળાવથી થોડે દૂર ચોરો હતો, અને તે ચોરાની નજીકમાં એક નિશાળ હતી.

હૃષીકેશચંદ્ર જોતા જોતા તે નિશાળ પાસે ગયો. નિશાળમાં પરીક્ષા ચાલતી હતી. પરીક્ષક સાહેબ પરીક્ષા લેવાને આવ્યા હતા. ઉન્હાળાનો તાપ હતો તેથી છોકરાઓને બહાર ખુલ્લી ઓસરીમાં બેસાડયા હતા.

હૃષીકેશચંદ્ર નિશાળની ઓસરી આગળ જઇને ઉભો રહ્યો. પરીક્ષક સાહેબ પરીક્ષા લેતા હતા. વચમાં વચમાં તે બગાસાં ખાતા; પેટ ઉપર હાથ ફેરવતા; તેમની આંખોમાં ઘેન ભરાયલું હોય તેમ દેખાતું હતું. વારેઘડીએ તે ખુરશી ઉપર આડા પડી, બે હાથ પહોળા કરી આળસ મરડતા હતા, પરીક્ષા ચાલતી હતી, અને પાસે એક સિપાઈ ઘોડો લઇને "સાબ ઘોડા તૈયાર હૈ" એમ કહેતો ઉભો હતો.

આવું જોઇને હૃષીકેશચંદ્ર ખડખડ હશી પડયો, અને મનમાં બોલ્યો: "આ તે પરીક્ષા કે ફારસ !"

નિશાળ આગળથી હૃષીકેશચંદ્ર આગળ ગયો. તે ગામમાં અહીં તહીં ફરવા લાગ્યો. એક હનુમાનનું દહેરૂં તેની નજરે પડયું. તેમાં મુકેલી હનુમાનની મૂર્તિ આગળ એક સાધુડી જેવી ડોશી બેઠી હતી. કેટલાક ગામડીયાઓ પાસે આવીને હનુમાનને પગે લાગતા અને "લ્યો આ પૈસો, હનુમાનને તેલ ચઢાવો" એમ કહીને ડોશી-ની પાસે એક પૈસો નાંખતા. પાસે મુકેલા એક લોટામાંથી ડોશી હનુમાનને બેચાર પળીઓ તેલ ચઢાવતી. કેટલાક ગામડીયા આકડા-ના ફુલની માળા કરી લાવતા અને હનુમાનને ચઢાવતા. કેટલાક વધારે શ્રદ્ધાળુ જનો રામનામ લખીને લાવતા અને તે હનુમાનને શરીરે ચ્હોડતા. કેટલાક બાધા આખડીયો રાખતા અને માનતા માની પગે લાગીને ઘેર પાછા જતા. પેલી ડોશી સૌને બાધા આખડીયો આપતી અને હનુમાનજીનો મહિમા ગાતી. શ્રદ્ધાળુ અને વિશ્વાસુ ગામડીયાઓ ડોશીનાં વચનોમાં શ્રદ્ધા રાખતા અને તેનું કહ્યું કરતા.

હૃષીકેશચંદ્ર આશ્ચર્ય ઉભો ઉભો એ સઘળું જોઇ રહ્યો અને થોડીવાર પછી ત્યાંથી આગળ જઇ ગામમાં આમ તેમ ફરી કેટલાક લોકો જોડે વાતચીત કરવા લાગ્યો. ગામડીયાઓ પ્રાચીન કાવ્યો તથા ધાર્મિક દંતકથાઓનું જ્ઞાન ધરાવતા હોય એમ જણાયા. ખેતી કરવામાં, અને ઝાડપાન, ગાય, ભેંસ, અને બળદને ઉછેરવામાં તેમની બુદ્ધિ કેળવાયલી હોય એમ તેને માલમ પડયું. થોડીવારે હૃષીકેશ-ચંદ્ર ઘેર પાછો જવાને નીકળ્યો. લગભગ પાંચ છ વાગવાનો શુમાર થવા આવ્યો એટલે તે ઘેર પહોંચ્યો, અને એટલામાં બિપિનચંદ્ર પણ કચેરીમાંથી આવ્યો. બધું મંડળ પાછું ચાહ પીવાને એકઠું થયું. સર્વે ગપાટા મારવા લાગ્યા, અને હૃષીકેશચંદ્ર ગામડીયાઓનાં કંઇક

વખાણ કરતો અને કંઇક તેમની મશ્કરી કરતો સૌને હસાવવા લાગ્યો.

સમય સાયંકાળનો થવા આવ્યો. બહાર કંપાઉન્ડમાં પાણી છંટાયું. ખુરશીઓ, ટેબલો, બાંકો, ત્યાં મુકવામાં આવ્યાં. જમીન ઉપર કેટલીક સાદડીઓ પાથરી દેવામાં આવી. એક બે દેશી ફેશનની આરામ ખુરશીઓ પણ ત્યાં મુકવામાં આવી. નોકરોએ કેટલાંક ફળ આણીને ત્યાં ટેબલ ઉપર મોટી રકાબીમાં મુકયાં. સાથે છરી અને ચમચા પણ આણ્યા હતા, અને તે ટેબલ ઉપર મુકવામાં આવ્યા. બિપિનચંદ્ર અને ઘરની સર્વ મંડળી બહાર આવીને બેઠી. કંપાઉન્ડમાં આસપાસ કેટલાંક મોટાં ઝાડ ઉછેરવામાં આવ્યાં હતાં અને તેથી કરીને વૃક્ષોની ઘટામાં તેઓ બેઠાં હોય તેવો કંઇક ભાસ સર્વને થતો હતો. પાસે એક સંગેમરમરનો ફુવારો ઉડતો હતો. તે સૌનાં મન રંજન કરતો કરતો પૂર બ્હારમાં પોતાની જળધારા આસપાસ છોડી રહ્યો હતો. ફુવારામાંથી પડેલા પાણીમાં લાલ અને ધોળી માછલીઓ તરતી જણાતી હતી. દરેક વૃક્ષની નીચે આરસપહાણના મોટા બેઠકના ઘાટના પથ્થરો મુકેલા હતા, અને તેની આસપાસ નાની નાની વેલો ઉગાડવામાં આવી હતી. એ સઘળું જોઇને પ્રિયંવદા બોલી ઉઠી: “ આપણે તો આજે પંચવટીમાં બેઠાં છીએ. ”

“ હા, પંચવટીની ભાવના કરો અને આ પંચવટી જ છે. મન ચંગા તો કથરોટમેં ગંગા. ” બિપિનચંદ્રે જવાબ આપ્યો.

“ પણ રામચંદ્રજી સીતાજીને પુરીને જતા હતા તે અંધારી ઘોર ગુફા કઇ ? અને તેમાં પુરાનાર સીતાજી કયાં ? ” હૃષીકેશચંદ્રે હસતે હસતે પુછ્યું.

“ સીતાજી તો જેને બહુ સીતાજી થવું ગમતું હોય તે જ તો ! ” પ્રિયંવદાનું નામ સુચવતો અને પ્રિયંવદા તરફ મોં રાખીને બોલતો બિપિનચંદ્ર હસતે હસતે બોલ્યો.

સૌ ખડખડ હશી પડયાં. ક્ષણવાર સૌનાં ચિત્ત શાંત અને આનંદભર્યાં થઇ રહ્યાં. પંચવટી, શ્રીરામ અને જાનકીજી સૌના સ્મૃતિપટ આગળ ક્ષણવાર તરી રહ્યાં.

એટલામાં પાછી પ્રિયંવદા બોલી ઉઠીઃ " હા, હા, હું સીતાજી, મને સીતાજી થવું બહુ ગમે છે."

" તું સીતાજી, ત્યારે હું વગર રામે રામ જ તો ! " બિપિનચંદ્રે ખડખડ હસતે હસતે કહ્યું.

" તમારે તો ભાઈ મોટો લાભ." હૃષીકેશચંદ્ર વચમાં બોલી ઉઠયો.

સર્વે એક બીજાની સામે જોઇને કંઇક હસ્યાં.

" પણ તમે સીતાજી થશો તો તમારે અંધારી કોટડીમાં પુરાવું પડશે. " થોડીવાર પછી પાછું હૃષીકેશચંદ્રે કંઇક હાસ્ય અને કંઇક ગંભીરતાથી કહ્યું.

" સીતાજી થવાનું માન જોઇતું હોય તો એટલું દુઃખ પણ સહન કરવું પડે. પણ હૃષીકેશચંદ્ર ! મને એ વાતમાં સત્ય લાગતું નથી. શ્રીરામ સીતાજીને કોટડીમાં પુરીને જાય એવું હોય નહીં. એવું માનનાર જગત શ્રીરામના વિશાળ વિચાર અને સામર્થ્યને જાણતું નથી એમ જ મારે કહેવું પડશે." પ્રિયંવદા ધીમેથી બોલી.

" ભારતવર્ષમાં સર્વત્ર અંધશ્રદ્ધા ફેલાઈ રહેલી છે. અંધશ્રદ્ધાથી લોકો એવું એવું માની બેસે છે. તેનો કોઈ ઉંડો વિચાર કરતું નથી. ફલાણાએ કહ્યું છે અથવા તો ફલાણા પુસ્તકમાં લખેલું છે માટે તે માનવું, એ વિચારથી હું તદ્દન વિરૂદ્ધ છું. " બિપિનચંદ્રે જરા ભાર દઇને કહ્યું.

હૃષીકેશચંદ્રને એ વાત ગમી અને તેનું હૃદય તેમાં સાક્ષી પુરવા લાગ્યું. તે એકદમ બોલી ઉઠયોઃ " વિચાર કર્યા વગર એકદમ કંઇ પણ માનવું એ એક પ્રકારની નિર્બળતા છે. હિંદમાં એ નિર્બળતા વ્યાપી રહેલી છે, અને એનાં અનેક માઠાં પરિણામ આવે છે."

" એ શ્રદ્ધા બદ્ધા ઑલ હમ્બગ્ છે. " કૉલેજનો વિદ્યાર્થી પીયુષકાન્ત કહેવા લાગ્યો.

એ સાંભળીને હૃષીકેશચંદ્રને જરા ગુસ્સો આવ્યો પણ તેણે તેને દબાવી રાખ્યો. પણ તેની આંખોની ભમરો જરા વાંકી થયેલી જણાવા લાગી અને તે બોલી ઉઠયોઃ "જેમ અંધશ્રદ્ધા નકામી છે તેમ અશ્રદ્ધા નુકસાનકારક છે. અશ્રદ્ધાળુ અને નાસ્તિક મનુષ્ય કરતાં શ્રદ્ધાળુ અને આસ્તિક મનુષ્યને હું વધારે સારો ગણું છું. શ્રદ્ધાળુ

મનુષ્યને પ્રભુમાં વિશ્વાસ છે અને તેનું જીવન ધર્મના અમુક સિદ્ધાંતોથી ઘડાયલું છે, પણ અશ્રદ્ધાળુ મનુષ્ય તો ભર દરીયે તોફાનથી ઘસડાઇ જતા વહાણની માફક કામ ક્રોધાદિથી આમ તેમ ઘસડાઈ જાય છે."

"અલબત્ત, શ્રદ્ધા વગરનું માણસ માણસ નથી. હાલમાં એ શ્રદ્ધાનો નાશ થતો જાય છે અને તેનાં માઠાં પરિણામ પ્રજાઓ ભોગવી રહેલી છે. શ્રદ્ધા તો જોઇએ જ, પણ પુસ્તકમાં વાંચો કે તરત માનશો નહીં. જાતે સત્યને ખોળી કહાડો; જાતે અનુભવ કરો; શ્રદ્ધા એકલી નહીં, પણ શ્રદ્ધા અને સ્વાનુભવ બંનેથી સારાસારનો વિચાર કરો અને ચારિત્ર્યને ઘડો. એમાંજ તમારૂં, અને સમસ્ત જગતનું કલ્યાણ છે." બિપિનચંદ્રે ગંભીરતાથી કહ્યું.

આમ સર્વ મંડળી આનંદ કરતી હતી અને ફળાદિ ખાતી હતી એટલામાં આઘેથી કેટલાક મનુષ્યો કંપાઉન્ડમાં આવતા દેખાયા. પ્રિયંવદા ઉઠીને ઘરમાં ગઇ અને પેલા પુરૂષો ત્યાં આવી સલામ કરીને બેઠા. બિપિનચંદ્રે સૌને ફળ ખાવાનો આગ્રહ કર્યો. બધાએ કંઇક કંઇક લઇને મોંમાં મુક્યું. બિપિનચંદ્રે સૌને આવવાનું કારણ પુછ્યું. સૌ સાથે જ બોલી ઉઠયા: "સાહેબ, અમારે એક અરજ કરવાની છે."

બિપિન૦—"તમે ક્યાંથી આવો છો?"

અકેકે જણ આગળ આવીને જવાબ આપવા લાગ્યો અને બીજાઓ તેમાં ટાપશી પુરવા લાગ્યા.

વખતચંદ—સાહેબ, પાસેના કુંભા ગામથી અમે આવીએ છીએ.

બિપિન૦—તમારે શું કહેવાનું છે?

વખતચંદ—સાહેબ, અમારા ગામમાં પાણીનો બહુ ત્રાસ છે. ગામમાં કુવા બહુ થોડા છે. લોકો તે કુવાઓ ઉપર પાણી ભરવાને જાય છે. ત્યાં બહુ જ ભીડ થાય છે. હિંદુ, મુસલમાન સૌ ભેગા પણ થઇ જાય છે.

બિપિન૦—ત્યારે તમે બીજા કુવાઓ કેમ ખોદાવતા નથી?

વખતચંદ—સાહેબ, સરકાર વગર એ તે અમારાથી બને? રાણાજી કંઇ મહેર કરે તો સારૂં. કુવાઓ ઉપર અમારી બહેનો અને છોકરીઓની લાજ લુંટાવાનો પણ પ્રસંગ આવે છે.

માણેકલાલ—સાહેબ, અમારા ઘરનાં બૈરાં ઉપર કેટલાક લુચ્ચાઓએ હાથ નાંખ્યો છે. અમે તે બાબતમાં સરકારને અરજ કરી છે, અને અમે જાતે તે બાબતમાં આપને મળવાને આવ્યા છીએ. આપ ગૃહસ્થ છો એટલે ગૃહસ્થનું દુઃખ સમજો ! તેથી આપની પાસે આવ્યા છીએ.

બિપિન૦—તમારા ગામમાં કેટલાં માણસોની વસ્તી છે? અને કુવા કેટલા છે?

માણેકલાલ—સાહેબ, અમારા ગામમાં પાંચ સાત હજારની વસ્તી છે અને બે ભાગોળે બે સારા કુવા છે. બીજી બે ભાગોળે બે કુવા છે પણ તેમાંનું પાણી સારૂ નથી તેથી ગામમાં બે જ કુવા છે એમ કહીએ તો ચાલે. કુવા ઉપર એટલી તો ભીડ થાય છે અને એટલી તો ગાળાગાળી અને વખતે મારામારી થાય છે કે કંઇ કહેવાની વાત નહીં, સાહેબ.

વખતચંદ—ઘણાં માણસોને નીચે કાદવ કીચડમાં ઉભા રહેવું પડે છે, કારણ કે પાણી ભરવાનો વારો કેમે કર્યો આવતો નથી.

અમથાશેઠ—હોવે ભાઇશાબ, આ ટો દુઃખ મોટું છે. ગોડધન નાથજી ટમારું ભલું કડે! શરી ડાકુઇયાળ ટમને જીવટા રાખે! આટલું ભાઇશાબ કડો તો મહેરબાની.

બિપિન૦—તમારા ગામની મ્યુનિસિપાલિટીના સભાસદો શું કરે છે?

અમથાશેઠ—ટે શભાશડોમાં પણ અમે ના અમે જ છીએ, શાહેબ! જય ગોડઢનનાથ! શરી આચાર્યજી! શરી મહાપડભુજી.

બિપિન૦—સુધરાઇ સેક્રેટરી બધે ફરીને જોતા નથી?

માણેકલાલ—હા, જુવે છે સાહેબ. પણ એ શું કરે?

અમથાશેઠ—અમે, શાહેબ, એમને બેસવાને ઘોડું આલ્યું સારૂ એને કાંણું, કરડકણું અને થોરીયાનાં પાંદાં ખાતું કરી મેલ્યું.

બિપિન૦—મારે તેનું શું કામ છે?

અમથાશેઠ—ના, ના, શાહેબ, એ તો આપને શેહેજ કહું છું કે ઘોડું કાણું અને થોરનાં પાંદાં ખાતું કરી મેલ્યું છે. એ ઘોડું આપવા લાયક છે નહીં એમ, શાહેબ.

બિપિન૦—એ વાતનું અહીં કામ નથી. ખપની વાત કરો. તમે ગામ લોકો મળીને બીજા કુવાઓ ખોદાવો તો શું થાય ? તમારૂં જન્મારાનું દુઃખ મટે અને તમારાં બૈરાં છોકરાંની આબરૂ જળવાય.

અમથાશેઠ—હેં, હેં, હેં, ભાઇશાબ શું કહીયે ? પૈશા પહોંચટા નથી. આ ચુનીયાને પરણાવ્યો તેમાં પાંચ હજાડ ઠયા. પછી ચુનીયાની મા ગુજડી ગઇ ટેનાં દાડોપાણી કરવામાં સાત આઠ હજાડ થયા. હેં, હેં, હેં, શું કહીયે ! કંઇ પૈસો પહોંચે છે શાહેબ !

માણેકલાલ—વળી ગયે વરશે મોટા મંદિરમાં ઠાકોરજીને માટે ચાંદીનું પારણું, રમકડાં, અને કેટલાંક વાસણ કરાવ્યાં તથા મંદિરનું મકાન બહુ નાનું હતું તેથી મંદિરને છાજે તેવું જરા મોટું કરાવ્યું, તેમાં વીશેક હજાર રૂપિયા થયા.

અમથાશેઠ—શાહેબ, ઠાકોરજીના રાજભોગનો રોજનો ખર્ચ આઠ દશ રૂપિયા છે. હેં, હેં, હેં, શું કહીએ !

બિપિનચંદ્ર—મંદિરના મકાનમાં શું સુવો છો કે આળોટો છો ?

અમથાશેઠ—શાહેબ, મહારાજ પધાડે ત્યારે એમને રહેવાને જોઇએ ને ?

બિપિન૦—ત્યારે મકાનને અમસ્તુ વાશી મુકો છો એમ જ કહો ને !

વખતચંદ—મહારાજ કોઇ કોઇ વખત પધારેછે ત્યારે તેમાં ઉતરે છે.

અમથાશેઠ—શાહેબ, ગયે વરશે પધાડયા હતા. શ્રી ગોડધનનાથજી !

બિપિનચંદ્ર—ગામમાંથી પધરામણીઓના કેટલા રૂપિઆ લઇ ગયા ?

માણેકલાલ—સાહેબ, વીસેક હજાર.

બિપિન૦—અને ગામમાં ગયે વરશે ન્યાતવરામાં કેટલા રૂપિઆ ખરચાયા હશે ?

માણેકલાલ—સાહેબ, લગભગ ત્રીસ હજાર.

આ સર્વે હકીકત સાંભળીને બિપિનચંદ્રને એ ગામના લોકોની મુર્ખાઇ ઉપર તિરસ્કાર આવ્યો. તે મનમાં વિચાર કરવા લાગ્યો: " જમાનો જુદો આવ્યો છે. સમય બદલાયો છે. તે સમયની

વિરૂદ્ધ વર્તન કરવાથી, ઘણા કાળથી ઘર ઘાલીને બેઠેલા અનિષ્ટ રિવાજોમાં કચડાઇ જવાથી, વિવેક વિચાર વગર ગાડરીયા પ્રવાહની માફક એકે કર્યું, બીજાએ કર્યું, એમ નજીવી બાબતોમાં વગર સમજયે પૈસો ધુળધાણી કરવાથી, અનેક વ્હેમોમાં કુટાવાથી, આપણા બાપદાદાઓએ કર્યું માટે કરવું એવી ખોટી સમજ હોવાથી, બિચારી આર્ય પ્રજાનો પૈસો ધૂળ ભેગો થાય છે અને પ્રજા ઢોરની પેઠે રિબાય છે. ભારતવર્ષમાં હજી કેટલું બધું અજ્ઞાન છે! કેવા ખોટા અને પરિણામે હાનિકારક રિવાજો આપણામાં ઘર ઘાલીને બેઠા છે! તે આપણી આંખો આગળ અંધારપિછોડો નાંખે છે અને આપણે બીજું કંઇ જ દેખતા નથી. અફસોસ! હાથનાં કર્યાં હૈયે વાગે છે, દોષ કોનો કહાડવો!"

થોડીવાર પછી તે બધા ગામ લોકોને કહેવા લાગ્યોઃ "તમારૂં દુઃખ તમે જાતે માથે વ્હોરી લીધું છે. ન્યાતો કરવામાં, મંદિરો બંધાવવામાં, તેમને ચલાવવામાં, અને મરણક્રિયાઓ કરવામાં, તમે તમારો પૈસો વેડફી નાંખો છો. તમારૂં કલ્યાણ શેમાં છે તે તમે સમજતા નથી. દુષ્ટ રિવાજોમાં તમે કચડાંઇ મરો છો. જમાનો હવે બદલાયો છે. શું તમને મરણ ક્રિયાઓ કરવાને અને મહારાજાઓને સંતોષવાને પૈસા મળે અને કુવા કરાવવાને તમને પૈસા ન મળે! શું એ પણ પરમાર્થનું કામ નથી? એમાં તમારો સ્વાર્થ છે અને પરમાર્થ પણ છે."

અમથાશેટ—શાહેબ, હેં, હેં, હેં, એ ટો કડયા વગર કંઇ ચાલે! હેં, હેં, હેં, મહાડાજની પદરામણી ટો હોયસ્ટો! હેં, હેં, હેં.

બિપિન૦—ત્યારે આ પણ કર્યા વગર ચાલે? તમારાં બૈરાં છોકરાંની લાજ લુંટાય છે.

અમથાશેટ—શાહેબ, ટેને માટે ટો આગ્યા છીએ! હેં, હેં, હેં. શરી ગોડધનનાથજી શાડું કડે!

માણેકલાલ—સાહેબ કહે છે તે સાંભળો. વચમાં બોલશો નહીં.

બિપિન૦—તમારાં બૈરાં છોકરાંની લાજ લુંટાય તે તમારાથી વેઠાય, પણ ન્યાતીલાઓ બેચાર દિવસ બોલે તે તમારાથી ન વેઠાય! તમારા જેવા અજ્ઞાની અને પોતાના હિતના ભાન વગરના માણસો તો મેં આજ જ જોયા. મંદિરો બંધાવવાની મારી ના નથી. મહા-

રાજાઓનો યોગ્ય સત્કાર કરવાની પણ મારી ના નથી. પ્રભુની સેવા મને પણ પ્રિય છે. મંદિરોમાં દર્શન કરવાં મને પણ ગમે છે. ઠાકોરજીના ઓચ્છવો, ભજનો, અને કીર્તનોમાં મને શ્રદ્ધા છે; આપણી પ્રજાનું એ જીવન છે, એ હું સમજું છું. પણ સઘળું કંઇક મર્યાદામાં હોય. આ જીવતા મનુષ્યદેવોની પૂજા કરવાનું અને તેમની આબરૂ જાળવવાનું કામ તો સૌથી પહેલું જ કરવાનું છે. એ જીવતા દેવો હશે તો જ મંદિરો ઉભાં રહેશે. વખત બદલાયો છે તેની સાથે તમારે પણ કંઇક બદલાવું જોઇએ. આસપાસ જુવો કે દુનિયા કેવી ચાલે છે, અને તે પ્રમાણે તમારી ન્યાતમાં, જાતમાં, અને ગામમાં સુધારો કરો. કુવામાંના દેડકાની પેઠે 'આટલી જ દુનિયા છે,' એમ કરીને બેશી ન રહો. તમારાથી ન બને તે સરકારને કહો. આ તો તમારાથી બને તેવું છે.

અમથાશેઠ—હેં, હેં, શાહેબ, એટે કમ હાય! શરી ગોવડ્ઢનનાથ. હેં, હેં, શાહેબ, આપ ખરું કહો છો, પણ જાને છટે, ન્યાટમાં રહેવું અને, જાને છટે, એમ કડવું મુશ્કેલ છે. શરી ડાઉડયાળ, શરી ગોવડ્ઢનનાથ!

બિપિન૦—તમારૂં ગામ ખાતું પીતું છે. ગયે વરસે તમે ત્રીસ હજાર ન્યાતવરામાં ખરચ્યા અને તમને કુવા કરાવવાના પૈસા નથી મળતા? તમે તમારે હાથે કરીને પગ ઉપર કુહાડો મારો છો. આવાં મૂર્ખ માણસોને માટે ઇશ્વરને ઘેર પણ દયા નથી. આવાં માણસો તો દુઃખી થવાને જ સરજાયલાં છે. જાવ, આ બાબત માટે સરકાર કશુંએ કરનાર નથી. તમારા કુવાઓ પાસે બંદોબસ્ત રાખનાર પોલીસ સિપાઇઓને પણ હું ખસેડી લઇશ. તેને પણ તમે લાયક નથી.

અમથાશેઠ—શાહેબ, એટલી બઢી કરૂામડજી! શરી મહાપડભુજી આપનું ભલું કડે! શાહેબ, મેડબાની રાખો!

બિપિનચંદ્ર—ઠીક છે, જોઇશું.

કંઇક આશા ભર્યો જવાબ સાંભળીને રાજી થતા કુંભાના લોકો બધા રજા લઇને જવા લાગ્યા. એવા મૂર્ખ અને પોતાનું પણ હિત નહીં સમજનારા મનુષ્યોને માટે હૃષીકેશચંદ્ર મનમાં અફસોસ કરવા લાગ્યો. તેઓ ગયા એટલે તેમની પાછળ તે જોઇ રહ્યો અને ક્ષણવાર પછી બોલ્યો: "બિપિનભાઇ, ઘણા કાળથી ચાલતા આવતા દુષ્ટ અને

હાનિકારક રિવાજોની અસરરૂપી કાળી મેશ આર્યોના બુદ્ધિ પટ ઉપર એટલી તો બાઝી ગઇ છે કે પોતે મનુષ્ય છે એવું ભાન પણ તેઓ ભુલી ગયા છે. એ અનિષ્ટ રિવાજોના બંધનમાં તેમને લાજ, આબરૂ કે કશાનો વિચાર રહેતો નથી. ચાર દિવસની વાહવાહમાં તેઓ કૃતાર્થ થયા એમ માને છે. અમુક નહીં કરીએ તો ખોટું દેખાશે એમ ન્યાતથી તેઓ ડરે છે, પણ ઇશ્વરથી તેઓ ડરતા નથી. નીતિ કરતાં રૂઢિને તેઓ વધારે ગણે છે. રૂઢિ અંતે લાભકારક છે કે હાનિકારક છે તેનો વિચાર કર્યા વગર, તેનો મર્મ સમજ્યા વગર, માત્ર વર્તમાન સમયમાં ખોટું દેખાવાના ભયથી, રૂઢિ પ્રમાણે તેઓ વર્ત્યે જ જાય છે અને આખરે પાયમાલ થાય છે. આવા રૂઢિદાસો પૃથ્વી ઉપર કહીંએ શોધ્યા નહીં જડે."

ક્ષણવાર હૃષીકેશચંદ્ર બોલતો બંધ થયો; ક્ષણવાર તે આમ તેમ જોવા લાગ્યો. ક્ષણવાર તેનું હૃદય વિશ્રાંતિ ભોગવવા લાગ્યું. ક્ષણવાર તેના વિચારો બીજી બાબતમાં દોરાયા. તે શાંત થયો, ઉંડા વિચારમાં પડયો, પણ એટલામાં મ્યુનિસિપાલિટીનાં કાર્યો તરફ તેનું મન જવા લાગ્યું અને તે નિઃશ્વાસ નાંખતો નીચેના વિચારોમાં ડુબી રહ્યો અને આંખરે બોલ્યોઃ

"આપણી મ્યુનિસિપાલિટીઓનાં પણ પોકળ કેવાં છે ? સભાસદો ગમે તેવા ચુંટાય, લોકની દાઝ જાણનારા બાજુએ રહે અને માત્ર કીર્તિના લોભીઓ જ ચુંટાય ! કામ કરનારાઓને મત ન મળે અને દંભીઓને સૌએ મત આપે. મત આપવામાં પણ જુઠું બોલાય અને વચનનો ભંગ થાય. કેટલાએ પૈસા વેરાય. એવી ચુંટણીઓનું પરિણામ પણ જોવા જેવું જ હોય. શેરીઓ, મહેલ્લાઓ, પુરા વળાય નહીં. બજારો પુરાં સાફ થાય નહીં. ગામડાંમાં તો મેલું અને કચરો જ્યાં ને ત્યાં પડેલાં જ હોય. સભાસદો અને અમલદારોનાં ઘર પાસે ચોખ્ખું રખાય એટલે આખું ગામ ચોખ્ખું થઇ ગયું. રૈયતને ઇનસાફ આપવામાં અને જનહિતનાં કામોનો નિકાલ કરવામાં પણ સ્વાર્થ બુદ્ધિ જ દર્શાવાય !

"અફસોસ! આપણામાં કર્ત્તવ્યનું ભાન કયારે આવશે ? દૃઢ ચારિત્ર્ય કયારે બંધાશે ? યુરોપિયનોનું આપણે અનુકરણ કરીએ છીએ પણ કર્ત્તવ્યના વિચાર વગર આપણા પૈસા પાણીમાં જાય છે. આપણી મ્યુનિસિપાલિટીઓ પ્રજાને જોઇએ તેવું સુખ આપી શકતી નથી.

જ્યાં કર્ત્તવ્યવિચાર નથી, એક સિદ્ધાંત નથી, અને દૃઢ ચારિત્ર્ય નથી ત્યાં પ્રજા પ્લેગ કે મરકીના પંઝામાં સપડાયલી રહેવાની જ. તે પ્રજાના નશીબમાં સારી હવા, અજવાળું કે સુખાકારી લખાયલાં છે જ નહીં."

વિચારમાં ને વિચારમાં હૃષીકેશચંદ્ર ખુરશી ઉપરથી ઉઠયો અને ચાલ્યો ચાલ્યો ઓટલા ઉપર ઓસરીમાં ગયો. ઓસરીમાં તે આમ તેમ આંટા મારીને ફરવા લાગ્યો. માનવજાતિના દુઃખના વિચારોથી તેનું સ્નેહાળ અને દયાર્દ્ર હૃદય ખિન્ન થવા લાગ્યું. સમસ્ત જગતનું કલ્યાણ ઇચ્છનારી તેની વૃત્તિઓ જગતના કલ્યાણના માર્ગો શોધવા લાગી.

હૃષીકેશચંદ્ર દરેક મનુષ્યમાં પ્રભુનો અવતાર જોતો. મનુષ્ય, પ્રાણી, પદાર્થ, ઝાડ, પાન, સર્વમાં એક નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુકત, અને સર્વ શક્તિમાન પરમાત્મા રહેલો છે એમ તે દૃઢપણે માનતો. મનુષ્યની મનુષ્ય પ્રત્યે, સમાજ પ્રત્યે, અને ઇશ્વિર પ્રત્યે શી શી ફરજો છે તે એ સમજતો. જેમ સર્વત્ર આકાશ વ્યાપી રહેલું છે તેમ પ્રભુની કૃપા સર્વત્ર પ્રસરી રહેલી છે; પ્રભુમાં ચિત્ત રાખનારો, પ્રભુના પ્રસાદથી તે કૃપાનો ભોકતા થશે અને સર્વ મુશ્કેલીઓને તરી જશે, એમ તે માનતો. मच्चित: सर्वदुर्गाणि मत्प्रसादात् तरिष्यति એ ભગવદ્‌વાકયને તે નિત્ય સંભારતો અને તે પ્રમાણે વર્તન કરતો. એ પ્રભુકૃપા મેળવવાનાં સાધનો કયાં છે તે હૃષીકેશચંદ્ર લક્ષમાં લેતો. કામ ક્રોધાદિનો ત્યાગ કરી, પ્રભુને સર્વ કર્મ સમર્પણ કરી, પ્રભુપરાયણ થઇ, પ્રાણીમાત્રને પ્રભુનાં સ્વરૂપ સમજી, જનસેવામાં અને ભૂતદયામાં સર્વદા તત્પર રહેવું, એ જ પ્રભુકૃપા મેળવવાનો સૌથી શ્રેષ્ઠ માર્ગ છે, એમ હૃષીકેશચંદ્ર દૃઢપણે સમજતો.

એવા શ્રદ્ધાળુ અને દયાળુ મનુષ્યનું મન સર્વદા લોકલાગણીમાં પરોવાયલું રહે, બીજાને સુખે સુખી રહે અને બીજાને દુઃખે દુઃખી રહે, એમાં આશ્ચર્ય શું?

હૃષીકેશચંદ્રનું મન, બુદ્ધિ, ચિત્ત, અને હૃદય, માનવજાતિને માટે લાગણીથી ભેદાઇ રહ્યાં હતાં. તે પ્રભુના પ્રેમનો વાહક છે એમ તેનું ચલન, વલન, અને મનન દર્શાવી રહ્યાં હતાં.

હૃષીકેશચંદ્રના મનમાં હજી અનેક વિચારો ઘોળાયા જ કરતા હતાઃ "રાજ્યદ્વારી હિલચાલો, પાશ્ચાત્ય આદર્શોનાં પરિણામ છે. પાશ્ચાત્ય પદ્ધતિના તે નમુના છે. હિંદને આત્માનું સામ્રાજ્ય જોઇએ

છીએ. હિંદ તપોભૂમિ છે, પુણ્યભુમિ છે, કર્મભૂમિ છે. હજારો વર્ષનાં તપ અહીં તપાયાં છે. ઋષિઓ અને દેવતાઓ અહીં સંચર્યા છે. અધ્યાત્મિકતા હિંદનું આદર્શ છે. પ્રાચીન ભાવનાઓને દૂર કરી પ્રજા સમક્ષ એકલા રાજકીય પ્રશ્નો જ ધરવામાં આવશે, તો પ્રજા-જીવન છિન્નભિન્ન થશે. ક્યાં છે આપણામાં પ્રાચીન ધાર્મિકતા ? ક્યાં છે આપણા હૃદયમાં લોકનું કલ્યાણ કરવાની ઋષિઓ જેવી ભાવનાઓ ? જુના વિચારના રૂઢિને મુખ્ય ગણે છે, નવા વિચારના વિલાસમાં ધનનો વ્યય કરે છે. ”

આવા આવા અનેક વિચારો હૃષીકેશચંદ્રના હૃદયને વલોવવા લાગ્યા. હિંદના અનેક સામાજીક, ધાર્મિક, ઔદ્યોગિક, અને રાજકીય પ્રશ્નો તેની સ્મૃતિમાં તરી આવવા લાગ્યા. સર્વેનો તે એકદમ નિકાલ કરી શક્યો નહીં. તેનું મગજ થાકી ગયું, તેથી તે ત્યાંથી ગયો અને પોતાની ઓરડીમાં જઇ જરા શાંત ચિત્તથી આરામ ખુરશીમાં પડયો.

હૃષીકેશચંદ્રના ગયા પછી બિપિનચંદ્ર એકલો પડયો અને તેથી તે લાઇબ્રેરીમાં જતો રહ્યો. રાત પડી એટલે સર્વેએ વાળુ કર્યું અને કેટલોક વખત આમ તેમ વાતો કર્યા પછી બધાં પોતપોતાને સ્થાને જઇને સુઇ ગયાં.

બીજે દિવસે બિપિનચંદ્ર સવારમાં વ્હેલો ઉઠયો. ન્હાઇ, ધોઇ, સ્નાન, સંધ્યા પરવારીને તે દિવાનખાનામાં બેઠો અને રાજ્યનાં કામો સંબંધીના કેટલાક કાગળ આમ તેમ ઉથલાવવા લાગ્યો. એટલામાં એક સ્વાર તેના બંગલાના કંપાઉન્ડમાં દાખલ થયો. તે સ્વાર મહા-રાણા પ્રતાપસિંહ પાસેથી આવ્યો હતો. સ્વારે એક કાગળ ખીસ્સામાંથી કહાડયો અને પટાવાળાને આપ્યો અને પટાવાળાએ જઇને બિપિન-ચંદ્રને આપ્યો. રાણાજીએ બિપિનચંદ્રને જલદીથી બોલાવ્યો હતો. બિપિનચંદ્ર એકદમ ઉઠયો અને કપડાં પહેરીને તૈયાર થયો. ઘોડા-ગાડી આવી એટલે તેમાં બેશીને તે ચાલતો થયો.

વાંચનાર ! આ કથા તો એટલેથી રહી. હવે ચાલો આપણે જોઇએ કે રાણા પ્રતાપસિંહના દરબારમાં અને કુટુંબમાં શા બનાવ બની રહ્યા હતા.

## પ્રકરણ ૫ મું.

### પ્રતાપસિંહ અને રાણી સત્યવતી.

મહારાણા પ્રતાપસિંહના પિતાનું નામ ઉદયસિંહ હતું. ઉદયસિંહ જ્યારે રાજ્ય કરતા હતા ત્યારે તેમના રાજ્યની જાહોજલાલી પુર જોરમાં જામી રહી હતી. રાજ્યમાં અનેક ભાયાતો હતા અને તે રાજ્યના સ્તંભ તરીકે લેખાતા. તે રાજાને વફાદાર રહી રાજ્યને ટકાવવાને અને તેને વધારવાને રાજાના મુખમાંથી નીકળતા બોલ ઝીલી રહ્યા હતા. આ વફાદારીની બુજ, જાગીરો, વતન, વાડી, કે વજીફાઓની બક્ષીસોથી ઉદયસિંહ કરતો અને ભાયાતોને પોતાનું અંગ સમજીને તેમનું માન રાખતો અને તેમના મનને કદી દુભવતો નહીં. ભાયાતો વડે રાજા અને રાજા વડે ભાયાતો એમ બંનેના મનમાં બંનેનું ઐક્ય સાધનાર વિચાર દઢપણે દસી રહ્યો હતો. દરબાર ભરાતો ત્યારે એક ઉચ્ચ સિંહાસન ઉપર રાજા બિરાજતો અને તેની બંને બાજુએ ભાયાતો, સામંતો વગેરે પોતપોતાના હોદ્દા પ્રમાણે નિર્માણ કરેલાં આસનો ઉપર બેસતા. કોઇ પણ બાબતની ચર્ચા કરવામાં સર્વનો સમાન હક્ક ગણાતો. રાજા અને ભાયાતો મળીને જે ઠરાવ કરે તે જ છેવટનો ઠરાવ ગણાતો. જાણે રાજા મસ્તક હોય અને ભાયાતો તેની બે ભુજાઓ હોય એમ કનકપુરનું રાજ્યતંત્ર ચાલી રહ્યું હતું.

મહારાણો પ્રતાપસિંહ ગાદીએ બેઠા પછી પોતાના પિતાની નીતિ રીતિ પ્રમાણે ચાલતો અને એ ભાયાતો અને સામંતોને રાજ્યના સ્તંભ ગણી દરેક બાબતમાં તેમની સલાહ લઇને રાજ્યકારભાર ચલાવતો. ભાયાતોની જાગીરો, વતન વગેરેને તે સહીસલામત રહેવા દેતો અને દરબારમાં તેમની આબરૂ વધારતો, તેમના હક્કને નુકસાન ન પહોંચે તેમ તે વર્તતો અને પ્રજામાં તેમનું માન વધે તેની કાળજી રાખતો. એથી કરીને રાજા અને ભાયાતોનો પરસ્પર ભાવ વધતો અને સંકટ સમયે બંને એક બીજાની પડખે ઉભા રહેતા. પ્રતાપસિંહ કોઇ દિવસ તેમનો બોલ ઉથામતો નહીં અને ભાયાતો તેના બદલામાં પોતાનો પ્રાણુ અર્પીને પણ રાજાનું કાર્ય કરવાને

તત્પર થઇ રહેતા. પ્રજાવર્ગના શ્રીમંત અને કુળવાન પુરૂષોનો મોભો તે સાચવતો અને તેમને રાજ્યતંત્રમાં આગળ આણવાનો અને સારી નોકરીઓ આપવાનો પ્રયાસ કરતો. આવી રીતે પ્રજાવર્ગના આબરૂદાર ગૃહસ્થો આગળ આવતા, પ્રજાવર્ગની દાદ, ફરિયાદો અને જરૂરીયાતો વિના પ્રયાસે સમજાતી, તેમનો નિકાલ જલદીથી થતો અને અમલદારો પ્રજાવર્ગમાંના આબરૂદાર અને શ્રીમંત ગૃહસ્થો હોવાથી રૈયતના મનનું ઝટ સમાધાન થતું અને લાંચ કે રૂશ્વતને અવકાશ રહેતો નહીં.

આપણાં શાસ્ત્રો કહે છે કે રાજા વિષ્ણુનો અવતાર છે. કનકપુરની પ્રજા મહારાણા પ્રતાપસિંહને ઈશ્વરની માફક પૂજતી અને જાણે ઈશ્વરનો હુકમ પાળતી હોય તેમ તેનો હુકમ પાળતી. રાજા અને રાણી તરફ તે વફાદાર રહેતી અને અત્યંત ભાવથી તેમની છબીઓને નમન કરતી. રાજા અને રાણી પણ રૈયતને અનેક લાડ લડાવતાં અને તેમની ઇચ્છાઓને પૂર્ણ કરતાં.

પ્રતાપસિંહની રાણીનું નામ સત્યવતી હતું. રાણી સ્વભાવે સુશીલ હતી. રાજ્યકારભારથી શ્રમિત થયેલો રાજા પ્રતાપસિંહ સત્યવતીની પાસે આવતો અને તેનું ચંદ્ર સમાન શાંત અને તેજસ્વી વદન નિહાળી અત્યંત વિશ્રાંતિને મેળવતો. સત્યવતીનું શરીર કમળના દાંડા જેવું કોમળ હતું. તેની આંખો અને ભ્રમર ઉપર મૃદુતાનાં ચિન્હ જણાઇ આવતાં હતાં. તેના ભવ્ય કપાળ ઉપર કુલિનતાનો વાસ નજરે આવતો અને તેની વચમાં રહેલો કુંકુમનો ચાંલ્લો અખંડ સૌભાગ્ય અને પાતિવ્રત્યની નિશાની દાખવતો તેની શોભામાં વૃદ્ધિ કરતો વિરાજતો અને સુખગૌરવનું જાણે કેન્દ્રસ્થાન હોય તેમ સર્વને આકર્ષતો.

સત્યવતી રૂપવાન હતી પણ તેના મુખ ઉપર એવી તો શાંત પ્રભા છવાઇ રહી હતી કે તેને જોનારના હૃદયમાં એકદમ પવિત્રતા વ્યાપી જતી અને અન્ય વિકારો દબાઇ જઇ સાત્વિક વૃત્તિ તરી રહેતી. તેના નિતંબના ભારથી અને જંઘાની સ્થૂલતાથી તે હંસની માફક ધીમે ધીમે ડોલતી ડોલતી ચાલતી અને પોતાના ચારિત્ર્યના પ્રભાવથી સર્વને આંજી નાંખતી.

અથાગ લક્ષ્મી અને અનેક જાતના વૈભવનાં સાધનો હોવા છતાં પણ સત્યવતી ઘણું સાદું અને સાધુ જેવું જીવન ગાળતી. તેનું હૃદય દયાભાવથી ભરપુર હતું. તેના ચહેરા ઉપર બુદ્ધિનાં ચિન્હ જણાઈ આવતાં. પોતાની પ્રજાને માટે ગમે તેવું કષ્ટ સહન કરવાને માટે તે તૈયાર હતી. પ્રજાની લાગણીઓ અને ઇચ્છાઓને અનુસરીનેજ પોતાનું જીવન ગાળવું એવી તેની ઉત્કટ અભિલાષા હતી. એથી કરીને અઢળક લક્ષ્મી હોવા છતાં પણ રાણી સત્યવતી દીન, દુઃખી અને ગરીબોને માટે મોજશોખ અને વૈભવનો ત્યાગ કરતી અને તેટલો પૈસો ગરીબ રૈયતવર્ગને ખાવાપીવાનાં અને પહેરવાનાં સાધનો પુરાં પાડવામાં ખર્ચતી. પ્રજાના સ્ત્રીવર્ગ સાથે તે હળીમળીને ચાલતી અને તેનું દુઃખ ટાળવાને તે સદા તત્પર રહેતી. ભુખ્યાં તરસ્યાં કે વસ્ત્ર વગરનાં મનુષ્યોને જોઇને રાણી સત્યવતીનું હૃદય દ્રવતું અને તેમને ખાવાનું, પીવાનું અને પહેરવાનું બરાબર મળે નહીં ત્યાંસુધી તે ભોજન લેતી નહીં, અને શરીરે માત્ર એક સાદું વસ્ત્ર જ ધારણ કરતી.

રાણો પ્રતાપસિંહ જ્યારે જનાનામાં જતો ત્યારે સત્યવતી અનેક નોકરો ચાકરો હોવા છતાં પણ પોતે જાતેજ રાજાની શુશ્રુષા માટે સર્વ સામગ્રી તૈયાર કરતી અને પોતાના પતિની સેવા પોતે જ કરવી ઉચિત છે એમ ધારી એ પતિપરાયણા રાણી અનેક રીતે રાજાની આગતા સ્વાગતા કરતી અને તેના મનને રીઝવતી. ભાડુતી નોકરોથી થયેલી સેવામાં અંતઃકરણના ભાવની ખામી હોય છે એમ માની સત્યવતી પોતાને હાથે મુખમલનો ગાલીચો બિછાવતી, તેના ઉપર સુંદર ઝીણી મલમલની ચાદર પાથરતી, અનેક પ્રકારના મેવા, ફળાદિકને પોતાને હાથે ફોલી, સાફ કરી, કકડા કરી, સુંદર ચાંદીના થાળમાં તે ગોઠવતી અને રાજા આવે ત્યારે તેને બેસાડી, તેની પાસે તે મુકી, નિર્મળ જળથી ભરેલી એક રૂપાની ઝારી હાથમાં લઇને તે તેની સામે ઉભી રહેતી. પતિ પ્રત્યેનો તેનો ભાવ બીજાને હાથે કરાવાયલી સેવામાં સર્વદા અપૂર્ણતા જ જોતો.

એક દિવસ રાજા પ્રતાપસિંહ સત્યવતીના જનાનામાં ગયો. અનેક પ્રકારના વૈભવોમાં જીવન ગળાતું હોવા છતાં પણ રાણીને તેણે એ સમયે દીર્ઘ શ્વાસથી નિશ્વાસ મુકતી જોઇ. રાજાએ તેને અનેક રીતે આશ્વાસન આપવા માંડ્યું, ઠંડું જળ મંગાવી તેનું પાન

કરાવ્યું. અનેક રત્નજડિત હાર, કંકણુ, મોતીની માળાઓ, વગેરે તેની પાસે લાવીને મુક્યાં. મૂલ્યવાન વસ્ત્રો મંગાવી તેની આગળ ધર્યાં. ચંદન, પુષ્પની માળાઓ, કદળી પત્ર, જાઇ, જુઇ, ચંપેલી, અને મોગરાથી ભરેલા પંખાઓથી તેની કાયા ઉપર પવન નંખાવ્યો. સુવાસિત પુષ્પની ચાદર તેની શય્યામાં પથરાવી. એમ અનેક રીતે સત્યવતીના મનનું સમાધાન પ્રતાપસિંહે કરવા માંડ્યું, પણુ તે વધારે વધારે ઉદાસ થતી ગઇ.

ગમે તેવી આફતમાં હોય પણુ જેની પાસે બેસવાથી અને જેનું મુખ નિહાળવાથી રાજાને અપૂર્વ શાંતિ વળી જતી, તે રાણીને દીર્ઘ નિશ્વાસ નાંખતી જોઇને રાજાનું હૈયું ભરાઇ આવ્યું. રાજાએ તેનું અનેક રીતે સાન્તવન કરવા માંડ્યું. તેણે તેને અનેક સવાલો પુછ્યા ત્યારે સત્યવતીએ જવાબ આપ્યો: “ રાજાજી ! મારે દ્રવ્યની કે સત્તાની કે નોકર ચાકરની ખોટ નથી. તમારૂં શરીર હયાત છે ત્યાં સુધી મારે તે સર્વસ્વ છે. પણુ આ રાજ્ય, વૈભવ અને સમૃદ્ધિને। ભવિષ્યમાં માલીક કોણુ થશે, એ વિચાર મારા મનને વલોવી નાંખે છે. ”

સત્યવતીને સંતાન નહોતું. રાણો પ્રતાપસિંહ તેની ઇચ્છા સમજી ગયો. તેણે જવાબ આપ્યો: “ આપણાં ભાગ્યમાં હશે તેમ થશે. આપણા પૂર્વ જન્મનું કંઇપણ દુષ્કર્મ આપણુને નડતું હશે. રાણી ! સારૂં કે નઠારૂં કર્મ, પછી તે ગમે તો મોટામાં મોટું હોય કે અલ્પમાં અલ્પ હોય, પણ તે તેનું ફળ આપ્યા વગર રહેતું નથી. કર્મનો સિદ્ધાંત ગહન છે. તે મોટા રાજાને પણ છોડતો નથી. પ્રભુને ત્યાં રંક અને રાય સૌ સરખા જ છે. આ જગતમાં કોઇ સંપૂર્ણ નીતિમાન નથી અને તેથી કોઇ પણ સંપૂર્ણ સુખી નથી. આપણે રાજ્યના માલીક છીએ તેથી એમ નથી ધારવાનું કે આપણાં પાછલાં બધાં કર્મો સારાં જ હશે. આપણે રાજારાણી છીએ એવો ભાવ મનમાંથી કહાડી નાંખી, આપણે પણ બીજાં મનુષ્યો જેવાં પામર મનુષ્યો જ છીએ એવો વિચાર ધારણ કરીને આપણે આપણી કાયા અને કર્મોને તપાસવાં જોઇએ. તેમ કરવાથી આપણુને કર્મની ગહન ગતિનું ભાન થશે અને સમજાશે કે પૂર્વ જન્મનું કોઇપણ દુષ્કર્મ આપણુને પુત્રની પ્રાપ્તિ થવા દેતું નથી. કર્મનો સિદ્ધાંત રંકને અને રાજાને એક સરખો જ લાગુ પડે છે. ઇશ્વરને ત્યાં સૌને માટે એક સરખો જ

ન્યાય પ્રવર્તે છે. જેવું વાવીએ તેવું લણીએ; જેવું કરીએ તેવું પામીએ. પુત્રની ખોટ આપણને એક મોટો સિદ્ધાંત યાદ કરાવે છે; અને હવે પછી આ જન્મમાં બહુ સાવચેતી રાખીને કર્મ કરવાં, નહીં તો આવતા જન્મમાં વધારે માઠું પરિણામ ભોગવવું પડશે, એમ શિખવે છે. ન્હાનામાં ન્હાનું પણ દુષ્કર્મ તેનું માઠું ફળ ભોગવાવ્યા વગર મનુષ્યને છોડતું નથી."

સત્યવતી રાણીએ ફરીથી એક દીર્ઘ નિશ્વાસ મુકયો. પૂર્વ જન્મમાં એવું તે કયું પાપ કર્યું હશે એમ તે મનમાં વિચાર કરવા લાગી. આખરે પાછો રાજા પ્રતાપસિંહ બોલી ઉઠયો: "પૂર્વ જન્મના કોઇ પણ દુષ્કર્મને લીધે પ્રભુની આટલી અવકૃપા આપણા ઉપર થઇ રહેલી છે. તે અવકૃપાનું નિવારણ કરવાને હું અનેક ઉપાયો કરીશ. પુણ્યે પાપ ઠેલાશે. સત્સંગ અને સાધુ સમાગમ એ અવકૃપાનો ઉપાય છે. પછી કર્તાહર્તા તો પ્રભુ એકલો જ છે." આમ બોલતે બોલતે રાજાએ અનેક સાધુ સંતોની સેવા કરવાનો, અને ઐહિક તથા પારમાર્થિક ઉપચારો યોજવાનો મનમાં નિશ્ચય કર્યો. પ્રભુકૃપાને મેળવવાનો તેણે ઠરાવ કર્યો.

આ પ્રમાણે સાધુ સંતોની સેવા કરતાં, દેવસ્થાનોમાં અનુષ્ઠાનો કરાવતાં, અપંગ અને નિરાશ્રિતોને દાન દેતાં, વિદ્યાર્થીઓને વિદ્યાનાં સાધન કરી આપતાં, પ્રજાનું અનેક રીતે લાલન પાલન કરતાં, અનેક માસ વીતી ગયા. રાણી સત્યવતીએ શિવપૂજન કરવા માંડયું. સવારમાં તે ચાર વાગ્યે ઉઠતી, સ્નાન કરતી, ચંદન, બીલીપત્ર, પુષ્પ, ગંધ, વગેરેની સામગ્રી તૈયાર કરાવી વેદ મંત્રોચ્ચારથી શ્રીમહેશ્વરને તે પૂજતી. પોતાનું સઘળું જીવન તેણે હવે શિવમય બનાવી દીધું. ન્હાતાં, ધોતાં, ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં, તેનું ચિત્ત સર્વદા શિવના ધ્યાનમાં જ મગ્ન રહેતું. અનેક અપવાસ, વ્રત પણ તે કરતી. અનેક દાન તે આપતી. ધર્મની જાણે મૂર્તિ હોય તેમ તેની કાયા, મન, અંતરાત્મા વગેરે પ્રભુભકિતમાં તદાકાર થઇ રહેલાં જણાતાં. પ્રભુભકિતના પ્રભાવથી રાણી સત્યવતીનો બાહ્ય દેખાવ ભવ્ય, વિચારવંત અને ધૈર્યશીલ બની રહ્યો હતો. રાજાની રાણી હોવાથી કોઇ વાર તે દામદમામ વાળો જણાતો પણ તેનું હૃદય ખોલીને જોનારને તેની આંતર્વૃત્તિ શ્રદ્ધાળુ, દયાળુ અને ઘણી નરમ દેખાતી.

દિવસો વ્યતીત થવા લાગ્યા. સત્યવતીનો અંતરાત્મા પ્રસન્ન દેખાવા લાગ્યો. તેનું ચિત્ત શિવભક્તિમાં પરોવાયલું રહેવા લાગ્યું. તેના વિચાર પ્રભુમય બની રહ્યા. તેનું હૃદય પ્રભુમંદિર થઇ રહ્યું. મનમાં તેને ભાસ થવા લાગ્યો કે પ્રભુ તેની અરજ સાંભળશે. વધારે વધારે તે પ્રભુપ્રાર્થના કરવા લાગી. તેનો આખો મહેલ ભક્તિભાવની ઉત્તમ પ્રભાથી છવાઇ રહ્યો. નોકરો ચાકરો, દાસીઓ, સૌના ઉપર ભક્તિભાવની અલૌકિક અસર થવા લાગી.

'શિવ ! શિવ ! હર ! હર ! મહાદેવ !' પવિત્ર જાન્હવીમાં સ્નાન કરીને બહાર નીકળનાર દરેક મનુષ્ય વદે છે. શિવ ! એ નામ કલ્યાણવાચક છે, અને શિવ મનવાંચ્છિત ફળના દાતા છે. તેમની અનુકમ્પાના દાખલાઓ અગણ્ય છે. એક નીચ પારધિ, અજાણે વૃક્ષ ઉપરથી શિવલિંગ ઉપર અશ્રુપાત કરીને કેવો ભવસાગરને તરી ગયો છે ! શિવ વિષેની દંતકથાઓ, તેમની ભૂતદયાના દાખલાઓ, અને તેમનો મહિમા ભારતવાસીઓથી અજાણ્યાં નથી.

શિવલીલાનાં અનેક દૃષ્ટાંતો હવે રાણી સત્યવતીના હૃદયમાં રમી રહ્યાં. તે એક દિવસ સવારમાં જેનું ભસ્મયુક્ત શરીર છે, જેના જટાયુક્ત મસ્તકમાંથી પવિત્ર ભાગીરથી વહી રહી છે, વ્યાઘ્રચર્મ જેના અંગ ઉપર છે, અને જેના લલાટ ઉપર અર્ધ ચંદ્ર ચળકી રહ્યો છે, એવા શિવજીનું ધ્યાન ધરવા લાગી. આખો દિવસ તેણે શિવાલયમાં ગાળ્યો. તે દિવસ પછી એકાદ માસ વીત્યા બાદ તેની સાત્વિક હૃદયની ભાવના સફળ થઇ.

દિવસ ત્રયોદશીનો હતો. વાર સોમવાર હતો. સોમ પ્રદોષનો સમય હતો. વખત સાયંકાળનો હતો. ભગવાન સૂર્યનારાયણ જાણે કે રાણી સત્યવતીના તપાચરણનો પ્રભાવ જોઇને શરમાતા હોય તેમ પોતાના સપ્તાશ્વને ધીમે ધીમે ખેંચી લઇ અસ્તાચળની પાછળ જાણે કે સંતાઇ જવાનો પ્રયાસ કરતા હોય તેમ ધીમે ધીમે પલાયમાન થતા દેખાતા હતા. બીજી બાજુએ હિમરશ્મિ ચંદ્રમા જાણે કે સત્યવતીની મુખપ્રભાથી અંજાતો હોય તેમ ધીમે ધીમે ડોકીયાં કરતો ઉદયમાન થતો હતો. સત્યવતીએ સ્નાન કરી, શુદ્ધ વસ્ત્ર પહેરી, કપાળમાં કુંકુમની અર્ચા કરી, સૌભાગ્ય સૂચવે એટલા જ અલંકાર ધારણ કરી, અત્યંત ભક્તિભાવથી શિવપૂજન આરંભ્યું હતું. તેના મૃદુ મુખ ઉપર અલૌકિક પવિત્રતાની છાયા વ્યાપી રહી હતી. ભ્રુકુટિ-

ઉપર એકાગ્રતાનું ચિન્હ જણાતું હતું. મૃદુતાથી ઢળી જતાં તેનાં વિશાળ નેત્રોમાં ભક્તિભાવની અસર સમજાતી હતી. તેનું શાંત અને ઘણું ધીમેથી ધબકતું વક્ષઃસ્થળ પ્રભુચિંતનમાં એકાગ્રતા અને ભક્તિરસનું સંપૂર્ણ પાન સૂચવતું હતું. તેની શિથિલ કાયા અને શિથિલ જંઘાઓ ઉપર પડેલી તેની બે ભુજાઓ, અશરણના શરણ પરમેશ્વરને શરીરનું સમર્પણ થયેલું છે એમ દર્શાવી રહ્યાં હતાં.

સૂર્યનારાયણનો પ્રકાશ ધીરે ધીરે ઝાંખો થવા લાગ્યો. સાયંકાળના સુગંધવાહી પવનની લહેર સત્યવતીના પવિત્ર શરીરને સ્પર્શ કરવા લાગી. આકાશમાં ચંદ્રોદય ધીમે ધીમે થવા લાગ્યો. તેનાં એકાદ બે કિરણ મહેલની બારીમાં થઇને આ તપસ્વિની રાણીની કાયઃ ઉપર પડવા લાગ્યાં. ચકલી વગેરે પક્ષીઓ ચોરોની માફક માળામાં લપાઇ જવા લાગ્યાં. ક્વચિત્ તેમનો અવાજ સંધ્યાની શાંતિનો ભંગ કરતો હતો. ઉંચે વાદળી રંગે રંગાયલું આકાશ આવી રહ્યું હતું. પોતાને સ્થાને પાછા ફરતા કાગડાઓના કા, કા, શબ્દ તેમાં સંભળાતા હતા. સંધ્યા અને સૂર્યનું તુમુલ યુદ્ધ ચાલુ હતું. શ્રમિત રવિરાજને સંધ્યાદેવી પરાજીત કરતી હતી. આખરે તેણે તે તેજના સાગર પ્રકાશિત સૂર્ય મંડળને ઉંચી ટેકરીઓ ઉપરથી નીચે ગબડાવી દીધું. સૂર્યાસ્ત થયો ! સંધ્યાદેવી પોતાનું સામ્રાજ્ય ચલાવવા લાગી. નવવધુની માફક તે અનેક રંગો બદલવા લાગી.

રાત્રીએ પ્રદીપ છોડયા પછી, ઈશ્વરનું સ્તવન કરતે કરતે સત્યવતી સુઇ ગઇ અને નિદ્રાને વશ થઇ. લગભગ ચાર વાગ્યાનો સમય થવા આવ્યો ત્યારે એને સ્વપ્ન આવ્યું, અને સ્વપ્નામાં તેણે જાણે કે પોતાનો જ બાળ પોતાની પાસે રમતો હોય તેમ જોયું. સવારમાં રાણીએ એ વાત રાજાને કહી. રાજા એકદમ બોલી ઉઠયોઃ "રાણી, તમારો વંઝ્યાદોષ ટળ્યો, પ્રભુની કૃપા પ્રાપ્ત થઇ, એમ સમજો. પૂર્વ જન્મનું કંઇક પણ નઠારૂં કર્મ અત્યાર સુધી આડે આવ્યા કરતું હતું. તે ગમે તેવું અલ્પ હશે પણ તેણે તેનું ફળ ભોગવાવ્યું અને અત્યાર સુધી તમને ચિંતાતુર રાખ્યાં. તે કર્મની અવધિ આવી રહી, અને સત્કર્મનું જોર વધ્યું, તેથી પ્રભુકૃપા થઇ. આ ઉપરથી એટલું ધ્યાનમાં રાખજો કે ગમે તેવું કર્મ, પછી તે ન્હાનું હોય કે મોટું હોય, પણ તે આજ, કાલ, વર્ષે, કે સો વર્ષે

આવતા જન્મમાં પણ તેનું ફળ ભોગવાવે છે. મનુષ્યને પોતાના કર્મોને લીધે અનેક અવતારો લેવા પડે છે અને સુખદુઃખના ભોક્તા થવું પડે છે. સારા કર્મનું સારૂં ફળ અને નઠારાનું નઠારૂં ફળ. કર્મ કરતાં મનુષ્યે ડગલે ડગલે સારાસારનો વિચાર કરવાનો છે."

કેટલાક માસ વીત્યા બાદ રાણી સત્યવતી સગર્ભા થઇ. તેનું વદન ભરાવદાર દેખાવા લાગ્યું. જાણે કે એક સિંહણ પોતાના બાળ સિંહને ખોળામાં સંતાડીને બેઠી હોય, અને તેના ઉપર પોતાના શરીરના સઘળા અવયવો પ્રસારી રહી હોય તેમ સગર્ભા સત્યવતી જ્યારે જમીન ઉપર બેસતી ત્યારે દેખાતી અને તેના અવયવો પ્રફુલ્લ અને વિકસિત થયેલા જણાતા હતા. તેની ચાલમાં આલસ્યની છાયા દેખાતી હતી. સઘળા શરીરમાં શિથિલતા સમજાતી. પૂર્ણિમાના સંપૂર્ણ કળાવાળા ચંદ્રની માફક તેનું મુખ પુરેપુરૂં ખીલેલું દેખાતું હતું.

ગર્ભવતી રાણીનું દોહદ પુરૂં પાડવાને માટે રાજાએ અનેક યુક્તિઓ રચવા માંડી. સત્યવતીએ ધારણ કરેલો ગર્ભ સંસ્કારી બને, તેના તનનું, મનનું, અને નૈસર્ગિક શક્તિનું પોષણ થાય તે માટે વિવિધ પ્રકારના ઉપાયો તેણે યોજવા માંડ્યા. પ્રાચીન આર્ય મુનિઓના સિદ્ધાંતોના સંસ્કાર પડે, અને બાળક ક્ષાત્રધર્મને યોગ્યરીતે પાળનારૂં થાય, તેને માટે રામાયણ, મહાભારતાદિની કથાઓ સત્યવતીને તેણે સંભળાવવા માંડી. ગર્ભની દીર્ઘદૃષ્ટિ વધે, કુદરત નિહાળવાનું અને તેમાંથી અનેક સત્યો શોધવાનું તેને મન થાય તે માટે સત્યવતીનો કેટલોક સમય કનકપુરની પાસે આવેલા એક ન્હાના, રળીયામણા અને સૃષ્ટિસૌંદર્યવાળા ઉપવનમાં ગળાવવામાં આવતો હતો. એ ઉપવનમાં કુદરતી દેખાવો અસંખ્ય હતા. ત્યાંથી થોડે છેટે આવેલી ડુંગરોની રમણીય હાર નજરે આવતી હતી. સઘળો પ્રદેશ રમ્ય અને ભવ્ય લાગતો હતો. રાણી સત્યવતી એ સઘળા દેખાવોને નિહાળતી અને તેના ગર્ભના અંતરાત્મામાં તેમની ઉંડી છાપ પાડતી. કોઇવાર લાંબે સુધી નજર પડે એવી સપાટ અને રમણીય ભૂમિ ઉપર તે ઉભી રહેતી, આસપાસ નજર નાંખતી, અને ગર્ભની દીર્ઘદૃષ્ટિ વધારતી. કોઇવાર પાયદળ, ઘોડેસ્વાર, વગેરેની કવાયત આગળ તે ઉભી રહેતી અને ગર્ભમાં ક્ષાત્રધર્મનું વીરત્વ રેડતી. કોઇવાર વીણાદિ વાદ્યનો સુસ્વર પ્રફુલ્લ મનથી તે સાંભળતી અને ગર્ભના ચિત્તમાં રસવૃત્તા

ઉમેરતી. હજી પણ શિવપૂજન તે કરતી અને ગર્ભમાં ભક્તિરસની ખોટ રહી ન જાય તેને માટે સાવચેત રહેતી.

નવ માસ પૂરા થયા એટલે રાણીએ પુત્રને જન્મ આપ્યો. તેનું નામ વનરાજ પાડવામાં આવ્યું. જેમ શુકલ પક્ષનો ચંદ્રમા વૃદ્ધિને પામતો જાય છે તેમ બાળકે ઉમ્મરમાં વધવા માંડયું. રાજા અને રાણી બંને તેને જોઇને હર્ષ પામતાં અને કુંવરને અનેક લાડ લડાવતાં. કુંવર પાંચ છ વરસનો થવા આવ્યો એટલે રાણી સત્યવતી તેને ક્ષત્રીને શોભે તેવાં કપડાં લત્તાં પહેરાવી તેની આગળ રમવાનાં રમકડાં ધરવા લાગી. એક વાર લાકડાનો હાથી, ઘોડો, તલવાર વગેરે મંગાવીને તેણે કુંવરની પાસે મુકાવ્યાં. કુંવરે તે લેવાની ના પાડી. તે બોલ્યોઃ " ના, હું એ લાકડાના ઘોડા જોડે નહીં રમું ! "

" ત્યારે તમે શેનાથી રમશો ? "

" મને ખરો ઘોડો આણી આપો. "

" મોટા થશો ત્યારે તે આણી આપીશું. હમણાં તો પડી જવાય અને વાગે. "

" ના, મને નહીં વાગે. હું લગામ ઝાલીને બરાબર બેસીશ. "

" પણ તે તોફાન કરે અને તને પાડી નાંખે. "

" ચાબુકો મારી મારીને હું તેને સીધો દોર કરી નાંખું તો ! "

" ઠીક, ત્યારે આણી આપીશું. "

પાસે એક દાસી બેઠી હતી તેને રાણી સત્યવતી કહેવા લાગીઃ " જા, એક નોકરને કહે કે એક ઘોડો લાવે અને એને બેસાડીને ફેરવે. "

" પણ મારી તલવાર ક્યાં છે ? આ રમકડાં મારે નથી જોઇતાં. રાણાજી તલવાર કેડે બાંધે છે ને ! " કુંવર વચમાં બોલી ઉઠ્યો.

સૌ આશ્ચર્યથી જોઇ રહ્યાં અને કુંવરના ક્ષત્રીયત્વનાં વખાણ કરવા લાગ્યાં. દાસી બોલી ઉઠીઃ " માજી, જુવો, કુંવરજી કેવા શૂરા છે ? એ તો પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય. સિંહનાં જન્મ્યાં સિંહ જ હોય ! "

" પણ ભા, તલવાર બાંધવા જેવડો થાઉં તો ખરો ! " રાણી સત્યવતી ધીમેથી કુંવરને કહેવા લાગી.

" જુઓ, હું આવડો મોટો થયો છું ને ! "

એમ કહીને કુંવર છાતી કહાડી ટટાર ઉભો રહ્યો અને અક્કડ ઉભો રહી પોતે મોટો છે એમ બતાવવા લાગ્યો.

તે પાછો બોલ્યોઃ "રાણીજીએ મને તલવાર આણી આપવાનું કહેલું છે. તમે ના કેમ કહો છો? હું પેલી મોટી તલવાર લઇશ અને કાલે રાણાજી જોડે શિકારે જઇશ."

સૌ એક બીજાની સામે જોવા લાગ્યાં અને રાજકુંવરના શૂરાતનનો વિચાર કરવા લાગ્યાં.

રાણી સત્યવતીએ એકદમ એક નાની તલવાર મંગાવી અને કુંવરની કેડે બંધાવી. કુંવર રાજી થતો થતો આમતેમ કુદવા લાગ્યો અને બોલ્યોઃ "હવે મને ઘોડો આપો."

દાસી મશ્કરી કરતી હોય તેમ બોલી ઉઠીઃ "લ્યો, આ લાકડીનો ઘોડો કરો."

એ સાંભળીને કુંવર ચીઢાયો અને ડોળા કહાડી પોતાની તલવારને મ્યાનમાંથી કહાડતો બોલી ઉઠયોઃ "અહીંથી જા, નહીં તો મારૂં છું."

સત્યવતી ઉઠીને વચમાં પડી અને બોલીઃ "હાં, ભા, હાં, ખમા; એને મરાય કે?"

"ત્યારે એ મને ચીઢવે છે કેમ?"

"તમારે ઘોડો જોઇતો હતો તે મેં તમને ઘોડો આપ્યો, એમાં શું ખોટું કર્યું?" હસતે હસતે દાસી કહેવા લાગી.

ફરીથી તલવાર કહાડતો કુંવર બોલ્યોઃ "જાય છે કે મારૂં?"

સત્યવતી પાછી વચમાં પડી અને બોલીઃ "હાં, ભાઇ, હાં, ખમા. ઘોડો હમણાં આવશે; તેના ઉપર સ્વાર થઇને ક્યાં જશો?"

"આજે આપણા બગીચામાં જઇશ અને કાલે શિકારે જઇશ."

"બગીચામાં કોઇને પણ જવાની રાણાજીની મના છે." દાસી વચમાં બોલી ઉઠી.

"પણ હું તો જવાનો."

"દરવાન તમને રોકશે."

"રોકશે શું? જોઇ છે આ તલવાર? ક્ષત્રીપુત્ર રોકાશે કેમ?"

એટલામાં રાણાજી પધાર્યા. દાસી કહેવા લાગી: "કુંવરજી, રાણાજી પધારે છે."

"હા, સારૂં થયું કે એ આવ્યા. હવે શિકારે જવાનું નક્કી કરૂં."

રાણાજી મહેલમાં પધાર્યા અને કુંવર દોડતો દોડતો જઇ તેમને બાઝી પડીને પુછવા લાગ્યો: "કાલે હું તમારી જોડે શિકારે આવું?"

રાણાજીએ હસતે હસતે પુછ્યું: "શેનો શિકાર કરીશ?"

"વાઘનો." કુંવરે જુસ્સાથી જવાબ આપ્યો.

"શેનાથી?" રાણાજીએ આશ્ચર્યથી પાછું પુછ્યું.

"આ તલવારથી."

એ સાંભળીને રાણાજી અને સત્યવતી એક બીજાની સામે જોઇ રહ્યાં. બંનેનાં હૃદય આનંદ અને આશ્ચર્યથી ઉભરાઇ ગયાં, અને શ્રી રામચંદ્રજી જેમ લવ અને કુશની શૂરતા ભરેલી ક્રીડાને નિહાળીને વિસ્મય પામતા તેમને અવલોકી રહ્યા હતા તેમ રાણાજી અને રાણી કુંવરને ટગર ટગર નિહાળી રહ્યાં. કવિ ભવભૂતિએ ખરૂં જ કહ્યું છે:—

अन्तःकरणतत्त्वस्य दम्पत्योः स्नेहसंश्रयात्
आनन्दग्रन्थिरेकोऽयमपत्यमिति बध्यते

"બાળક પતિ પત્નીના પ્રેમનું સ્થાન છે. તેને નિહાળવાથી બંનેના હૃદયમાં પ્રેમ અને આનંદની ગાંઠ દૃઢ બંધાઇ રહે છે."

સુંદર, કોમલ, અને ધવલ દાંતથી પ્રકાશિત થઇ રહેલું પુત્રનું મુખ જોઇને રાણી સત્યવતીનું હૈયું પ્રેમથી ઉભરાઇ ગયું અને તેનાં સ્તનમાંથી દુધની ધારા ટપકવા લાગી. રાણી એકદમ દોડી, પુત્રને પકડીને તેણે પોતાની છાતી સરસો ચાંપ્યો, અને તેનું સ્વચ્છ નિર્મળ આકાશ જેવું વદનકમળ પકડીને તેને ચુંબન કરવા જતી હતી એટલામાં સિંહણના હાથમાંથી જેમ સિંહનું બચ્ચું છુટે તેમ છુટીને કુંવર નાઠો. રાજા અને રાણી હસતાં હસતાં તેની પાછળ જોઇ રહ્યાં.

કુંવરની ઉંમર સાત વરસની થવા આવી એટલે એને શાળામાં મુકવામાં આવ્યો. દેશી પ્રાથમિક કેળવણી પુરી કરાવ્યા પછી કુંવરને ઉંચી કેળવણી આપવાની યોજના કરવામાં આવી. એ બાબતમાં રાણો અનેક સૂચનાઓ કરતો અને બિપિનચંદ્ર તેના કહ્યા પ્રમાણે

ચાલી તેની સૂચનાઓને બરાબર અમલમાં મુકતો. રાણા પ્રતાપસિંહને હિંદુઓની પ્રાચીન વિદ્યા તરફ પક્ષપાત હતો. તેનું ગૌરવ અને ઉપયોગિતા તે સમજતો હતો. પ્રાચીન વિદ્યાના શિક્ષણ વગર હિંદુઓની કેળવણી અધુરી છે એમ તે માનતો હતો. એથી કરીને વળી એ બાબતમાં કંઇ સૂચના કરવાને રાણાએ આજે કારભારીને બોલાવ્યો હતો અને બિપિનચંદ્ર તેની પાસે આવ્યો એટલે રાણો કુંવરની કેળવણીના સંબંધમાં નીચે પ્રમાણે કહેવા લાગ્યો:

"કારભારી! શુદ્ધ આર્યત્વને કુમાર સમજે, આર્યોની ગુહ્ય શક્તિઓ તેના જાણવામાં આવે, તેમનાં પરાક્રમો, જાહેર કામો, મહત્વાકાંક્ષાઓ, આશયો, સદ્‌ગુણો, અને શક્તિઓથી તે પરિચિત થાય, તે માટે તેને સંસ્કૃતનું જેમ બને તેમ વધારે જ્ઞાન આપવાની યોજના કરજો. શૃંગાર રસવાળી નવલકથાઓ તેના હાથમાં ન જાય એવો પાકો બંદોબસ્ત કરજો. પ્રાચીન ગ્રંથોએ વર્ણવેલી અર્જુનની ધનુર્વિદ્યા, કર્ણનું દાન, યુધિષ્ઠિરનું સત્ય કથન, શ્રીરામચંદ્રજીનું એક-પત્ની વ્રત, ભરતનો ભ્રાતૃભાવ, અને ક્ષત્રીયોનાં પરાક્રમોની ઉંડી છાપ તેના મનમાં સચોટ પડે એવું શિક્ષણ આપવાની ગોઠવણ કરજો. અંગબળની વૃદ્ધિને માટે અખાડો કરાવજો, તેમાં કુમારને મલખમ, કુસ્તી, લકડી પટા વગેરેની મરદાની રમતો રમાડજો અને ભાલા તલવારના દાવપેચ ઉસ્તાદો પાસે શિખવાવજો. અશ્વ ઉપર આરૂઢ કરાવી એને લશ્કરી કવાયતમાં ઉતારજો અને હથિયારના દાવપેચ એને શિખવજો તથા સેનાપતિ તેને વ્યૂહરચના, યુદ્ધકળા, વગેરેથી વાકેફ કરે એવો બંદોબસ્ત કરજો."

કુમારની ઉમ્મર પચીસ વર્ષની થાય ત્યાં સુધી તેને કેળવણી આપવાની હતી. એ કેળવણી આપવાને ગામની બહાર બે ત્રણ માઇલને છેટે વસ્તીથી દૂર એક ભવ્ય મકાન બંધાવવામાં આવ્યું હતું. કુમારને ત્યાં જ રાખવામાં આવતો. તેની પાસે સખત બ્રહ્મચર્ય પળાવવામાં આવતું હતું. રાણા પ્રતાપસિંહનું માનવું હતું કે સઘળી કેળવણીનો આધાર બ્રહ્મચર્ય ઉપર છે. એથી રાણો પ્રતાપસિંહ વળી ફરીથી કારભારીને કહેવા લાગ્યો: "યુવરાજની કેળવણી સંબંધી બધી ગોઠવણ તમારે કરવાની છે. તેથી તે બાબતમાં હું તમને જેટલું કહું એટલું ઓછું છે. તમે પણ વિદ્વાન અને સમજુ છો. તમે તમારી બુદ્ધિનો ઉપયોગ સારી રીતે કરજો. જેમ જેમ યાદ આવે

છે તેમ તેમ હું તમને સૂચનાઓ કરતો જઉં છું અને કુમારની કેળવણીના સંબંધમાં મારા વિચારો દર્શાવું છું. પણ હું તમને કેટલું કહું ? તમે તમારી વિવેક બુદ્ધિ વાપરજો. મને તમારામાં વિશ્વાસ છે; તમારા કાર્યમાં મને શ્રદ્ધા છે; અને તમે બુદ્ધિશાળી છો; પણ પિતાનો ધર્મ છે તેથી કહ્યા વગર રહેવાતું નથી માટે વળી કહું છું કેઃ—

"યુવરાજનાં બળ, પરાક્રમ, આરોગ્ય અને સદ્‌વિચાર એ બધાનો આધાર બ્રહ્મચર્યના પાલન ઉપર છે. જગતની અડધી આધિ વ્યાધિઓ બ્રહ્મચર્યની ખામીથી ઉત્પન્ન થયેલી છે. જ્યાં સાદું જીવન અને બ્રહ્મચર્યના નિયમોનું બરાબર પાલન છે ત્યાં રોગાદિને પેસવાનું બારૂં જ નથી. એથી ખરા બ્રહ્મચર્યના નિયમો કુમાર પાસે પળાવજો. તે પચીસ વરસનો થાય ત્યાં સુધી તેને ગામમાં આવવા દેશો નહીં, અને આવવા દો તો એને તમારી નજર હેઠળ રાખજો. એને જમીન ઉપર સુવાડજો; મિતાહારી રાખજો; નાટકો, ગાયનના જલસાઓ વગેરેથી એને દૂર રાખજો; અને અત્તર, તેલ, કે એવા સુવાસિત પદાર્થો અથવા ઉત્તેજક કે માદક વસ્તુઓનો સ્પર્શ પણ એને કરવા દેશો નહીં. કંઇ પણ અતિ ઉષ્ણ એને ખાવા કે પીવા દેશો નહીં. તીખા પદાર્થો કે ઘણી સ્વાદિષ્ટ વસ્તુઓ એની નજરે લાવશો નહીં. એને ગદેલામાં સુવા દેશો નહીં; નવલકથાઓ વાંચવા દેશો નહીં; અને બહુ વસ્તીમાં જવા દેશો નહીં. ટુંકામાં કહેવાનું કે આવા આવા બ્રહ્મચર્યના અનેક નિયમો તેની પાસે પળાવજો, અને એને સંપૂર્ણ સંયમી બનાવજો. પણ સાથે સાથે એટલું ધ્યાનમાં રાખજો કે કુંવર વ્યવહાર-શૂન્ય ન રહે. એ વ્યવહારકુશળ થાય તે માટે એને રાજનીતિ અને રાજ્યનીતિ પૂરેપુરાં સમજાવજો. આમાં કંઇ રહી જતું હોય તો તમારી બુદ્ધિ વાપરજો અને તેમાં ઉમેરો કરજો.

"વળી કહું છું કેઃ—

"કારભારી ! કુંવરને કેળવતાં તમારે જે ખાસ બાબતને ધ્યાનમાં રાખવાની છે તે આ છે. તે લક્ષ્યબિંદુને તમે બરાબર લક્ષમાં રાખીને બધી યોજના કરજો. કારભારી ! મારા કુંવરને મારે પંડિત કે લહીઓ બનાવવો નથી. તેની પાસે પરીક્ષાઓ પસાર કરાવી પ્રમાણપત્રો મેળવાવવાં નથી. મારે એને નોકરી કરવા મોકલવો નથી; તેમ ચાર પંડિત આગળ એ અભણ ગણાય તેમ પણ થવા દેવું નથી. અમારા ક્ષત્રીયોના અસલ ધર્મ અને આપણા ઋ..

સ્થાપેલા માર્ગોમાં તે ઉછેરાય, તે પ્રમાણે કેળવાય, અને તેનું ચારિત્ર્ય ઘડાય, તે રાજનીતિજ્ઞ અને રાજ્યનીતિજ્ઞ થાય, પ્રજાને પુત્ર સમાન પાળે, ગોબ્રાહ્મણનો પાલક બને, એવા એવા માર્ગો યોજી એને કેળવણી આપજો. તેનું હિંદુપણું કાયમ રહે, અને આપણી પ્રાચીન ભાવનાઓ, વડીલો, ગુરૂઓ, વગેરે પ્રત્યે તેનો આદરભાવ નષ્ટ ન થાય તે જોજો. સાદાઇ એને શિખવજો. કેળવણીમાં પ્રાચીન અને અર્વાચીન વિદ્યાઓનો સુયોગ સાધજો કે જેથી કરીને પ્રાચીનને તે વળગી રહે અને અર્વાચીન વિદ્યામાં તે અજ્ઞાની ગણાય નહીં. આપણા ઋષિઓના સિદ્ધાંત પ્રમાણે વસ્તીથી બે ત્રણ માઇલ દૂર જંગલમાં તેનું વિદ્યાલય સ્થાપજો અને પચીસ વરસ સુધી એને વિદ્યાનું જ વ્યસન લગાડજો. સંસ્કૃત પુસ્તકોમાંથી આર્યોનાં પરાક્રમો, શક્તિઓ અને સદ્‌ગુણોના અસંખ્ય દાખલાઓ, વીર, કરૂણા અને ભક્તિરસના નમુનાઓ તથા રાજનીતિ, ધર્મ વગેરેના ઉત્તમ સિદ્ધાંતો તેને વાંચી સંભળાવજો અને તે પ્રમાણે તેનું ચારિત્ર્ય ઘડજો. કારભારી ! યાદ રાખજો કે જે પ્રજાને પોતાના પૂર્વજોનાં પરાક્રમોનું ભાન નથી તે પ્રજા હાલતું ચાલતું અસ્થિર પુતળું છે. જે કેળવણી એવા ભાનને જાગૃત કરતી નથી તે મનુષ્યમાં મનુષ્યત્વને ઉત્પન્ન કરી શકતી નથી, તે પ્રાણ વગરનું ખાલી ખોખું જ ઉભું કરે છે. જે કેળવણીથી ધાર્મિક વૃત્તિ જાગૃત થતી નથી અને મનુષ્યમાં સાદાઇ આવતી નથી, તે કાળે કરીને નાશકારક છે. કારભારી ! ખરૂં માનજો કે ધર્મ વગર સઘળું નકામું છે. કુંવરનો ધર્મ તરફ ભાવ વધે એવી ઘટના ઘડજો કારણ કે ધર્મ તરફ બેદરકારી રાજાનું અને પ્રજાનું ભવિષ્ય બગાડે છે. માટે કહેવાનું કે કુંવરને પ્રાતઃકાળે ચાર વાગ્યે ઉઠાડજો અને એની પાસે સ્નાન સંધ્યાદિ કરાવજો. મૃગયા કરવાને એને એકલો મોકલજો; સુખ, દુઃખ, ટાઢ અને તડકો એ સર્વેનો અનુભવ એને લેવરાવજો કે જેથી કરીને કુંવર મનમોજી અને એશઆરામી બની ન જાય.

"કારભારી, છેવટે ટુંકામાં કહું છું કે સામાન્ય મનુષ્યની કેળવણી કરતાં રાજકુંવરની કેળવણીમાં વધારે લક્ષ આપવાનું છે કારણકે તેને માથે રાજ્યની અનેક જવાબદારીઓ રહેલી છે અને તેના હાથમાં સઘળી પ્રજાનું ભાવી મુકાવાનું છે. રાજકુંવરોની સ્થિતિ ખાંડાની ધાર

ઉપર રહેવા જેવી છે, અને તેથી તેમની કેળવણીનો પ્રશ્ન પણ તેવોજ સૂક્ષ્મ અને બારીક થઇ રહે છે. જેના હાથમાં પ્રજાનાં હિત અને કલ્યાણ રહેલાં છે તેણે તેનું જીવન ખાંડાની ધાર ઉપર ગાળવું ઘટે છે; કારણકે જો તે જરા આઘું પાછું થાય તો પ્રજાને ઘણું નુકશાન અને અન્યાય થવાનો ભય છે. માટે મારા પુત્રને સમજાવજો કે પ્રજાનું રંજન કરે તે જ રાજા કહેવાય. રાજા, પ્રજાનો પિતા છે. રૈયતના કલ્યાણને માટે જ તેણે રાજ્ય કરવાનું છે. રૈયતના સુખનો વિચાર નહીં કરનાર અને રાજ્યનું દ્રવ્ય મોજશોખમાં ઉડાવનાર અને રૈયતને પૈસે મોજ માણનાર રાજા પ્રજાનો શત્રુ છે. આપણાં શાસ્ત્રોમાં કહેલું છે કે રાજ્યને અંતે નર્ક. તે આવા રાજાઓને માટે જ કહેલું છે. રાજાએ રૈયતને સુખે સુખી થવાનું છે અને તેના દુઃખે દુઃખી થવાનું છે. પ્રજાના દુઃખથી જેનું હૃદય દ્રવતું નથી અને જે પોતાનો જ સ્વાર્થ સાધે છે તે રાજા નથી.

" કારભારી, મેં કહેલી સઘળી બાબતો ઉપર ખૂબ વિચાર કરજો, તમારી વિવેકબુદ્ધિ વાપરીને તેમાં સુધારો વધારો કરજો, અને એ સઘળી બાબતોને લક્ષમાં રાખીને કુંવરની કેળવણીના માર્ગો યોજજો."

રાણાજી બોલતા બંધ થયા. બિપિનચંદ્ર ક્ષણવાર તેમની સામે જોઇ રહ્યો, તેમણે કહેલી સઘળી બાબતો ઉપર તે વિચાર કરવા લાગ્યો અને તેમનું કહેલું તેના મનમાં બરાબર ઠસી ગયું હોય તેવો દેખાવ તેના મુખ ઉપર થઇ રહ્યો. ફરીથી એક વાર તે રાણાજીની મુખાકૃતિ નિહાળવા લાગ્યો. आकृतिः गुणान् कथयति. એમ તે મનમાં કહેવા લાગ્યો. રાણાજી તેમણે દર્શાવેલા ઉદાત્ત અને ભવ્ય વિચારોની સાક્ષાત્ મૂર્તિ છે એમ તે દૃઢપણે માનવા લાગ્યો અને તેમના તરફ આનંદ અને આશ્ચર્યથી જોઈ રહ્યો. વારે વારે તે તેમનું મુખ નિહાળવા લાગ્યો. તે જોઇને તેની માનસિક દૃષ્ટિમાં અનેક દૃશ્યો ખડાં થયાં. બૌદ્ધ ધર્મને પ્રવર્તાવનાર ચક્રવર્તી રાજા અશોક, પવિત્ર ચંદ્રગુપ્ત, ધર્મમૂર્તિ યુધિષ્ઠિર, સત્યવાદી હરિશ્ચંદ્ર, અને રણવીર પરાક્રમી મેવાડપતિ પ્રતાપની ધર્મભાવનાઓ, વિશાળ હૃદય, સંયમ અને સત્યશીલતા તેના મગજમાં તરી આવ્યાં. તેમનાં શુદ્ધ, ભવ્ય, નિર્મળ અને સાદાં જીવન ઉપર વિચાર કરતો તે રાણા પ્રતાપસિંહ તરફ જોઇ રહ્યો, અને તેમને પ્રાચીન દાનેશ્વરી, ધર્મધુરંધર, અને સ્વદેશ-

પ્રતાપસિંહ—મને આત્મપ્રશંસા પસંદ નથી. ખુશામત કર-નાર અને કરાવનાર બંને અધમ બને છે અને કર્ત્તવ્યનું ભાન ભુલે છે.

બિપિનચંદ્ર—મહારાજ, હું ખોટી પ્રશંસા કરતો નથી; આપના સંસ્કારી વિચારો અને તે પ્રમાણે આચરણ જોઇને મારૂં હૃદય ઉછળે છે અને તે મારા મુખમાંથી ઉપરના શબ્દો કહડાવે છે.

પ્રતાપસિંહ—તમે મારામાં નવું શું જુવો છો? હું પણ એક સામાન્ય મનુષ્ય જ છું.

બિપિનચંદ્ર—મહારાજ! स्तम्मते पुरुषः प्रायो यौवनेन धनेन च. ધન કે યૌવન બેમાંથી એક હોય તો પણ પુરૂષ મદાંધ થઇ જાય છે. આપ અઢળક લક્ષ્મીવાળા રાજા છો અને વળી યુવાન છો તો પણ તમારામાં મદનો જરા અંશ પણ નથી, એજ નવું. મનુષ્યમાં લક્ષ્મી અને સદ્‌ગુણનો સંયોગ ભાગ્યે જ દૃષ્ટિએ આવે છે. તેમાંએ વળી રાજામાં તો તે વિરલ જ.

રાણા પ્રતાપસિંહ કંઈક વિચાર કરતા કરતા જોઇ રહ્યા. બિપિન-ચંદ્રમાં મનુષ્યને પારખવાની શક્તિ છે અને તે ગુણગ્રાહી છે એવા વિચારથી તે મનમાં રાજી થયા અને એવો સજ્જન પુરૂષ પોતાને કારભારી તરીકે મળ્યો છે એમ જાણી તે પોતાની જાતને ધન્ય ગણવા લાગ્યા. થોડી વાર પછી બિપિનચંદ્ર સલામ કરીને ઉભો થયો અને બોલ્યોઃ "રાણાજી, તમારી બધી આજ્ઞાઓને હું માથે ચ્હડાવું છું. તેનો અમલ હું બરાબર કરીશ. મારૂં કર્ત્તવ્ય હું ચુકીશ નહીં. આપ મારામાં વિશ્વાસ રાખજો. મહારાજ, મનુષ્ય તો કાર્ય કરે પણ જય તો પ્રભુને હાથ છે. મારી ફરજ બજાવવામાં હું પાછી પાની નહીં કરૂં."

રાણાજીએ જરા ભાર દઇને કહ્યુંઃ "કારભારી, મને તમારામાં વિશ્વાસ છે. તમારી બુદ્ધિ અને ચારિત્ર્ય માટે મારો અભિપ્રાય બહુ ઉંચો છે."

બિપિનચંદ્ર વચમાં હસતો હસતો બોલી ઉઠયો; "મહારાજ, તમે મારી પ્રશંસા કરો છો. આપ કહેતા હતા કે પ્રશંસા કરવી કે કરાવવી મને પસંદ નથી; તો પછી આપ વદતો વ્યાઘાતનો દોષ કરો છો."

એ સાંભળીને રાણાજી ખડખડ હસી પડયા અને બોલ્યાઃ "હું તો તમને તમારા ગુણ અને શક્તિનું ભાન કરાવું છું."

"હું પણ આપ સુરબ્બીની બાબતમાં તે જ કરતો હતો." બિપિનચંદ્રે જરા ઉલ્લાસથી જવાબ આપ્યો.

આ શબ્દો સાંભળીને રાણાજી પાછા હસ્યા. હવે શો જવાબ આપવો તે તેમને સુઝયું નહીં. ખડખડ હસતા તે બિપિનચંદ્ર સામે જોઇ રહ્યા અને થોડી વાર પછી બોલ્યા: " કારભારી, તમે મને બોલથી બાંધી લીધો છે. હવે એ હાસ્યવિનોદ જવા દ્યો. હું એટલુંજ કહું છું કે તમે કર્તવ્યનિષ્ઠ પુરૂષ છો અને જય કર્તવ્યનિષ્ઠ પુરૂષની સામે ઉભો જ રહે છે. તમે તમારી ફરજ બજાવશો જ; એવી મારી ખાત્રી છે, અને જય પણ તમારે હાથ છે જ. મારૂં કાર્ય પાર પાડવાને જ પ્રભુએ તમને અહીં મોકલ્યા છે. મને તમારામાં અને પ્રભુમાં સંપૂર્ણ શ્રદ્ધા છે."

એક વાર ફરીથી સલામ કરીને બિપિનચંદ્ર ચાલતો થયો. રાણાજીની આજ્ઞા પ્રમાણે તેણે સઘળી યોજના કરી અને કુંવરને કેળવવા માંડયો. પચીસ વરસ પુરાં થયાં એટલે રાજાએ એક મોટી સભા ભરાવી કુંવર શું શું શિખ્યો છે તેની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. ગામની બહાર સ્થાપેલા વિદ્યાલયમાં અનેક પંડિતો, શેઠ શાહુકાર, અને અન્ય પ્રજાજનોને બોલાવવામાં આવ્યા. કુંવરના વિદ્યાગુરૂઓ અને ઉસ્તાદો પોતે જે જે શિખવેલું હતું તે તે બાબતમાં તેની પરીક્ષા લેવા લાગ્યા. રાજાનું તથા પ્રજાનું મન સંતુષ્ટ થયું કે કુંવર ભણી ગણીને હુશીયાર થયો છે. આ કાર્ય પુરૂં થયા પછી વાજતે ગાજતે કુંવરને પોતાની રાજધાનીમાં આણવામાં આવ્યો.

આમ કેટલોક સમય વીતી ગયો. ત્યાર બાદ પ્રતાપસિંહના મનમાં યુવરાજના લગ્નનો વિચાર થયો. એક દિવસ તેણે પોતાનો વિચાર કારભારીને જણાવતાં કહ્યું :

" કારભારી! હવે કુંવરનાં લગ્ન થવાં જોઇએ. તેણે પચીસ વરસની ઉંમર સુધી તમારી દેખરેખ નીચે બ્રહ્મચર્ય પાળયું છે. હવે તે ગૃહસ્થાશ્રમમાં જવાને લાયક થયો છે. તેના વિવાહની હવે તજવીજ થવી જોઇએ. તમે તેની તજવીજમાં રહેજો. જેનાં માબાપ કુલીન હોય, જેના કુળમાં ચારિત્ર્યવાન અને પરાક્રમી પુરૂષો પાકયા હોય, જેનું કુટુંબ ધાર્મિક હોય, ક્ષાત્રધર્મની ઉજ્જ્વલ કીર્તિ જેમાં પ્રસરી રહેલી હોય, જેના કુળમાં વીરતાનાં, સત્યનાં, પાતિવ્રત્યનાં ઉદાહરણો પ્રચલિત હોય, અને જેના વંશજોમાં કોઇને કોઇ પણ જાતનો મહાન રોગ, જેવો કે ક્ષય, કોઢ, પ્રમેહ, થયો ન હોય, તેવા રાજાની કુંવરીને પ્રથમ પસંદગી આપજો; કારણ કે મારે મન તો કોઇ રાજા મોટા રાજ્યનો

ઘણી હોય, કે મોટી સત્તાવાળો હોય, પણ જેનામાં ચારિત્ર્ય નથી કે જેના કુળમાં ચારિત્ર્યવાન પુરૂષો પાક્યા નથી, કે જે ધાર્મિક નથી, તે નકામો છે.”

મહાન્ કવિ ભવભૂતિએ કહ્યું છે કે માનવજાતિની પરસ્પર પ્રીતિ બાહ્ય પરિસ્થિતિ ઉપર અવલંબીને રહેતી નથી. न खलु बहीरुपाधीन् प्रीतय स्संश्रयन्ते. તે પ્રીતિને ઘડનાર, સ્ત્રી પુરૂષોનો દંપતી રૂપે સંયોગ સાધનાર અને આસપાસની પરિસ્થિતિને તે પ્રમાણે ગોઠવનાર, કોઇ ગુહ્ય હેતુ જ હોય છે. આપણા શાસ્ત્રકારો તેને પૂર્વ જન્મનો સંબંધ કહે છે. આ સંબંધ બાહ્ય પરિસ્થિતિને ગોઠવે છે અને અજાણ્યે, અનાયાસે, પ્રીતિ ઉત્પન્ન કરાવે છે. કુમાર વનરાજની બાબતમાં પણ તેમજ થયું.

એક દિવસ વનરાજ મૃગયા કરવાને વનમાં ગયો. આખો દિવસ તે રખડયો પણ મૃગનો શિકાર હાથ લાગ્યો નહીં. મધ્યાન્હ થવા આવ્યો. કુમાર થાકી ગયો હતો, તે ભુખ્યો થયો. તેને તરસ લાગી. પણ તે ઘોર જંગલની મધ્યમાં હતો. પાસે કોઈ પણ વસ્તીવાળું સ્થળ હતું નહીં. આખરે નિરાશ થઇને તે એક વૃક્ષની છાયામાં એક મોટી શીલા ઉપર જઇને બેઠો. પાસે એક નાની સરખી ટેકરી હતી; તેમાંથી ઝરણનું પાણી ખળખળ અવાજ કરતું વહીને બહાર નીકળતું હતું અને નીચે જમીન ઉપર પડતે પડતે આસપાસ જરા ફેલાતું હતું, અને પછી આગળ વહેતું હતું. રાજકુમાર સૃષ્ટિસૌંદર્યને નિહાળતો ત્યાં બેઠો હતો. પાસે થઇને ઝરાનું નિર્મળ પાણી વહી જતું હતું તે જોઇને તેના મનમાં વિચાર થયોઃ “આ પ્રમાણે જ જીવન વહી જાય છે. આ પાણી પડતે પડતે પથરાય છે અને અનેક કુંડાળાં ઉત્પન્ન કરી આગળ વહે છે, તેમ મનુષ્યજીવન સારાં અથવા નઠારાં કૃત્યોની અસર ઉત્પન્ન કરી આગળ વહ્યું જ જાય છે. આ સૃષ્ટિસૌંદર્ય કેવો મહાન્ સિદ્ધાંત શિખવે છે!”

આમ વિચાર કરતો કરતો કુમાર ત્યાં બેઠો હતો. લગભગ સાયંકાળનો સમય થવા આવ્યો. ભગવાન સૂર્યનારાયણ પોતાનાં પ્રકાશિત કિરણોને સમેટવા લાગ્યા. વૃક્ષ, નદી, નાળાં અને પર્વતોનાં શિખરો જાણે કે રક્ત વર્ણમાં બોળી કહાડયાં હોય એમ દેખાવા લાગ્યાં. સરોવરનાં કમળો પોતાની પાંખડીઓ બંધ કરી. સુવાસ ગ્રહણ કરવાને અંદર બેઠેલા ભમરાઓ તેમાં ઘેરાઇ ગયા. કા. કા. કરતા કાગડા, બગલાં, વગેરે પક્ષીઓનાં ટોળાં પોતપોતાને

જતાં મસ્તક ઉપર દેખાઇ રહ્યાં. ધીમે ધીમે સૂર્યનો પ્રકાશ ઓછો થતો ગયો. ચંદ્રકમળની પાંખડીઓનો ધીમે ધીમે થતો વિકાસ ભગવાન હિમરશ્મિનો ઉદય સૂચવવા લાગ્યો. સાયંકાળના શ્યામ અંધકારની છાયા સર્વત્ર પ્રસરી રહી. કેટલાંક વૃક્ષોની ઘટાની પાછળથી જાણે કે ડોકીયાં કરતો હોય તેમ ચંદ્રમા એકદમ ઉદયમાન થયો અને પોતાનાં કિરણો વૃક્ષોની ઘટાને ભેદીને આરપાર નાંખતો જણાયો. દેખાવ રમણીય થઇ રહ્યો. પ્રદેશ શાંત અને સુંદર બની ગયો.

રાજકુંવર વિચાર કરતો કરતો ત્યાં ને ત્યાં જ બેશી રહ્યો હતો. પાસે પોતાનો ઘોડો બાંધેલો હતો. સર્વત્ર શાંતિ વ્યાપી રહી હતી. માત્ર ઘોડાનો વારેઘડીએ થતો ખોંખારો ક્વચિત્ ક્વચિત્ શાંતિનો ભંગ કરતો હતો. રાતે ત્યાં જ સુઇ રહેવું એવો વિચાર વનરાજના મનમાં થયો. કુંવર આ પ્રમાણે બેઠો હતો એટલામાં આઘેથી ઘોડાઓની ખરીઓનો અવાજ તેના ભણી આવતો સંભળાયો.

દૂર દૃષ્ટિ નાંખતાં, હાથમાં એક ભાલો લઇને ઘોડા ઉપર બેઠેલી પંદર સોળ વરસની કુમારિકા ઘોડો દોડાવતી દોડાવતી તેના ભણી આવતી જણાઇ. તેની પાછળ લગભગ પચાસેક ઘોડેસ્વારો હતા. સઘળા દોડતે ઘોડે આવતા હતા. કેટલાકના હાથમાં ભાલા હતા. કેટલાકે તલવારો પકડી હતી. કેટલાક મોંઢેથી ઘાંટા પાડતા હતા. આ કુમારિકા અને તેના સ્વારો એક ચિત્તાનો શિકાર કરવાને તેની પાછળ લગભગ સવારથી ફરતાં હતાં, પણ ચિત્તો હાથમાં આવતો નહોતો. વનરાજ આ કોલાહલ સાંભળીને હાથમાં ભાલો લઇ, કેડે તલવાર બાંધી, સજ્જ થઈ, ઘોડા ઉપર સ્વાર થયો અને જે દિશા તરફથી ઘોંઘાટ આવતો હતો તે દિશા તરફ જવા લાગ્યો. છેક પાસે ગયો તો, આગળ એક ચિત્તો પુર જોરથી ન્હાશીને આવતો અને તેની પાછળ લગભગ દસ પંદર કદમને છેટે તે કુમારિકા અને તેના સ્વારો ચિત્તા ઉપર ધશીને આવતા માલમ પડ્યા. વનરાજે એકદમ ચિત્તાની સ્હામે ધશીને ભાલાના એક જ પ્રહારથી તેના પ્રાણ હરી તેને જમીન સાથે દબાવી રાખ્યો.

એકદમ પેલી કુમારિકા અને તેના સ્વારો અટક્યા. તે સર્વે મનમાં ચકિત થઇ ગયાં. જે ચિત્તાએ તેમને આખો દિવસ રખડાવ્યાં તેનો પ્રાણ વનરાજે એક ક્ષણમાં લઇ નાંખ્યો તે જોઇને કુમારિકા આશ્ચર્યથી તેને નિહાળવા લાગી. બંને ઘોડા ઉપરથી ઉતર્યાં. બંને એક બીજાને જોઇ રહ્યાં. મસ્તક ઉપર ખીલી રહેલી ચંદ્રમાની ચાંદની બંનેનાં મુખારવિંદ, શરીરના અવયવો, વગેરેને સ્પષ્ટ દર્શાવવા લાગી.

કુમારિકા બોલી ઉઠી: " તમે કોણ છો અને કયાંથી આવો છો ? "

વનરાજ—હું રાજા પ્રતાપસિંહનો પુત્ર છું, અને મારૂં નામ વનરાજ છે.

કુમારિકા—આજે તમે અમારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. અમે આખો દિવસ રખડીને થાકયાં હતાં પણ આ ચિત્તો અમારે હાથ આવતો નહોતો.

વનરાજ—મેં મારો ક્ષાત્ર ધર્મ બજાવ્યો છે. ગૌ, બ્રાહ્મણ અને સ્ત્રીની વ્હારે ચઢવું એ અમારો ક્ષત્રીયોનો ધર્મ છે.

કુમારિકા—અત્યારે તો એ યુગ વીત્યો છે. ક્ષત્રિયો ધર્મ, કર્મ રહિત થયા છે.

વનરાજ—મહારાણા પ્રતાપસિંહના રાજ્યમાં તો હજી તેનો તેજ યુગ પ્રવર્તે છે. ક્ષત્રિયોના અસલ ધર્મ ત્યાં પળાય છે.

કુમારિકા—તમે અહીં કયાંથી ? કેમ આવવું થયું ?

વનરાજ—મૃગયા કરવા નીકળ્યો હતો, તેમાંથી ઘણે દૂર આવી ચઢયો, એટલે પેલા ઝાડ નીચે શીલા ઉપર બેઠો અને ત્યાંજ રાત્રી ગાળવાનો વિચાર કર્યો.

કુમારિકા—મારી નગરી અહીંથી ઘણી પાસે છે. તમે મારા અતિથિ છો. મારી સાથે ચાલો; મારૂં આતિથ્ય સ્વીકારી મને કરેલા ઉપકારનો બદલો લ્યો.

આખા દિવસનો ભુખ્યો અને શ્રમિત થયેલો કુમાર વનરાજ કુમારિકાની સાથે ગયો અને તેનાં માતાપિતાની માયાળુ મેમાનગીરીનો સ્વીકાર કરવા લાગ્યો.

કનકપુરથી થોડેક દૂર આવેલા રૂપનગરમાં સૂરસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. આ કુમારિકા તે રાજાની કુંવરી હતી. તેનું નામ રંભા હતું. રૂપે તે રંભા જેવી જ હતી પણ તેનું હૃદય અત્યંત પવિત્ર, નિર્મળ, અને બ્રહ્મચર્યની શાંત જ્યોતથી ઝળહળી રહ્યું હતું. ક્ષત્રાણીઓને છાજે તેવી કેળવણી તેને આપીને ઉછેરવામાં આવી હતી. આર્યધર્મનું રહસ્ય તેના મગજમાં ઠસાવવામાં આવ્યું હતું. હિંદનું પ્રાચીન ગૌરવ, ભાવનાઓ, અને પરાક્રમો તેના મનમાં ઉતારવામાં આવ્યાં હતાં. પ્રાચીન આર્ય લલનાઓ અને વીરાંગનાઓના ઉજ્જવલ દાખલાઓની ઉંડી છાપ તેના હૃદયપટ ઉપર પાડવામાં આવી હતી. સીતાનું સતીત્વ, મીરાંબાઇની ભક્તિ, ગાર્ગી અને

સરસ્વતિની વિદ્યા, કુંતાની સહનશીલતા અને ક્ષમા, ચાંદબીબી અને અહલ્યાબાઇનું શૂરત્વ, એ સર્વેનો ચિતાર તેના મનમાં ખડો ને ખડો રહેતો અને તેને તેમના તરફ માનની દૃષ્ટિથી જોવરાવતો. શ્રી અંબિકા દેવીનું તે પૂજન કરતી અને દેવીની કૃપાથી યોગ્ય ભરથાર પ્રાપ્ત થાય એમ ઇચ્છતી.

રાજા સૂરસિંહની મેમાનગીરીથી અત્યંત સંતુષ્ટ થઇ રહેલો વનરાજ લગભગ એક માસ સુધી ત્યાં રહ્યો. વનરાજ અને રંભા કોઇ કોઇ વખત સૂરસિંહ અને તેની રાણીની સંનિધિમાં એક બીજાના પ્રસંગમાં આવતાં. વનરાજનું યૌવન, સૌમ્ય મૂર્તિ, ચાતુર્ય, ક્ષત્રીયવટ, બ્રહ્મચર્યની શાંત પ્રભા, ક્ષાત્રધર્મનું તેજ, અને નિર્મળ, સ્મિતભરી વિનયવાળી દૃષ્ટિ જોઇને રંભાને સ્વાભાવિક રીતે અંતરમાંથી સ્નેહ ઉત્પન્ન થઇ જતો અને તે મનમાં વિચાર કરતીઃ–"શ્રીમાતાજીએ એમને તો મારે માટે પતિ તરીકે નિમાર્ણ કર્યા નહીં હોય ?"

રંભા હજી મુગ્ધા જ હતી. મુગ્ધા હજી સમજતી નહોતી કે તેનું મન કેમ ખેંચાતું હતું. મહાન્ કવિ ભવભૂતિ કહે છે, व्यतिषजति पदार्थान्नान्तरः कोऽपि हेतुः તેમ કોઇ અદૃશ્ય હેતુ, પૂર્વ જન્મનો સંબંધ, માનવીઓને પરસ્પર સ્નેહમાં જોડે છે. એ સંબંધ આકસ્મિક નથી, આગંતુક નથી, કે ક્ષણિક નથી; તે જન્માંતરોથી ચાલતો આવે છે; માટે જ તે પવિત્ર છે, અછેદ્ય છે, અને અમાનુપી છે, એમ આર્ય શાસ્ત્રો પોકાર કરીને કહે છે. એ સંબંધ કોઇનો બાંધ્યો બંધાતો નથી, કે તોડ્યો તોડાતો નથી. એવા કોઇ પૂર્વ જન્મના સંબંધ રૂપી હેતુથી વનરાજ અને રંભાનાં હૃદય અજાણ્યે પરસ્પર જોડાતાં હતાં.

રાજા સૂરસિંહે વનરાજ અને રંભાની પરસ્પર પ્રીતિ નિહાળી, અને વનરાજનું ઉત્તમ કુળ, ચારિત્ર્ય, વિદ્યા, વય વગેરેનો બરાબર વિચાર કરી પોતાની દિકરીને વનરાજ જોડે પરણાવવાનો નિશ્ચય કર્યો, અને રાણા પ્રતાપસિંહને કહેણ મોકલ્યું. કુળવતી, રૂપવતી, અને વિદ્યાવતી વધૂ અનાયાસે જ પ્રાપ્ત થાય છે એમ ધારી પ્રતાપસિંહે ઝટ હા પાડી અને લગનનો દિવસ નક્કી કરી રાજા સૂરસિંહે પોતાની પુત્રીનું લગ્ન વનરાજ સાથે ઘણી ધામધુમથી કર્યું, અને વરવધૂને લઇને રાણો પ્રતાપસિંહ ઘણા ઠાઠથી વાજતે ગાજતે પોતાની રાજધાનીમાં પાછો ફર્યો.

## પ્રકરણ ૬ ઠું.

---

### કારભારીની ચિંતાઓ.

રાજકુંવરની કેળવણી અને લગ્ન એ બે ગંભીર પ્રશ્નોથી બિપિનચંદ્રનું મન ઘેરાઇ રહ્યું હતું. એ જોખમદારી ભરેલું કાર્ય રાણા પ્રતાપસિંહે બિપિનચંદ્રને સોંપ્યું હતું અને પોતે કારભારી એટલે એ કાર્યને બરાબર પાર ઉતારવાની તેને માથે મોટી જોખમદારી રહેલી છે એમ બિપિનચંદ્ર માનતો અને તેને માટે રાતદિવસ કાળજી કરી અનેક વિચાર કરતો અને અનેક શ્રમ ઉઠાવતો. એ બંને કાર્યો હવે સારી રીતે પાર પડી ગયેલાં જોઇને બિપિનચંદ્ર હવે જરા સ્વસ્થ થઇને બેઠો હતો. કંઇક આરામને ભોગવતો, કંઇક રાજ્યનાં કામ-કાજને જોતો તે આનંદ અને શાંતિમાં કાળ નિર્ગમન કરતો હતો. એવામાં એક દિવસ માનસિંહ તેને બંગલે આવ્યો.

બિપિનચંદ્રે તેને આવકારથી બોલાવ્યો: "આવો, માનસિંહ, બહુ દિવસે જણાયા."

માનસિંહે ઘણી સભ્યતાથી ઉત્તર આપ્યો: "સાહેબ, અમે તો નવરા એટલે રોજ આવીએ, પણ આપ નવરા નહીં, એટલે શું આવીએ ?"

"માનસિંહ, હું ઘણાં અગત્યનાં કાર્યોમાં રોકાયો હતો, તે હવે પુરાં થયાં એટલે હવે કંઇક નવરો પડયો છું."

"હાજી, કુંવરની કેળવણી એ ઘણું મહત્ત્વનું કાર્ય કહેવાય. પ્રજાના સુખનો આધાર એના ઉપર રહેલો છે."

"અને કુંવરના સાંસારિક સુખનો આધાર એમના લગ્ન ઉપર રહેલો છે."

"હાજી, એ પણ ખરૂં."

"માટે બંને પ્રશ્નો મહત્વના છે."

"આપે તે ઘણી બાહોશીથી પાર ઉતાર્યા છે; એથી રાણાજી બહુ રાજી થયા છે અને આખી પ્રજામાં સંતોષ ફેલાયો છે."

" કુંવર ભવિષ્યના રાજા છે; એટલે એમની બાબતમાં પ્રજાની સંમતિ મળે એવી રીતે કાર્ય થાય તો ભવિષ્યમાં રાજા અને પ્રજા બંનેનું હિત સધાય."

" તમે એ ઉદ્દેશ લક્ષમાં રાખીને જ બંને કાર્ય સાધ્યાં છે. કુંવરની કેળવણીમાં તમે અક્ષરજ્ઞાન કરતાં તેમનું ઉંડું ચારિત્ર્ય ઘડવા તરફ વધારે લક્ષ આપ્યું છે અને લગ્નની બાબતમાં તમે કન્યાના રૂપ કરતાં કુળ અને ગુણને વધારે માન આપી દીર્ઘદૃષ્ટિ વાપરી છે. ધન્ય છે!"

એ સાંભળીને બિપિનચંદ્રનું મુખ જરા મલકાયું અને પોતે પોતાની ફરજ બરાબર બજાવી છે એ વિચારથી તેના ઉરમાં અત્યંત આનંદ વ્યાપી રહ્યો અને તે આનંદની પ્રભા તેના મુખ ઉપર છવાઇ રહી.

માનસિંહે તે જોયું અને જરા ગંભીરપણે બોલ્યો: "રાણાજીએ આપનામાં બરાબર વિશ્વાસ મુકયો છે. આપ તે વિશ્વાસનું ઉમદા પાત્ર નીવડયા છો."

બિપિનચંદ્ર સાંભળી રહ્યો અને થોડીવાર બંને જણ એક બીજાની સામે જોઇને ચુપ બેશી રહ્યા. પછી માનસિંહ બીજી આડી વાતો કરવા લાગ્યો. એકાદ કલાક વીતી ગયો એટલે માનસિંહ એકદમ ઉભો થયો અને બોલ્યો:

" સાહેબ, હવે રજા લઉં છું, બહુ વાર બેઠો."

બિપિન૦—માનસિંહ, બેસો બેસો, રાજયની કંઇ નવા જુની તો કહો!

માનસિંહ—સાહેબ, શી નવા જુની હોય? નવા ને જુની, બધી નવા જુની જ થઇ રહી છે.

બિપિન૦—એમ કેમ બોલો છો, માનસિંહ?

માનસિંહ—સાહેબ, પુછયામાં કંઇ માલ નથી. બધી બાજી બગડી ગઇ છે.

બિપિન૦—એમ કેમ?

માનસિંહ—સાહેબ, જનાર્દન વિશ્વાસ રાખવા લાયક માણસ નથી. રાણાજી પાસે હું જવાનો છું, અને એમને બધી વાત કહેવાનો

છું. જનાર્દન પૈસા ખાય છે અને અમારા જેવાનું નિકંદન કહાડવા ઇચ્છે છે.

ઉપર પ્રમાણે માનસિંહ બોલ્યો. તેની ભ્રકુટિ ઉંચે ચ્હડી, તેની આંખો ઝીણી થવા લાગી, અને દાંત પીસતો પીસતો તે પાછો કહેવા લાગ્યોઃ "એણે હજી નથી જોયા આ ક્ષત્રીના સપાટા. એ બ્રાહ્મણ તે અમારી જાતને શું જાણે? આ ખોળીયામાં જીવ છે ત્યાં સુધી તો એનાથી મને આંગળી પણ અડકાડી શકાય તેમ નથી."

બિપિન૦—પણ એમણે શું કર્યું તે તો કહો.

માનસિંહ—સાહેબ, કહેવરાવવામાં કંઇ માલ નથી. હવે અરેખરો કળીયુગ આવ્યો છે.

બિપિન૦—મને કહો તો ખરા કે શું થયું છે?

માનસિંહ—તે કાલે દરબારમાં આવશો ત્યારે જાણશો.

બિપિન૦—શું જનાર્દન તમને મારી નાંખશે?

માનસિંહ—એ બ્રાહ્મણ તે શું મારતો તો! એના જેવાને ચપટીમાં મસળી નાખું.

બિપિન૦—ત્યારે એ શું કરવાનો છે?,

માનસિંહ—કોઇને બદસલાહ આપે અને આપણું ખુન કરવામાં મદદ કરે; એ પણ ખુન કરવા બરોબર છે. જનાર્દન એવું કરવાનો છે. બ્રાહ્મણભાઇએ કદિ હથિયાર પકડયાં જાણ્યાં છે?

બિપિન૦—માનસિંહ, આડી વાત જવા દો અને કહો જે થયું હોય તે.

માનસિંહ—સાહેબ, પેલા કેદારસિંહને એની મદદ છે, અને એની મદદથી એ કેદારસિંહ ઘણા દરબારીઓનાં ખુન કરવાનો છે.

એ સાંભળીને બિપિનચંદ્ર ચમકયો. દરબારીઓમાં એ પણ આવી ગયો અને એનું પણ ખુન થવાની એને શંકા પડવા લાગી. બ્હીતો બ્હીતો તે બોલ્યોઃ "માનસિંહ, મને પહેલેથી બધી ખબર આપો તો હું ચેતતો રહું."

માનસિંહ—તમારે તો ચેતતા રહેવાનું છે જ, પણ મારે, રાણાજીને અને રાજેન્દ્રલાલને પણ ચેતતા રહેવાનું છે.

બિપિન૦—મને બધું કહો તો હું રાણાજીને ચેતાવું.

માનસિંહ બધી વાત જાણતો નહોતો, પણ એના કાન કંઇક ગુન્હેગાર થયા હતા અને તે ઉપરથી દરબારની નવાજુની બહુ જાણ્યાનો તે ડોળ ઘાલતો હતો. વળી કેદારસિંહ તરફ તે ઇર્ષ્યાની નજરથી જોતો, મનમાં બળતો અને એનું ઘસાતું બોલવાનું ચુકતો નહીં. કેદારસિંહ રાણાજીની પાસે માનકરી હતો અને પોતાનો આઘેનો સગો તે છે એમ કરીને રાણાજી તેના ઉપર મમતા રાખતા. માનસિંહથી તે ખમાતું નહીં અને તેથી તે કેદારસિંહની વાતમાં રજનું ગજ કરતો અને તેને મોટું સ્વરૂપ આપીને સૌની આગળ ધરતો. માનસિંહ હવે બહુ ગંભીર થઇને બોલ્યોઃ "કેદારસિંહ દરબારમાં આવે છે ને જાય છે. રાણાજીને એનામાં વિશ્વાસ છે. પણ એ નિમક-હરામ છે. ભાઇસાહેબ, જેનું લુણ ખાવું તેનું જ ખોદવું? ધિક્કાર છે એને! અમે ક્ષત્રીયોના કુળમાં એવા કયાંથી પાકયા? ધિક્ છે એની જનેતાને! એને બદલે પથ્થર જણ્યો હોત તો ધોબીને તો કામ લાગત!"

બોલતે બોલતે માનસિંહે બહુ ક્રોધ કર્યો, અને ભવાં ચ્હડાવી અને આંખો લાલચોળ કરી નાંખી.

બિપિનચંદ્ર વિચારમાં પડયો. ઘણું ભયંકર કાવતરૂં રચાયલું હોય એવું એને લાગ્યું. તે શું હશે તે જાણવાને બિપિનચંદ્ર ફાંફાં મારવા લાગ્યો. તેને કંઇ જડી આવ્યું નહીં તેથી તે પાછો માન-સિંહને કહેવા લાગ્યોઃ

"માનસિંહ, મને એ બધું જણાવી દો. હું એનો બંદોબસ્ત કરૂં. તમને એ બાબતમાં શાબાશી અને શિરપાવ મળશે."

માનસિંહ—બળી શાબાશી અને બળ્યો શિરપાવ. સાહેબ, એ જનાર્દન અહીં આવ્યો છે અને કેદાસિંહ એને મળ્યો છે ત્યારથી બધી બાજી બગડી ગઇ છે. રાણાજી કેદારસિંહમાં વિશ્વાસ મુકે છે એમની મોટી ભૂલ થાય છે. એનું ભયંકર પરિણામ એમને કોઇ ભોગવવું પડશે.

બિપિન૦—માનસિંહ, બીજી વાત જવા દો અને કહો શું થયું છે. રાણાજીનો જીવ બચાવવો એ મારૂં તથા તમારૂં બંનેનું કર્ત્તવ્ય છે.

માનસિંહ—હા, ભાઇસાહેબ, આ કાંડામાં જોર છે ત્યાં સુધી

તો આ તલવાર હેઠે પડનાર નથી અને રાણાજીનો વાંકો વાળ પણ થવાનો નથી.

મુછ ઉપર હાથ નાંખતો અને તેને મરડતો માનસિંહ બોલ્યો. બોલતે બોલતે તેનું શરીર આવેશથી ધ્રુજવા લાગ્યું, તે બેઠો હતો ત્યાં ટટાર થયો અને અક્કડ બેશીને મુછોને આંમળતો પાછો કહેવા લાગ્યોઃ "સાહેબ, અમે રાજ્યના ભાયાતો છીએ. રાજ્યને કે રાજાને આંચ આવે તો અમારૂં જીવ્યું શા કામનું ? કાંઇ ફીકર રાખશો નહીં. રાણાજીનું અન્ન આ પેટમાં છે. હું કદિ નિમકહરામ થયો નથી અને થવાનો નથી. જ્યારે ક્ષત્રીઓ નિમકહરામ થશે ત્યારે પૃથ્વી રસાતળ જશે અને ક્ષત્રીઓ બાયલા પાકયા છે એમ સમજજો."

બિપિન૦—ત્યારે કાલે તમે દરબારમાં જાવ ત્યારે અહીં થઇને જજો. આપણે બંને જોડે જઇશું.

માનસિંહ—હા, તેમ કરીશું. ભાઇસાહેબ, પેલા કેદારસિંહે રાણાજીનો પ્રાણ લેવાનું કાવતરૂં રચ્યું છે.

બિપિન૦—તેનું કારણ શું ?

માનસિંહ—કેદારસિંહ ગાદીનો આધેનો હક્કદાર વારસ છે. રાણાજી ન હોય અને રાણી સત્યવતીને સંતાન ન હોય તો ગાદી એને મળે. માટે રાણાજીનું ખુન કરી એમનું નિકંદન કહાડવાના ઉપાયો એ યોજી રહ્યો છે.

બિપિન૦—શિવ ! શિવ, જગતમાં આવા દુષ્ટો પણ વસે છે ખરા ! રાણાજી કેદારસિંહને પોતાના માનકરી તરીકે રાખે છે. એને મોટી જાગીર આપી છે, અને વળી વારે વારે મોટી રકમો આપતા રહે છે. એને કંઇ કામ નથી, કાજ નથી, અને બેઠે બેઠે એને પુછીને ખાવાનું છે. એને હવે વધારે શું જોઇએ ?

માનસિંહ—લોભને કંઇ થોભ છે ?

બિપિન૦—એ કાવતરૂં કેવી રીતે રચાયું છે ?

માનસિંહ—સાહેબ, એમાં તમે અને રાજેન્દ્રલાલ પણ આવી જશો.

બિપિન૦—તેમાં મારો અને રાજેન્દ્રલાલનો શો વાંક ?

માનસિંહ—તમે અને રાજેન્દ્રલાલ રાણાજીના ડાબો અને જમણો હાથ છો, એ તમારો વાંક.

એ સાંભળીને બિપિનચંદ્ર ચમક્યો, ભડક્યો, અને જરાક બ્હીન્યો, પણ પાછો હિંમત રાખીને માનસિંહને પુછવા લાગ્યોઃ "એમાં બીજા કોનો કોનો હાથ છે?"

માનસિંહ—હાથ પેલા જનાર્દનનો.

બિપિન૦—રાણાજીએ દુધ પાઇને સાપ ઉછેર્યો છે.'

માનસિંહ—હા, રાણાજી કેદારસિંહને બેઠે બેઠે ખવરાવે છે, એને કશું કામ નથી, કાજ નથી, મોંને પુછીને એ ખાય છે. રાણાજીએ એને મોટી જાગીર આપી છે. પણ એ નિમકહરામ નીકળ્યો.

બિપિન૦—ધિક્! દુનિયામાં કેવા દુષ્ટો પડયા છે! લોકો કેવા કૃતઘ્ની થઇ ગયા છે! ઉપકારને બદલે તેઓ અપકાર કરે છે. તેઓ એ પાપમાંથી કયારે છુટશે?

માનસિંહ—એમને જીવતે કીડા પડશે. પ્રભુ આવી દુષ્ટતાને કેમ સાંખશે? પાપનું ફળ અહીં ને અહીં જ છે.

બિપિન૦—પણ માનસિંહ, તમે આ વાત શી રીતે જાણી?

માનસિંહ—મને પાકે પાયે ખબર મળી છે. તમે કાલે દરબારમાં આવશો ત્યારે તમારી ખાત્રી થશે. હવે હું જઉં છું.

માનસિંહ રજા લઇને ઉઠયો. તે પોતાને ઘેર જવા લાગ્યો. રસ્તામાં તેને વિચાર આવ્યોઃ "બિપિનચંદ્રને બધી વાત કહી દીધી તો ખરી પણ તેની હજી પકી ખાત્રી કરવી જોઇએ, નહીં તો જુઠા ઠરીએ, અને ફરી કોઈ આપણા કહેવામાં વિશ્વાસ રાખે નહીં. હા, જરા વધારે બોલાઇ ગયું ખરૂં. આ લુલીબાઈ જરા વધારે હાલી ગયાં. ખેર, મારી ખાત્રી કરૂં છું."

માનસિંહ આગળ ચાલવા લાગ્યો. રસ્તામાં તેને કેદારસિંહ મળ્યો. માનસિંહે પુછ્યુંઃ "કેમ કેદારસિંહ, કયાંથી આવ્યા?"

કેદારસિંહ જુઠું બોલ્યોઃ "આ જરા મારા એક સગાને ઘેર ગયો હતો."

માનસિંહ—એ સગો કોણ છે? એ સગો ભાગ્યશાળી હશે કે કેદારસિંહભાઇનાં પગલાં એને ઘેર થયાં.

કેદારસિંહ હસ્યો અને વાત છુપાવવાને બીજી આડી વાત કરવા લાગ્યો. પણ માનસિંહ મનમાં સમજી ગયો કે નક્કી તે

જનાર્દનને ઘેર ગયો હતો; તેથી તેણે ફરીથી પુછ્યું: "કહો, ના કહો, પણ તમે જનાર્દન સાહેબને ત્યાં ગયા હો એમ લાગે છે. એમની તમારા ઉપર મહેરબાની ઘણી છે."

કેદારસિંહે જાણ્યું કે માનસિંહ બધી વાત જાણે છે. તેથી એનું મોં જરા ઝ્હીલું થઇ ગયું. પોતે રચેલા કાવતરાની તૈયારી કરવાને તે જનાર્દનને ઘેર ગયો હતો. ગુન્હો કરનારનું હૃદય બહુ બ્હીકણ હોય છે તેથી કેદારસિંહે કહ્યું: "માનસિંહભાઈ, તમારાથી શું છાનું છે?"

"ત્યારે અમારા ઉપર તો મહેરબાની છે ને?" માનસિંહે જરા હસતે હસતે પુછ્યું.

કેદારસિંહ બોલ્યો: "ભાઇ, એવું શું બોલો છો?"

માનસિંહે કંઇક ગંભીરતા અને કંઇક મશ્કરીથી કહ્યું: "ભાઈ, તમે કોઇ દિવસ મોટે હોદ્દે ચ્હડવાના; તમારી મહેરબાની તો જરૂર જોઇએ."

કેદારસિંહે જાણ્યું કે માનસિંહ બધી વાત જાણે છે અને તેથી હવે તેનાથી કંઇ છાનું રાખવા જેવું નથી. એવો વિચાર કરીને તે હવે ખુલ્લા હૃદયથી બોલ્યો: "ભાઇ, તમને તે ભૂલી જવાય?"

રાણાજીનું ખુન કરી ગાદીએ બેસવાનો ઇરાદો કેદારસિંહ રાખતો હતો. તેથી માનસિંહ તેને કહેવા લાગ્યો: "ગાદી ઉપર આવો તો અમારાં ગામગિરાસને સંભાળજો, હો."

માનસિંહના એ શબ્દો સાંભળીને કેદારસિંહ મનમાં ફુલાયો અને બોલી ઉઠયો: "ભાઇ, તમે તો મારો જમણો હાથ થઇ રહેશો."

"વાહ, વાહ! કેદારસિંહભાઇ, દોસ્તો તો આવા જ હજો. તમે રાજા થશો પછી અમારે શી મણા રહેવાની? પણ ભાઇ, પેલા જનાર્દન સાહેબ, હાથમાં શી રીતે આવ્યા?" માનસિંહે કંઇક હર્ષ અને આશ્ચર્યનો ડોળ કરીને પુછ્યું.

"એ તો પૈસો ચ્હાય તે કરે! દ્રવ્ય દેખીને મુનિવર પણ ચળે." પોતાના પરાક્રમથી ફુલાતો કેદારસિંહ બોલ્યો અને બધી વાત હવે તે માનસિંહને કહેવા લાગ્યો. પૈસા આપવાથી જનાર્દન પણ એ કામમાં ભળ્યો છે એ વાત કેદારસિંહે જાહેર કરી.

આમ વાતો કરતે કરતે ઘણી વાર થઇ એટલે માનસિંહે કહ્યું: "ભાઇ, કેદારસિંહ, મહેરબાની રાખજો, હવે હું જઉં છું. કાલે દરબારમાં મળીશું. રામ રામ." એમ કહીને માનસિંહ ચાલતો થયો.

માનસિંહની હવે પક્કી ખાત્રી થઇ કે તેણે જે સાંભળ્યું છે તે બધું ખરૂં છે. તેથી બિપિનચંદ્રને બધી હકીકત કહેવાને અને તેને સાવધ રાખવાને માનસિંહ પાછો બિપિનચંદ્રને ઘેર ગયો. એ વખતે બિપિનચંદ્ર અને હૃષીકેશચંદ્ર બંને એકલા બેઠા હતા. માનસિંહે અંદર દાખલ થઇને કહ્યું: "સાહેબ, જરા આમ આવો, કંઇ કહેવું છે."

"તમે અંદર આવો; અહીં બધી વાત કહેવાની હરકત નથી. એ મારા વિશ્વાસુ માણસ છે, અને મારે એમને એ બધી વાત જણાવવી જ પડશે." બિપિનચંદ્ર ખાત્રી આપતો આપતો બોલ્યો.

માનસિંહ અંદર આવ્યો અને તેની તથા કેદારસિંહની વચ્ચે થયેલી સઘળી વાતચીત તેણે કહી. વળી તે બોલ્યો:

"કાલે દરબારમાં જવાનું છે. સાવધ રહેજો. બરાબર બંદોબસ્ત કરજો અને તૈયાર થઈ રહેજો. હું જમીને તમારા તરફ આવીશ અને આપણે બંને જોડે જઇશું." એટલું કહીને માનસિંહ પાછો ઘેર ગયો.

માનસિંહ વિદાય થયો. બિપિનચંદ્રે હૃષીકેશચંદ્રને બધી બીના સમજાવી અને આખરે કહ્યું: "હૃષીકેશચંદ્ર, આ બાબતમાં મારે તમારૂં કામ પડશે. એમાં તમારી મદદની મારે જરૂર છે. ખરા વિશ્વાસુ માણસને એ કામ સોંપવાનું છે. તમારા વગર એવો વિશ્વાસુ માણસ બીજો કોણ હોઇ શકે?"

"જે કામ હોય તે બેલાશક મને કહો. હું અડધી રાતે પણ તમારૂં કામ કરવાને તૈયાર છું." હૃષીકેશચંદ્રે છાતી ઠોકીને જવાબ આપ્યો.

બિપિનચંદ્રે ધીમેથી તેને કહ્યું: "આવતી કાલે દરબારમાં જવાનું છે. કોણ જાણે ત્યાં શા એ તમાશા થશે. જીવતા પાછા ઘેર આવીએ તો પ્રભુનો પાડ!"

"અહોહો! એવી શી મોટી ભારે આફત આવી પડી છે!" હૃષીકેશચંદ્રે આશ્ચર્યથી પુછ્યું.

"રાણાજીનું ખુન કરવાને કાવતરૂં રચાયું છે અને તેમની સાથે રાજેન્દ્રલાલ અને હું બંનેના પણ પ્રાણ લેવાશે; કારણ કે અમે બંનેની આંખોએ રાણાજી જુવે છે એમ કાવતરાખોરોનું માનવું છે." બિપિનચંદ્ર કંઇક ધ્રુજતો બોલ્યો.

હૃષીકેશચંદ્ર શરીરે બળવાન અને હિંમતવાળો હતો. તલવાર, લકડીપટા વગેરેને તે ફેરવી જાણતો હતો. પણ તેનો ઉપયોગ તે બનતા સુધી કરતો નહીં. તે કહેતોઃ "વચનથી મરાય તો તલવારથી શામાટે મારવો જોઇએ." વળી તે કુસ્તીબાજ હતો. નાનપણમાં તે અખાડામાં જતો, કુસ્તી કરતો અને બાહુબળને ખીલવતો. બિપિનચંદ્રના શબ્દો સાંભળીને પોતાની બંને ભુજાઓને ઠોકતો હૃષીકેશચંદ્ર બોલ્યોઃ "આ ભુજાઓમાં બળ છે ત્યાંસુધી તમારો વાંકો વાળ હું થવા દેનાર નથી."

"તમારે મારી સાથે દરબારમાં આવવું પડશે." બિપિનચંદ્રે પાછું ધીમેથી કહ્યું.

"હા, હું ખુશીથી આવીશ, અને કોઇ જાણે નહીં એમ હું ગુપ્ત રહીને તમારૂં રક્ષણ કરીશ."

બીજે દિવસે લગભગ બારેક વાગ્યાના શુમારે સર્વે જણા દરબારમાં જવાની તૈયારી કરવા લાગ્યા. હૃષીકેશચંદ્ર કપડાં પહેરીને તૈયાર થયો એટલે માનસિંહ આવી પહોંચ્યો. બંને લાઇબ્રેરીમાં બેઠા અને બિપિનચંદ્ર તૈયાર થયો એટલે ત્રણે જણા દરબારમાં જવાને નીકળ્યા.

દરબાર મુખ્ય કચેરીમાં ભરાવાનો હતો. રાજ્યના કંઇ અગત્યના કામને લીધે દરબારનું કામકાજ ત્યાં રાખવામાં આવ્યું હતું. રાજ્યના મુખ્ય અમલદારોને ત્યાં બોલાવવામાં આવ્યા હતા. કેટલાક રાજકીય પ્રશ્નોનો તે દિવસે ચુકાદો કરવાનો હતો. મુખ્ય અમલદારોને એકઠા કરીને અગત્યના સવાલોનો ફડચો કરવો એવો રાણા પ્રતાપસિંહનો રિવાજ હતો. સમય થયો એટલે અમલદારો એક પછી એક આવવા લાગ્યા. બિપિનચંદ્ર, માનસિંહ અને હૃષીકેશચંદ્ર પણ આવી પહોંચ્યા. દરબાર જ્યાં ભરાવાનો હતો ત્યાં ઉપર આસપાસ ગેલેરી હતી અને તેમાં પ્રેક્ષકવર્ગને બેસવાની છુટ હતી. નીચેથી એક દાદર ઉપર થઇને ગેલેરીમાં જવાનું હતું. હૃષીકેશચંદ્ર એ દાદરેથી ગેલેરીમાં ગયો અને છેક દાદરને મોંઢે જ જરા સંતાઇને બેઠો. બીજા પ્રેક્ષકો ત્યાં આવતા હતા અને તેઓ હૃષીકેશચંદ્રે લીધેલું વિચિત્ર

સ્થાન જોઇને આશ્ચર્ય પામતા અને " આ ભૈયા કોણ જાણે ક્યાંથી આવ્યા છે; એમને દરબારની રીતભાતની ખબર નથી." એમ માંહો-માંહે વાત કરતા અને કંઇક હસતા હસતા આગળ ચાલ્યા જતા. કેટલાક પોતાની અક્કલ અને હોંશીઆરી બતાવતા તેને ત્યાંથી ઉઠવાનું કહેતા અને વધારે સમજણ હોવાનો ડોળ ઘાલતા. હૃષીકેશચંદ્ર સૌના તરફ જોતો, સૌનું કહ્યું સાંભળતો, હા, જી, હા, પણ ભણતો પણ પોતાનું ધાર્યું જ કરતો અને તેણે લીધેલું સ્થાન તે છોડતો નહીં. દાદરને મથાળે બેઠો બેઠો તે બિપિનચંદ્ર તરફ નજર રાખતો અને નીચે શું થાય છે તે નિહાળ્યા કરતો.

સર્વેના આવી ગયા પછી રાજેન્દ્રલાલ આવ્યો અને તેના આવ્યા પછી રાણાજી પધાર્યા. દરબારનું કામકાજ ચાલવા માંડ્યું.

બિપિનચંદ્રે ઉભા થઇને કેટલાક સવાલો ઉપર સુચનાઓ કરી.

રાજેન્દ્રલાલે તેને કેટલીક બાબતોમાં ટેકો આપ્યો અને કેટલીક-માં તેની વિરુદ્ધ પડયો. બીજા અધિકારીઓ પણ એક પછી એક ઉઠીને રાજકીય પ્રશ્નો ઉપર પોતાના મત દર્શાવવા લાગ્યા. એ પ્રમાણે કામકાજ ચાલી રહ્યું.

કામકાજ ચાલતું હતું તેની વચમાં વચમાં બિપિનચંદ્રને કાવ-તરાના વિચાર થઇ આવતા અને તે વારે વારે માનસિંહની સામે જોયા કરતો. માનસિંહ પણ ઉંચો નીચો થતો હતો. શું થશે તેનો તે વિચાર કરતો અને ક્ષણવાર ડરતો, પણ તેનું ક્ષત્રીપણું તેને હિંમત આપતું અને તે સાવધ થઇને તલવાર ઉપર હાથ મુકતો અને તેને મજબુત પકડતો. ઘણીવાર થઇ પણ કેદારસિંહ આવ્યો નહીં તેથી માનસિંહ ગભરાયો અને મનમાં કંઇ કંઇ ભાંજગડ કરવા લાગ્યો. વખત એમને એમ ચાલ્યો ગયો અને દરબાર બરખાસ્ત થવાનો સમય આવ્યો. માનસિંહે મનમાં વિચાર્યું કે હું જુઠો પડીશ અને બિપિનચંદ્ર મનમાં ધારશે કે બધાને એણે ખોટા ભમાવ્યા. તેથી તે એકદમ ઉઠીને બિપિનચંદ્રની પાસે જઇને બેઠો. દરબાર બરખાસ્ત થવાની તૈયારી હતી એવામાં બિપિનચંદ્રે માનસિંહને કહ્યું: " તમે કહ્યું હતું તેમાંનું તો કંઇ પણ છે નહીં. તમને કોઇએ ખોટી ખબર આપી હશે."

"ભાઈસાહેબ, હમણાં ખબર કઢાવું છું. જે હશે તે જણાશે." જરા ગભરાતો ગભરાતો માનસિંહ બોલ્યો.

દરબાર બરખાસ્ત થયો અને માનસિંહ, બિપિનચંદ્ર અને હૃષીકેશચંદ્ર ત્રણે પાછા એકઠા મળીને ઘર તરફ જવા લાગ્યા. એટલામાં સામેથી એક સિપાઈ આવતો જણાયો. તે માનસિંહનો બાતમીદાર હતો. તે પાસે આવ્યો અને માનસિંહને જરા આઘે લઈ જઈને કાનમાં કહેવા લાગ્યો: "સાહેબ, કેદારસિંહ તો પેલી ગંગાને ઘેર દારૂ પીને પડેલો છે."

કેદારસિંહ ગંગા નામની એક કુલટાને ઘેર જતો આવતો અને દારૂ પીતો. બાતમીદારનું કહેવું સાંભળીને માનસિંહના પગમાં જોર આવ્યું અને તેણે બિપિનચંદ્રને કહ્યું: "સાહેબ, કેદારસિંહ તો દારૂ પીને પડેલો છે. એ ગંગા નામની કુલટાને ઘેર આવે છે, જાય છે. ભાઈ આજે ત્યાં ગયા હશે તે ત્યાંને ત્યાંજ પડી રહેલા છે. એથી એમની બધી વાત આજે મારી ગયેલી જણાય છે."

એવું કહીને બિપિનચંદ્રને બધું નજરે દેખાડવાના ઈરાદાથી માનસિંહ બંનેને ગંગાના ઘર તરફ થઈને લઈ જવા લાગ્યો. ગંગાનું ઘર આવ્યું એટલે માનસિંહે કેદારસિંહને બૂમ પાડી. કેદારસિંહ અડધો ઘેનમાં હતો. તે જેમ તેમ કરીને બારીએ આવ્યો અને બિપિનચંદ્રને જોઈને મનમાં ઘણું શરમાયો. મનમાં તેને વિચાર આવ્યો: "આ માનસિંહે આજ મારી આબરૂ લીધી. એણે જ મારી વાત ઉઘાડી પાડી દીધી." તેને બહુ ગુસ્સો ચઢયો અને તે રાતો પીળો થઈ ગયો. પછી દાંત પીશીને તે મનમાં નિશ્ચય કરવા લાગ્યો: "એ માનસિંહને ઠાર કરૂં ત્યારે જ હું ખરો ક્ષત્રીપુત્ર."

કેદારસિંહ કંઈ બોલ્યા ચાલ્યા વગર ફક્ત મોં બતાવીને પાછો ઘરમાં ગયો, અને ગંગાએ બારીએથી બહાર ડોકીયું કર્યું. તેણે માનસિંહને જોયો અને બોલી ઉઠી: "કેમ માનસિંહસાહેબ, આજે બહુ દહાડે દેખાયા?"

ગંગાના શબ્દો સાંભળીને માનસિંહ તો ઠંડો ગાર થઈ ગયો. તેના હોશકોશ ઉડી ગયા. તેને કાપ્યો હોય તો લોહી નીકળે નહીં એવો તે જડ બની રહ્યો. "રાંડે મારૂં પણ પોકળ વેરી દીધું" એમ તે મનમાં બરબડયો. ક્ષણવાર તે કંઈ પણ બોલ્યો નહીં અને એકદમ આગળ ચાલ્યો. ગંગાના શબ્દો સાંભળીને બિપિનચંદ્રે

શક પડ્યો કે આ માનસિંહ પણ અહીં જતો આવતો હશે. પણ ખરી વાત તો એ હતી કે માનસિંહ કેદારસિંહની બાતમી મેળવવાને એક વખત ગંગાને ઘેર ગયો હતો અને પછીથી બાતમીદાર મારફતે બાતમી મેળવ્યા કરતો હતો. પણ મનુષ્ય અમથો પણ કલાલની દુકાને જાય તો એનું નામ બદનામ થાય તેમ માનસિંહની બાબતમાં બન્યું હતું.

માનસિંહ હવે છાનોમાનો આગળ ચાલવા લાગ્યો અને બિપિનચંદ્ર તથા હૃષીકેશચંદ્ર તેની પાછળ જવા લાગ્યા. ગંગાનું ઘર વેગળું ગયું એટલે માનસિંહ બોલી ઉઠ્યોઃ " સાહેબ, અહીંથી હું બાતમી મેળવું છું. પણ કલાલની દુકાને અમથા જઇએ તોપણ દારૂ પીનારમાં ખપીએ. કાજળની કોટડીમાં ગમે તેટલું સંભાળીને પેશીએ પણ તેનો ડાઘ લાગ્યા વગર રહેતો નથી. નીચનો લેશ પણ સંગ આબરૂને ધક્કો પહોંચાડે છે " એમ બોલતો બોલતો માનસિંહ બિપિનચંદ્રના મનનું કંઇક સમાધાન કરતો તેના મનમાંથી શક દૂર કરવા લાગ્યો.

સર્વે આગળ ચાલવા લાગ્યા. બિપિનચંદ્રનો બંગલો આવ્યો એટલે માનસિંહે જવાની રજા લીધી અને જતે જતે બોલ્યોઃ "સાહેબ, આજે કેદારસિંહની વાત મારી ગઇ છે પણ તેથી નિરાંતે રહેશો નહીં. એ તો ' પડી ટેવ તે તો ટળે કેમ ટાળી. ' કેદારસિંહ પોતાનું ધાર્યું કર્યા વગર રહેવાનો નથી. આવતી કાલે દરબાર ભરાય ત્યારે પાછું જોઇ લેજો. મને બાતમી બરાબર મળેલી છે. "

બિપિનચંદ્ર બંગલામાં ગયો અને કપડાં ઉતારી એક ખુરશી ઉપર પડયો. તેને કાવતરાના વિચાર આવ્યા કર્યા. તેને કંઇ ગમ્યું નહીં. જેમ તેમ કરીને તેણે બે ત્રણ કલાક ગાળી નાંખ્યા; પછી તેણે વાળુ કર્યું અને રાત પડી એટલે એના એજ વિચાર કરતો બિપિનચંદ્ર મેડીએ સુવાને ગયો. પણ એને ઉંઘ આવી નહીં. એ પાસાં ફેરવવા લાગ્યો. મોટા પલંગમાં તે પોઢયો હતો અને તેમાં મોટી મણ રૂની તળાઈ પાથરી હતી, પણ તેની આંખો જરા પણ મીંચાઇ નહીં. તેણે આમ તેમ આળોટયા કર્યું. આખરે તે ઉઠયો અને અહીં તહીં જોવા લાગ્યો. બારીઓમાંથી નીચે ડોકીયાં કરવા લાગ્યો. સામે દરવાજા પાસે એક લશ્કરી સિપાઇ પહેરો ભરતો હતો અને બીજા બે ત્રણ નીચે જમીન ઉપર માત્ર એક કામળી પાથરીને તે ઉપર સુતા હતા.

અને ઘસઘસાટ ઉંઘતા હતા. તેમને જોઇને બિપિનચંદ્ર મનમાં બોલ્યો; "અહોહો, પેલા સિપાઇઓ નીચે રેતીમાં ફક્ત એક કામળી પાથરીને સુતા છે પણ તેમને કેવી ઘસઘસાટ ઉંઘ આવે છે! તેમને કંઇ ચિંતા નથી; અને હું આ મણ રૂની તળાઇમાં સુતો પણ મને જરા પણ ઉંઘ આવી નહીં. ચિંતાતુર માણસને ઉંઘ હોતી નથી; અને રાજ્યકારભારનાં કામો ચિંતાથી ભરેલાં હોય છે. શેક્સપીયર! શેક્સપીયર! તેં ખરૂં જ કહ્યું છે:

'Unhappy lies the head that wears the crown.'

'રાજાને ચિંતા હોય છે; તેને ઉંઘ હોતી નથી; તેના કારભારીઓને પણ શેની હોય!'"

બિપિનચંદ્ર પાછો પથારીમાં પડયો અને ઉંઘવાને ફાંફાં મારવા લાગ્યો. લગભગ ચાર પાંચ વાગવાનો વખત થવા આવ્યો પણ તેને ઉંઘ આવી નહીં. લગભગ છએક વાગ્યાને શુમારે તેની આંખ જરા મળી ગઇ.

બિપિનચંદ્ર રોજ સવારમાં વ્હેલો ઉઠતો અને ન્હાઇ ધોઇને સંધ્યા પૂજા કરતો. તે દિવસે લગભગ આઠ વાગ્યાનો શુમાર થવા આવ્યો પણ એ ઉઠયો નહીં તેથી પ્રિયંવદાને ફીકર થઇ અને 'હજી એ કેમ ઉઠયા નથી!' એમ વિચરતી તે મેડી ઉપર ગઇ અને તેણે બૂમ પાડી: "હજી તમે કેમ ઉઠયા નથી?"

બિપિનચંદ્ર જાગી ઉઠયો અને પથારીમાં બેઠો થયો, અને બોલ્યો: "કાલે જરા ઉંઘ આવી નહીં તેથી આજ મોડું ઉઠાયું."

"હશે, હોય, એમ પણ કોઇ દિવસ હોય." પ્રિયંવદાએ ધીમે રહીને કહ્યું.

બિપિનચંદ્ર નીચે આવ્યો અને દાતણ પાણી કરી ચાહ પીવાને બેઠો. પ્રિયંવદા તેની સામે બેઠી હતી અને મૃણાલિનિ જરા દૂર બેઠી બેઠી કંઇ વાંચતી હતી. ધીમે રહીને પ્રિયંવદાએ વાત ઉપાડી.

"તમે હમણાંના બહુ વિચારમાં ને વિચારમાં હો એમ લાગે છે. એનું કારણ શું છે?"

"તારે જાણીને શું કરવું છે?" બિપિનચંદ્રે ધીમેથી જવાબ આપ્યો.

"મને તમે નહીં કહો તો પછી કોને કહેશો? હું તમારા ભોગવિલાસની ભાગીયેણ, તો તમારા દુઃખની ભાગીયેણ નહીં?" પ્રિયંવદાએ જરા ઠાવકુ મોં રાખીને પુછ્યું.

"તું જાણીને જીવ બાળીશ; તારાથી બીજું શું થશે?" બિપિનચંદ્ર જરા ચિંતા કરતો બોલી ઉઠયો.

"બીજાને કહેવાથી દુઃખ જરા ઓછું થાય છે." પ્રિયંવદાએ કહ્યું.

"ઓછું તો શું થાય પણ મન ઉપરથી જરા ભાર ઓછો થયો હોય એવું લાગે." બિપિનચંદ્ર સમજાવવા લાગ્યો.

"ત્યારે એટલો ભાર ઓછો કરો." પ્રિયંવદાએ ભાર દઈને કહ્યું.

બિપિનચંદ્રે મનમાં વિચાર કર્યો: "આ મુગ્ધા મારા દુઃખને જાણશે ત્યારે એને ખબર પડશે કે કારભારને અંગે કેવી કેવી આફતો રહેલી છે."

મૃણાલિનિ આઘે બેઠી બેઠી વાંચ્યા કરતી હતી તેણે પ્રિયંવદાનું કહેવું સાંભળ્યું, અને તે એકદમ બોલી ઉઠી: "બિપિનભાઈ, કેવા પકડાઈ ગયા છો? હેં, હેં, હેં!" મૃણાલિનિ એટલું બોલીને હસવા લાગી.

બિપિનચંદ્રના મનમાં વિચાર આવ્યો: "આ બાળાને મન ગમ્મત છે પણ મને તો મારા જીવની આવી પડી છે. પણ એ બિચારી તેમાંનું કંઈ જાણે છે?"

મૃણાલિનિને તેણે કહ્યું: "એ તો બહેન રાજ્યકારભારનાં કામો, તેમાં નિરાંતે બેસવાનું કે સુવાનું ક્યાંથી હોય?"

"બળ્યાં તમારાં એ કામ ત્યારે! આપણો નિરાંતનો સુકો રોટલો સારો, બિપિનભાઈ!" મૃણાલિનિએ ગંભીરપણે કહ્યું.

"હોય, કોઈ દિવસ તેમ પણ હોય." બિપિનચંદ્ર ધીમે રહીને બોલ્યો.

"કોઈ દિવસ શેણે? હમણાંનું તો હું રોજ જોઉં છું. બળ્યું. મરીને કંઈ માળવો લેવાય?" મૃણાલિનિએ જવાબ આપ્યો.

"ત્યારે કંઈ ઘેર બેશી રહેવાય? એ તો જગતમાં એમજ ચાલે. રાજકાજમાં એવુંજ હોય!" એમ બોલીને બિપિનચંદ્ર જરા હસ્યો.

એટલામાં પાછી પ્રિયંવદા બોલી ઉઠી: "પણ તમે કહો તો ખરા, તમારે માથે શી આફત આવી પડી છે?"

"હું તને કહીશ ત્યારે તું જાણીશ કે અમે પુરૂષોને માથે કેવી કેવી આફતો આવી પડે છે." બિપિનચંદ્રે ગંભીરપણે જવાબ આપ્યો.

પછી બિપિનચંદ્રે બધી વાત કહી સંભળાવી. પ્રિયંવદા પોતાના મન સાથે વિચાર કરવા લાગી અને તે આફત દૂર કરવાના ઉપાયો શોધવા લાગી. પણ તેનું ભોળું હૃદય રાજ્યનાં કામોમાં શું સમજે? તેથી તે બિપિનચંદ્રને પાછી કહેવા લાગી: "તમે પુરૂષો અમને સ્ત્રીઓને આવાં આવાં કામોથી જરા જરા માહીતગાર કરતા હો તો આવી વખતે અમે તમને કેટલાં બધાં કામ લાગીએ?"

બિપિનચંદ્ર હસવા લાગ્યો અને મશ્કરીમાં બોલ્યો: "તમે અબળાઓ શું કરો? એ તો મરદનાં કામ મરદો જ કરે."

"આવી વખતે અમે અબળાઓને સબળાઓ જ સમજવી. આફતમાં જ અમે અમારૂં ખરૂં સ્વરૂપ ધારણ કરીએ છીએ. સોનરાણી અને લાલબા, અને ચાંદબીબી સ્ત્રીઓજ હતી. પણ સંકટ સમયે તેમણે મરદોને છાજે તેવાં કામો કરેલાં છે."

"ત્યારે તું સોનરાણી કે લાલબા?" બિપિનચંદ્રે હસતે હસતે પુછ્યું.

"એ તો તમે જે બનાવો તે." પ્રિયંવદાએ જવાબ આપ્યો.

"તમે તમારે હાથે ન બનો?" બિપિનચંદ્રે પુછ્યું.

"બનીએ પણ તમારી મદદ વગર દીપી ઉઠીએ નહીં." પ્રિયંવદા જરા ઠાવકું મોં રાખીને બોલી.

એટલામાં ગૌરીશંકર ત્યાં આવી પહોંચ્યા. પ્રિયંવદા આઘી જતી રહી. ગૌરીશંકરે પુછ્યું: "કાવતરાની વાત ખરી છે?"

બિપિનચંદ્રે જવાબ આપ્યો: "હા." અને બોલતે બોલતે તેણે નિસાસો મુકયો.

ગૌરીશંકરે બિપિનચંદ્રના મુખ ઉપર ચિંતાનાં ચિન્હ જોયાં અને તે ધોળી મુછો ઉપર હાથ મુકતા બોલી ઉઠયા: "અહોહો, એના ભાર શા છે. એવાને તો કયાંય મસળી નાંખ્યા. આ એને તો બગલમાં દબાવીને મારી નાખું. હું તમારી જોડે દરબારમાં આવીશ અને પછી જોઇ લેજો આ હાથના સપાટા."

ગૌરીશંકરની ઉમ્મર સાઠ પાંસઠ વર્ષની થવા આવી હતી પણ હજી તેમનો જુસ્સો એનો એજ કાયમ હતો. તે ઘણા હિંમતવાન અને નિડર હતા અને ઘડપણને લીધે તેમના શરીર ઉપર કોઇ કોઇ કરચલી પડેલી લાગતી હતી, પણ તેમનું શરીર મજબૂત અને કૌવતવાન હતું. અપચો કેવો હોય તે એ જાણતા નહોતા. દાંતે કાચા ચણા પણ ચાવી જતા, અને બે વાર પેટ ભરીને તે જમી જતા. ભય શી વસ્તુ છે તે એ સમજતા નહોતા.

હૃષીકેશચંદ્ર એ વખતે કંઇ કામસર ત્યાં આવ્યો હતો તે ગૌરીશંકરના બહાદુરીભર્યા શબ્દો સાંભળીને બોલી ઉઠયોઃ

"હા, કાકાએ તો છશેરનું ઘી ખાધેલું છે; તે જાય કયાં?"

"આ તમે ખાવ ચકલી જેટલું, એટલે ચકલી જેટલીજ ધાડ મારો ને! એ તો ખાય તે ધાય!" ગૌરીશંકરે જવાબ આપ્યો.

"કાકા, હવે તો ઘી મોંઘું થયું છે." હૃષીકેશચંદ્રે હસતે હસતે કહ્યું.

"હા, મોંઘુંએ થયું અને તમારામાં અમારા જેટલું ખાવાની શક્તિ પણ કયાં છે!" ગૌરીશંકર જરા ગર્વ ધરીને બોલ્યા.

એટલામાં એક સિપાઈ વરધી કહાવીને અંદર આવ્યો. તેણે એક કાગળ બિપિનચંદ્રના હાથમાં આપ્યો. તે સિપાઇ માનસિંહનો હતો. જે જે બાતમી માનસિંહને મળી હતી તે બધી તેણે કાગળમાં લખી મોકલી હતી. બિપિનચંદ્રે કાગળ વાંચ્યો. વાંચીને તેનું મગજ ચગડોળે ચ્હડયું. તેને ગુસ્સો આવ્યો અને તે તેની આંખોના ડોળામાં પ્રત્યક્ષ જણાવા લાગ્યો. તે લાલચોળ થયો અને દાંત પીસીને મનમાં બોલ્યોઃ "ઠીક છે; કેદારસિંહ! તું પણ હવે જોઇ લેજે."

આસપાસ બેઠેલાં સર્વે બિપિનચંદ્રની મુખાકૃતિ જોઇને તેના મનના ભાવ સમજી ગયાં અને તેની સામે જોઇ રહ્યાં. કંઇક વધારે બાતમી આવી હોય એવું સર્વેને લાગ્યું; એટલામાં બિપિનચંદ્ર જાતે જ બોલી ઉઠયોઃ "હૃષીકેશચંદ્ર, આ કાગળમાં બીજી વધારે બાતમી આવી છે."

"શી આવી છે?

"કેદારસિંહ બ્હારવટું લેવાનો છે, અને બહાર રહ્યે રહ્યે સૌના પ્રાણ હરવાનો છે."

"ત્યારે આજે દરબારમાં તે નહીં આવે ?"

"આવશે, અને ત્યાં જો નહીં ફાવે તો બ્હારવટું લેશે."

"એ તો વળી વધારે ખોટું થશે."

"કેમ વારૂ ?"

"કેદારસિંહ બ્હારવટીઓ થશે એટલે રાણાજી એનાં ઘરબાર, જાગીર, વગેરે જપ્ત કરશે અને તેથી કેદારસિંહ વધારે ભયંકર નીવડશે. ઘરબાર વગરનો પુરૂષ વધારે ભયંકર ન બને ?"

"ત્યારે હવે એનો ઉપાય ?"

"એનો ઉપાય એટલોજ કે એનાં ઘરબાર જપ્ત કરવાં નહીં. તે હશે તો એનાથી નિર્ભયપણે બ્હારવટું કરાશે નહીં."

હૃષીકેશચંદ્ર બોલતો બંધ થયો અને ઉંડા વિચારમાં પડયો. બિપિનચંદ્રના ખૂનના વિચાર તેના હૃદયમાં કારી ઘા કરવા લાગ્યા. તે મનમાં બોલ્યો: "મેં ઘણી જગ્યાએ કારભારીઓનો કારભાર જોયો. તેમનાં છળ કપટ, તર્કટ, મલિન બુદ્ધિ, દ્વેષ, અને અશાંતિને પણ જોયાં. જ્યાં દ્વેષ અને કપટ હોય ત્યાં અશાંતિ હોય જ ! ત્યાં સુખે સુવાનું હોય ક્યાંથી ? પણ બિપિનચંદ્રમાં મેં હજી છળ કપટ જોયું નથી. છતાં પણ એમનુંયે ખૂન ! ગજબ !

"જગતની સ્થિતિ વિચિત્ર દેખાય છે. મોટાને માથે ભય હોય છે. ચંદ્રને કલંક લાગે છે. ધર્મીને ઘેર ધાડ અને અધર્મીને ઘેર નગારાં એવું એવું જગતમાં જોવામાં આવે છે.

"પણ બિપિનચંદ્ર ! તમારૂં ખૂન ! તમે કોઇનુંએ કશું બગાડયું નથી. તમે બગાડો તેવા નથી જ; તમારાથી બગાડાય જ નહીં; તમારામાં તેની ઇચ્છા જ નથી. પણ કાજળની કોટડીમાં પેશીએ એટલે હાથ તો લાગે જ, તેમ કારભારનાં કાળાં ક્ષેત્રોમાં પેશીએ એટલે પ્રપંચી ગણાવાનો અને ખૂન થવાનો પણ વખત આવે. એમાં તમારો શો વાંક !"

એટલામાં બિપિનચંદ્ર વચમાં બોલી ઉઠયો: "કેદારસિંહનાં ઘરબાર જપ્ત થયાની ખબર આવી છે."

હૃષીકેષચંદ્રે ઉત્તર આપ્યો: "રાણાજીની ભૂલ છે કે એની પાસેથી સર્વસ્વ લઇ લીધું. શત્રુને ભિખારી કર્યો એટલે એ વધારે નિર્ભય થઇને બ્હારવટું કરવાનો."

" મને પણ એજ વિચાર આવે છે. "

" તમે કારભારી એટલે તમારે માથે તો મોટું જોખમ. "

બિપિનચંદ્ર કંઇક નિસાસો નાંખીને બોલ્યોઃ " બળ્યો એ કારભાર! એના કરતાં તો હું ન્યાયાધીશ હતો ત્યારે સુખે સુતો હતો. તમને ડીગ્રીવાળાઓને એમ થતું હશે કે અમે કેવા ગાડીઘોડે બેશીને ફરીએ છીએ, પણ અમારૂં દુઃખ અમે જ જાણીએ છીએ. સો મણ રૂની તળાઇમાં સુઇએ પણ અમારે ઉંઘ તો હોય જ નહીં. નહીં અમે બૈરાં છોકરાંના! સંસારસુખ અને કારભાર બંનેને વિરોધ છે. સત્તાના પૂજારીઓ અને લક્ષ્મીના પૂજારીઓની સ્થિતિ સરખી જ છે."

હૃષીકેશચંદ્ર વચમાં બોલ્યોઃ "હા, મુંબઇના મીલમાલીકો અને શેઠીઆઓનું પણ તેમજ છે. પણ તમે કારભારીઓને ભય અધિક."

" ભય અધિક અને ઉંઘ જરાએ નહીં. "

હૃષીકેશચંદ્રે ધીમેથી પુછ્યુંઃ "તમને કાલે ઉંઘ બીલકુલ આવી નહીં હોય!"

"બીલકુલ નહીં. શેની આવે"

"હા, હું સમજ્યો હતો."

હૃષીકેશચંદ્રના મનમાં વિચાર આવ્યોઃ "કારભારીઓ! તમને ઉંઘ શેની હોય! કાળાં ધોળાં કરીને તમે મોટા કારભારે ચ્હડો છો. તમારા જીવનની બાબતોમાં ઉંડા ઉતરીએ નહીં તેમાં જ માલ. કોણુ જાણે એમાંથી શું એ કળું ધોળું નીકળે!

" બિપિનચંદ્ર! તમે અપવાદ રૂપે છો, પણ તમનેયે કારભારના છાંટા નહીં ઉડયા હોય તો ઉડશે. કાજળની કોટડીમાં પેઠેલો ભાગ્યેજ કોરો રહે!"

બિપિનચંદ્ર તરફ પાછી નજર કરીને હૃષીકેશચંદ્ર બોલ્યોઃ "ખરૂં છે, કારભારીઓને ઉંઘ શેની હોય? મારા જેવાને હોય. અમારે કોઇને કડવો બોલ કહેવો નહીં અને સાંભળવો નહીં. તમારે તો અનેક કડવા બોલ કહેવા પડે અને સાંભળવા પણ પડે. તમારે કોઇને ખોટુંએ મનવવું પડે અને સારૂંએ મનવવું પડે. કોઇ વાર સવળા અને કોઇ વાર અવળાએ પાસા નાંખવા પડે. તમારૂં જીવન ખાંડાની ધાર ઉપર છે."

બિપિનચંદ્રે ધીમેથી કહ્યું: "મારા કરતાં તો પેલો પહેરાવાળો સિપાઇ વધારે નિરાંતે ઉંઘતો હતો અને બારીએ ઉભો ઉભો હું તેની અદેખાઇ કરતો હતો."

હૃષીકેશચંદ્ર આશ્ચર્યથી બોલ્યો: "કારભારી એક પડેરેગીરની અદેખાઇ કરે એ તો નવાઇની વાત!"

"પ્રભુના દરબારમાં કશું નવાઈ જેવું નથી. એકને આ સુખ તો બીજાને પેલું સુખ." બિપિનચંદ્રે ગંભીરતાથી કહ્યું.

હૃષીકેશચંદ્ર વચમાં બોલી ઉઠયો: "તમારા કારભારને નવ ગજના નમસ્કાર! મને તો બાપજી કરે તોયે હું એ ન લઉં. આ સ્વતંત્ર આહારવિહાર, આ અધ્યયન, આ જ્ઞાનાનંદ, આ વિદ્યાવિલાસ, એની આગળ તમારા સો કારભારો એકઠા કરો પણ તુચ્છ છે. એ ઉચ્ચ વિચારોનો ક્ષણુવાર આનંદ હજાર કારભારોના સુખથી પણ અધિક છે."

હૃષીકેશચંદ્ર બોલતો બંધ થયો. તેની માનસિક દૃષ્ટિ અનેક બાબતો તરફ ફરવા લાગી. તેના હૃદયમાં કારભારીઓનાં કાળાંધોળાં તરી આવ્યાં. કંઇક કંટાળો ખાઇને ઘણી ગંભીરતાથી તે પાછો બિપિનચંદ્રને કહેવા લાગ્યો: "ભાઇ, આ દેહને માટે આટલું બધું મંથન! આ ખુનામરકી! આ લોહીમાં હાથ બોળવા! આ દેહને એક શેર અન્ન જોઇએ તેને માટે આટલો રક્તપાત!

"ભાઇ, તમને ગમે તેટલો પગાર મળે, પણ તમારૂં પેટ તો એક શેર અન્નનું જ ધણી. વધારે કમાવ તે પેટીઓ કે બેંકો સેવે. તમે સારૂં સારૂં ખાવ અને સારૂં સારૂં પહેરો પણ વધારે માંદા પડો અને દાકતરનાં ઘર ભરો; અને તમારા હૃદયમાં ચિંતાનો અગ્નિ તો બળતો જ હોય!"

બિપિનચંદ્ર સાંભળી રહ્યો. તે વિચારમાં પડયો અને થોડી વાર બેઠા પછી દરબારમાં જવાનો વખત થયો એટલે ત્યાં જવાની તૈયારી કરી, હૃષીકેશચંદ્રને સાથે લઇને તે દરબારમાં ગયો.

એની એજ કચેરીમાં દરબાર ભરાવાનો હતો. સર્વે ત્યાં એકઠા થયા અને કામકાજ શરૂ થયું. કચેરીની નીચે મોટું ભોંયરૂં હતું અને તેની આસપાસ મોટો બગીચો હતો. કેદારસિંહે તે ભોંયરામાંથી સુરંગ ખોદી હતી અને તેનું મોં બગીચાને એક ખુણે કહાડવામાં આવ્યું

હતું. તે મોં ઉપર એક શીલા ઢાંકી મુકવામાં આવી હતી. તે ચિન્હ તરીકે ગણવામાં આવતી હતી. તે શીલાને ઉઘાડી સુરંગમાં થઇને કચેરી નીચેના ભોંયરામાં જવાતું હતું.

મુકરર કરેલે વખતે કેદારસિંહ દરબારમાંથી ઉઠયો અને પેલી શીલા તરફ જવા લાગ્યો. માનસિંહ તેના તરફ જ જોઇ રહેલો હતો. તેણે કેદારસિંહને જતો જોયો એટલે તરત તેને શક પડયો. કેદારસિંહ એકદમ શીલા આગળ આવી પહોંચ્યો. તેણે શીલા ઉઘાડી અને સુરંગમાં ઉતર્યો. માનસિંહે બૂમ પાડી: "દગો, દગો. ન્હાસો, ન્હાસો. તમારા પ્રાણ બચાવવા હોય તો ન્હાસો."

સર્વે સાંભળીને ચકિત થયા, આમ તેમ જોવા લાગ્યા અને 'શું છે, શું છે?' એમ બોલવા લાગ્યા. પોતપોતાને સ્થાનેથી સર્વે ઉઠી ગયા અને આમ તેમ ન્હાસવા લાગ્યા. આખા દરબારમાં કોલાહલ મચી રહ્યો. રાણાજી એકદમ ઉભા થયા અને બહાર ચાલ્યા ગયા. તેમની સાથે રાજેન્દ્રલાલ જવા લાગ્યો. હૃષીકેશચંદ્ર એકદમ ગેલેરીમાંથી નીચે આવ્યો અને બિપિનચંદ્રની પાસે ઉભો રહ્યો. તેણે હાથમાં એક મજબુત લાકડી ઝાલી હતી તેને ઉંચી કરીને તે ઉભો રહ્યો.

કેદારસિંહે કચેરીની અંદરના તથા બહાર દરવાજા ઉપરના સઘળા માણસોને ફોડી મુકયા હતા તેથી તેઓ આઘા આવતા નહોતા. એકદમ દરબારના મધ્યભાગમાં બે ત્રણ માણસ સાથે નીકળે એવું બાકું પડી રહ્યું અને તેમાંથી એક માણસ બહાર આવ્યો અને તેની પાછળ કેદારસિંહ તથા તેણે ભોંયરામાં રાખી મુકેલાં પચાસેક હથિયારબંધ માણસો બહાર આવ્યાં. સર્વે જણા ન્હાસભાગ કરતા હતા પણ માનસિંહ તો પોતાને સ્થાને જ બેશી રહ્યો હતો. કેદારસિંહને ઉપર આવતો જોઇને તે એકદમ રાણાજી તરફ દોડયો અને તેમની અને કેદારસિંહની વચમાં ઉભો રહ્યો. કેદારસિંહ હાથમાં ઝાલેલી તલવાર ઉગામીને બોલ્યો: "તું શરણ થા, નહીં તો તારૂં ડોકું હમણાંજ ઉડાવી દઇશ."

માનસિંહે બેધડક જવાબ આપ્યો: "જા જા, બાયલા, નિમકહરામી, જેણે તને પાળીને મોટો કર્યો તેને જ તું મારવા આવ્યો છે. જા, જા, દુષ્ટ, આ ખોળીયામાં પ્રાણ છે ત્યાંસુધી તારાથી રાણાજીનો વાંકો વાળ પણ થઇ શકવાનો નથી."

"શરણુ થા, નહીં તો આ આટલા બધા માણસોની તલવારો તને અને તારા રાણાજીને ઠાર કરશે." કેદારસિંહે આંખો લાલચોળ કરીને કહ્યું.

"અરે મૂઢ, તારા જેવો નામરદ હું નથી. આ રજપુત બચ્ચો યુદ્ધ કર્યા વગર રહેનાર નથી." માનસિંહ મુછ ઉપર હાથ ફેરવતો ફેરવતો બોલ્યો.

"યુદ્ધ કરવામાં તું ફાવી શકીશ નહીં. તારા શરીરના રાઇ રાઇ જેવડા કકડા થઇ જશે. નકામી ઢેશી શું કરવાને કરે છે. શરણુ થા એટલે અમને આગળ રસ્તો સુઝે." કેદારસિંહ બહુ ગુમાનથી કહેવા લાગ્યો.

"અહોહો, કેટલું ગુમાન ? પણ હું ઉતારીશ તારૂં અભિમાન. તેં નથી જોયા હજી આ રજપુત વીરના સપાટા." માનસિંહ કાળની જીભ સરખી તલવારને ઉંચી કરીને બોલ્યો.

"દુષ્ટ માનસિંહ, તેં મારી વાત ઉઘાડી કરી મારી આબરૂને બટ્ટો લગાડયો છે અને આ બધું પણ તેં જ ઉભું કર્યું છે. તને તો જીવતો જવા દેનાર નથી." ઘણો ગુસ્સો કરીને કેદારસિંહે જવાબ આપ્યો.

માનસિંહના ગુસ્સાનો હવે પાર રહ્યો નહીં. તે ક્રોધ કરીને બોલ્યો: "જો જીવતા રહેવું હોય તો રાણાજીની માફી માગ."

"રજપુત બચ્ચો કદિ નમ્યું આપે ખરો ? મારે તો યુદ્ધ કરવું છે. યુદ્ધ કરવું એ ક્ષત્રીયોનો ધર્મ છે. આવી જા." એમ કહીને કેદાર-સિંહે માનસિંહ ઉપર તલવારનો ઘા કર્યો.

માનસિંહે એ ઘાને પોતાની ઢાલ ઉપર ઝીલી લીધો. પછી જરા કુદીને એવું જોરથી કેદારસિંહ ઉપર એવો તો પ્રહાર કર્યો કે તેની તલવાર કેદારસિંહના ડગલાની આરપાર થઇને તેના ખભામાં એક આંગળ ઉતરી ગઇ. કેદારસિંહે જાણ્યું કે નક્કી પ્રાણ લેશે તેથી તે એકદમ નાઠો અને તેની પાછળ તેનાં માણસો પણ જવા લાગ્યાં. બધા દોડતા દોડતા કચેરીના મુખ્ય દ્વાર આગળ આવી પહોંચ્યા. અહીં વિપિનચંદ્ર અને હૃષીકેશચંદ્ર બંને ઉભા હતા. હૃષીકેશચંદ્ર પોતાની મજબૂત લાકડી માથા ઉપર આસપાસ ફેરવતો હતો અને કોઇને પાસે આવવા દેતો નહીં. દ્વાર જરા સાંકડું હતું અને હૃષી કેશચંદ્ર તેની વચમાં ઉભો હતો તેથી કેદારસિંહ તથા તેનાં માણસો

એકદમ બહાર નીકળી શક્યાં નહીં. એટલામાં પાછળથી માનસિંહે આવીને સોના ઉપર તલવારના ઘા કરવા માંડયા. એટલે બધા માણુસોએ પોતાનાં મુખ પાછાં ફેરવ્યાં. એટલામાં હૃષીકેશચંદ્ર બિપિનચંદ્રને લઇને બહાર નીકળી પડયો અને બીજે રસ્તે થઇને તેને રાણાજી પાસે પહોંચાડી દીધો અને પોતે તે રસ્તાની વચમાં હાથમાં લાકડી ઝાલી, વખતો વખત તેને ઉગામતો અને માથા ઉપર આમતેમ ફેરવતો, સોનું રક્ષણ કરવાને માટે ઉભો રહ્યો.

કચેરીના દ્વારમાં હવે કોઇ નથી એમ જાણીને કેદારસિંહ તથા તેના માણુસો ત્યાં થઇને બહાર ન્હાસી જવા લાગ્યા. તેઓ નાઠા એટલે તેમની પાછળ માનસિંહ દોડયો અને બુમો પાડવા લાગ્યોઃ "પકડો, પકડો, દુષ્ટોને પકડો." પણ બહારના દરવાજા ઉપરના સિપાહઓને પણ કેદારસિંહે લાંચથી ફોડી મુકેલા હતા તેથી તેઓ કેદારસિંહને રોકવાને બદલે માનસિંહને રોકવા લાગ્યા. માનસિંહે તલવારના ઝપાટાથી એકાદને ઠાર કર્યો અને તે આગળ ધસવા લાગ્યો. આગળ કેદારસિંહ અને પાછળ માનસિંહ એમ કેટલેક રસ્તે બંનેએ દોડયા કર્યું. આખરે કેદારસિંહ થાકયો; તેના ખભા ઉપરના ઘામાંથી ખૂબ લોહી નીકળવા માંડયું. તેણે કહીં જઇને સંતાઇ જવાનો વિચાર કર્યો. રસ્તામાં ગંગાનું ઘર આવતું હતું તેથી તેમાં ભરાઇ જવાનો ઇરાદો કરીને કેદારસિંહ તે તરફ દોડયો. તેને આવતો જોઇને ગંગાએ બારણાં બંધ કરવા માંડયાં. તે બધું કાવતરૂં જાણતી હતી અને આજે દરબારમાં શું બન્યું હતું તેની ખબર પણ તેને કાને આવી ગઇ હતી. તેથી રાજ્યના ગુન્હેગારને છુપાવવો એ મોટો ગુન્હો છે એમ જાણીને તેણે કેદારસિંહને ઘરમાં પેસવા દીધો નહીં. કેદારસિંહ બહુ કરગરવા લાગ્યો અને પગે લાગીને બોલ્યોઃ "ઓ ગંગા, મને બચાવ. ઓ ગંગા મને બચાવ."

આખરે ગંગાએ તેને ઘરમાં આવવા દીધો અને બારણાં બંધ કરી દીધાં. માનસિંહને તે ખબર પડી એટલે તે ત્યાં ગયો, તેણે બારણાં ભાગ્યાં, અને કેદારસિંહને પકડીને બહાર ખેંચી કહાડયો. તેને કાંઠું પકડીને ખેંચતો ખેંચતો માનસિંહ રાણાજી પાસે લઇ આવ્યોઃ રાણાજીએ કેદારસિંહને પોલીસને સ્વાધીન કર્યો અને માનસિંહને કહ્યું; "શાબાશ, શાબાશ, આજ તમે મને જીવતદાન આપ્યું છે."

"મહારાજ, હું રાજ્યનો ભાયાત છું. તમારૂં રક્ષણ કરવું એ મારો ધર્મ છે. તમે મારી રક્ષા કરી છે તો આજે હું તમારૂં રક્ષણ કરૂં તેમાં નવાઇ શી ? આવી વખતે અમે કામ ન લાગીએ તો પછી ક્યારે કામ લાગવાના ?" રાણાજીને પ્રણામ કરતો માનસિંહ બોલ્યો.

બિપિનચંદ્ર આગળ આવીને કહેવા લાગ્યો: "રાણાજી, આપે ભાયાતોને ક્ષેમકુશળ રાખ્યા અને તેમને પાળ્યા તો તેમણે આજે તેનો બદલો આપ્યો."

વાંચનાર! ચાલો આપણે જોઇએ કે દરબાર ભરાયો તે વખતે બિપિનચંદ્રને બંગલે શું બની રહ્યું હતું! બિપિનચંદ્ર ઉપર મોટી આફત આવી પડી છે એમ જાણીને પ્રિયંવદા મનમાં બહુ ચિંતા કર્યા કરતી. આજે તો તેણે ભોજન પણ લીધું નહોતું. બિપિનચંદ્ર કચેરીમાં ગયો ત્યાર પછી તે એના એજ વિચાર કરતી ઘરમાં બેઠી હતી. દરબાર ભરાવાનો વખત થવા આવ્યો છે એમ જાણીને તે ઉંચી નીચી થવા લાગી; તે બહુ અધીરી થઇ અને એક સિપાઇને બોલાવીને તેણે કહ્યું: "મીયાં, તાબડતોબ કચેરીમાં જાવ અને શું બને છે તે જુવો, અને તરત મને કહેવાને પાછા આવો. દોડતા જજો અને દોડતા આવજો. રસ્તામાં જરાક પણ ઉભા રહેશો નહીં. આડું અવળું જોશો નહીં, અને સીધા ચાલ્યા જજો અને સીધા પાછા આવજો. જાવ, જલદી જાવ. જલદી પાછા આવજો."

"બહુત અચ્છા સાબ!" એમ કહીને એક સિપાઈ દોડતો જવા લાગ્યો.

સિપાઇ કચેરીમાં ગયો અને જુવે છે તો ત્યાં મારામારી ચાલી રહેલી. કોઇ કોઇનું ઠેકાણું મળે નહીં. કોઇનો પત્તો લાગે નહીં. મીયાં ભાઇએ જાણ્યું કે આ મારામારીમાં પેસીશું તો કંઇક કપાઈ જઇશું. પણ પાછો તેને વિચાર આવ્યો: "બાઇસાહેબે આટલું કામ સોંપ્યું છે તો તે તરત કરવું જોઇએ. નિમકહરામ ન થવું."

"હે ખુદા પરવરદિગાર તું માલીક હૈ" એમ બોલતા મીયાં આગળ ધપ્યા, પણ એટલામાં સામો કેદારસિંહ દોડતો આવ્યો અને તેની લાત વાગવાથી મીયાં ત્રણ ગોટમલાં ખાઇ ગયા.

હૃષીકેશચંદ્ર આઘે ઉભો હતો તેની દ્રષ્ટિ મીયાં ઉપર પડી.

"ઓ તેરા સત્યાનાશ જાય" કહેતા કહેતા મીયાં ઉભા થયા અને આગળ ચાલવા લાગ્યા. એટલામાં તેમણે હૃષીકેશચંદ્રને રસ્તામાં ઉભેલો જોયો. મીયાંના પગમાં જોર આવ્યું અને બોલ્યાઃ "ભાઇ સાબ, મઝેમેં હોને ? મેં તુમારી મદદે આયા હું. ઓ સાલા કેદાર-સિંહકા કયા ભાર હે !"

મીયાં કેદારસિંહની લાતથી જમીન ઉપર ગબડી પડયા હતા અને તેને લીધે તેમનો સુરવાળ જરા માટીવાળો થયો હતો, તે તરફ આંગળી કરીને હૃષીકેશચંદ્રે પુછ્યુંઃ "આ સુરવાળ શાથી બગડયો ?"

"ઓ તો મેં જરા લપસ ગયાથા. સાલે માલી પાણી બહોત છાંટતે હે." મીયાંએ ઝટ લઇને જવાબ આપ્યો.

હૃષીકેશચંદ્ર મનમાં હસ્યો. તેનાથી હસવું ખાળી શકાયું નહીં, તેથી તે આડું જોઇને હસવા લાગ્યો. મીયાં તેના હસવાનું કારણ સમજયા નહીં અને એ તો પોતાની ધુનમાં ને ધુનમાં પુછવા લાગ્યાઃ

"ભાઇસાબ, કારભારીસાબ કીધર હે ? મઝેમેં હે ન ?"

"હા, મીયાં મઝેમાં છે." હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

મીયાં ત્યાંથી જ પાછા ફર્યા અને સીધા ઘેર આવવા લાગ્યા. રસ્તામાં પણ કેદારસિંહના માણસો તેમને સતાવવા લાગ્યા પણ જેમ તેમ કરીને મીયાં ઘેર આવ્યા.

પ્રિયંવદા મીયાંની વાટ જોતી બહાર ઓટલા ઉપર જ બેસી રહી હતી. તે એકદમ ઉઠી અને મીયાંને પુછવા લાગીઃ "કેમ મીયાં, કેમ છે ?"

"અચ્છા હે, સાબ ! સબ મઝેમેં હે !" મીયાં મોટો ઘાંટો પાડીને કહેવા લાગ્યા.

પતિના ક્ષેમકુશળના સમાચાર સાંભળીને પતિવ્રતા પ્રિયંવદાના ખોળીયામાં જીવ આવ્યો. "શુંએ કહેશે ! શીએ ખબર લાવશે !" એમ મનમાં બોલતી તે બહાર ઉભી હતી અને કોઇ પશુ, પક્ષી, કે જનાવરનાં પગલાંનાં અવાજથી પણ તે ભડકતી હતી અને "મીયાં હજી કેમ આવ્યા નહીં" એમ વિચાર કરતી તે તરફ જોતી હતી. હવે તેના જીવમાં જીવ આવ્યો. તેનું મન શાંત અને સ્થિર થયું. મીયાંને તેણે શિરપાવ આપ્યો અને પતિના આવવાની રાહ જોતી તે પાછી બહાર ઓટલે બેઠી.

વાંચનાર! ચાલો પાછા આપણે જોઇએ કે રીમ હવે શું બની રહ્યું હતું! કેદારસિંહ ગયો, તેની પાછળ તેના માણસો આમ તેમ ન્હાસી ગયા અને ફાવે તેમ વર્તવા લાગ્યા. રાજેન્દ્રલાલે એકદમ પોલીસના માણસો બોલાવ્યા અને ઠેર ઠેર બંદોબસ્તને માટે મુકી દીધા. તેઓ હથિયાર લઇને આવ્યા હતા અને તેમને મદદ કરવાને લશ્કરના માણસોને બોલાવવામાં આવ્યા હતા. તે આવ્યા એટલે રાજેન્દ્રલાલે રાણાજીને ક્ષેમકુશળ રાજમહેલમાં વિદાય કરી દીધા.

રાણાજી રાજમહેલમાં પધારી ગયા પછી બિપિનચંદ્ર તથા રાજેન્દ્રલાલ પોતાને બંગલે જવા લાગ્યા. બિપિનચંદ્ર ગયો હતો તેજ રસ્તે પાછો આવ્યો અને રસ્તામાં હૃષીકેશચંદ્ર ઉભો હતો તેને મળ્યો. બંને જણ સહીસલામત ઘેર આવ્યા અને પ્રભુનો પાડ માનવા લાગ્યા.

પણ કેદારસિંહ એટલેથીજ અટક્યો નહોતો. કચેરીમાં ન ફવાય તો રાતે રાણાજી, બિપિનચંદ્ર અને રાજેન્દ્રલાલ ઉંઘતા હોય ત્યાં જઇને તેમનું ખુન કરવું એવો તેણે નિશ્ચય કર્યો હતો અને તેને માટે મારાઓ ઉભા કરી રાખ્યા હતા. કેદારસિંહ તેના કાવતરામાં ફાવ્યો નથી એમ જાણીને તે મારાઓ સજ્જ થઇ રહ્યા હતા અને લાગ મળવાની રાહ જોઇ રહ્યા હતા.

બિપિનચંદ્ર પોતાને બંગલે આવ્યો અને બધાંને મળ્યો. એને જોઇને પ્રિયંવદાના હર્ષનો પાર રહ્યો નહીં. કચેરીમાં તેણે માણસ મોકલ્યો હતો અને તે બિપિનચંદ્રના કુશળ સમાચાર લઇને પાછો આવ્યો હતો પણ પતિવ્રતા પ્રિયવંદાને તેથી પણ સંતોષ વળ્યો નહોતો. તે હવે ઘણા હર્ષથી કહેવા લાગી: "આજ તો તમે નવે અવતાર આવ્યા, કોણ જાણે શું એ થાત!"

બોલતે બોલતે હજી પણ પ્રિયંવદા થરથર ધ્રુજવા લાગી અને મનમાં તરેહ તરેહ વાર ભય ધરવા લાગી. તેના મનમાં અનેક વિચાર આવવા લાગ્યા. તેનું ચિત્ત વિહ્વલ થયું. તેની મુખમુદ્રા ઉપર ભય અને ચિંતાનાં ચિન્હ છવાઇ રહ્યાં.

એ જોઇને બિપિનચંદ્ર બોલી ઉઠયો: " गतं न शोच्यं. જે થયું તે થયું. હવે તેને સંભારવાથી શો લાભ. પ્રભુનો પાડ માનો કે આખરે જીવતા ઘેર આવ્યા."

"ના, ના, પણ કોણ જાણે કેમ, હજી પણ મારૂં હૃદય ધડકે છે, મારો જીવ બળે છે, અને મારી આ જમણી આંખ ફરકે છે. માનો ન માનો પણ હજી આ આફતનો આરો આવ્યો નથી. પ્રાણનાથ, સાવધ રહેજો. સાવધ રહેજો."

પતિવ્રતાનું હૃદય તેને ખરૂંજ કહેતું હતું; હરિ તેના ભક્તના હૃદય મારફત આગામી દુઃખનું સૂચન કરાવતો હતો.

હવે સમય સાયંકાળનો થવા આવ્યો હતો, તેથી સર્વે પોત પોતાનું કામ પરવારી વાળુ કરવાને રસોડામાં જવા લાગ્યાં. સવારે કેટલાંકે જરા ખાધું હતું અને કેટલાંક તો તદન ભુખ્યાંજ રહ્યાં હતાં. માથે આવી પડેલી આફતથી તેમના જીવ ઉડી ગયા હતા તેથી તેમને ખાવાનું કે પીવાનું કંઈ પણ ગમતું નહોતું. હવે બિપિનચંદ્ર સાંજે સમો ઘેર આવ્યો એટલે આખું કુટુંબ રસોડામાં ભરાયું અને રસોડામાં પ્રિયંવદા રસોઇ કરતી હતી તેને કોઇ મદદ કરવા લાગ્યું અને કોઇ માત્ર તેની પાસે બેસીને વાતો કરીને તેનો વખત કહડાવવા લાગ્યું. પછી રસોઇ તૈયાર થઇ એટલે સૌ જમ્યાં અને આખા દિવસનાં થાકયાં પાકયાં સુઇ ગયાં.

ત્યાર પછી લગભગ ચાર પાંચ દિવસ નિર્વિઘ્ને પસાર થયા. પછી એક દિવસ રાતે સર્વે વાળુ કરીને સુતાં હતાં. બિપિનચંદ્ર ત્રીજે માળે સુતો હતો. તેની પાસેની ઓરડીમાં પ્રિયંવદા તથા મૃણાલિનિ સુતાં હતાં અને બીજે માળે એક ઓરડીમાં હૃષીકેશચંદ્ર અને તેની પાસેની ઓરડીમાં ગૌરીશંકર તથા પીયુષકાન્ત સુતા હતા. બાકીની બીજી ઓરડીઓમાં શિવલક્ષ્મી વગેરે સુતાં હતાં. છેક નીચે ચાકર માણસો ઉંઘતા હતા. બંગલાના દરવાજા આગળ પહેરેગીર પહેરો ભરતો હતો અને બીજા બે ત્રણ સિપાઇઓ ત્યાં સુતા હતા. બંગલાની પાછળ એક મીયાં ચોકી કરતો હતો.

રાતના લગભગ એએક વાગવાનો શુમાર થવા આવ્યો એટલે એક હરામખોર બિપિનચંદ્રના બંગલાની આસપાસ ભમવા લાગ્યો. તે કેદારસિંહે મોકલેલો ખુની હતો. દરબારમાં થયેલી મારામારીની વાત હવે શાંત પડી ગઈ છે અને હવે સર્વે બેસાવધ હશે એમ જાણીને તે બિપિનચંદ્રનું ખુન કરવાને આવ્યો હતો. તે બંગલામાં પેસવાનો લાગ ખોળતો હતો. પહેલો તે દરવાજા ભણી ગયો પણ પહેરેગીરને જાગતો જોઇને તે પાછો ફર્યો. પછી જરા આમ તેમ

ફરીને તે બંગલાની પાછળ ગયો. ત્યાં જુવે છે તો એક મીયાં બેઠા બેઠા ઝોકાં ખાય. "હાં ઠીક લાગ છે" એમ કહીને તે હરામખોર મેડીએ ચ્હડી ગયો. બધી ઓરડીઓનાં બારણાં ઉઘાડાં હતાં. તેણે અંદર જઇને જોયું પણ બિપિનચંદ્ર જણાયો નહીં અને તેથી તે ખુની વિચારમાં પડયો. કયાં જવું તે એને સૂઝયું નહીં. એટલામાં નીચે જરા ખખડાટ થયો, તેથી તે ગભરાયો અને એકદમ હૃષીકેશ-ચંદ્રની ઓરડીમાં ભરાઇ ગયો અને તેણે બારણાં બંધ કરી દીધાં.

મધુમાલતી જોડેનો વીકટ પ્રસંગ બન્યા પછી હૃષીકેશચંદ્ર મન ઉપર વધારે કાબુ મેળવવાને કાયાને વધારે કષ્ટ આપતો અને ઇંદ્રિયોનું વધારે દમન કરતો. તે એક જ વાર જમતો અને જમીન ઉપર માત્ર એક સાદડી પાથરીને સુતો. ખુની તેની ઓરડીમાં આવ્યો તે વખતે હૃષીકેશચંદ્ર એક સાદડી ઉપર ઘસઘસાટ ઉંઘતો હતો. એની મેડીમાં દીવો ઝગઝગાટ બળતો હતો. તેથી તેની તેજસ્વી મુખમુદ્રા અને ભવ્ય કપાળ વધારે તેજસ્વી દેખાતાં હતાં. જાણે કોઇ મોટો તપસ્વી સ્વર્ગના મહેલમાં ભૂમિ ઉપર પોઢયો હોય તેવો હૃષીકેશચંદ્ર જણાતો હતો. તેનાં વિશાળ નેત્રો ઉપર પવિત્રતાની પ્રભા પથરાઇ રહી હતી, અને જાણે કોઇ યોગી યોગ રૂપી ગાઢ નિદ્રામાં પડેલો હોય તેવો ભાસ તે કરાવતાં હતાં; તેનો શાંત ચહેરો સંયમીનો સંયમ દર્શાવતો હતો; તેની બે મજબૂત ભુજાઓ નિયમિત આહાર વિહાર અને બ્રહ્મચર્યનું સૂચન કરતી હતી; તેનું બહોળું વક્ષઃસ્થળ ઉદારતા અને ઉચ્ચ વિચારનું ભાન કરાવતું હતું; તેનું મોટું મસ્તક બુદ્ધિશાળીપણાનું ચિન્હ હતું; અને શરીરના સુકોમળ અવયવો ઉપરથી તેની શ્રીમંતાઇ જણાઇ આવતી હતી.

પેલા ખુનીએ હૃષીકેશચંદ્ર તરફ નજર કરી. જાણે કોઇ દેવ તરફ નજર થતી હોય તેમ તેને ભાસ થયો. હૃષીકેશચંદ્રના તેજથી તે અંજાયો. તેના મનમાં વિચાર થયોઃ "અહોહો, કેવો દિવ્ય પુરૂષ સુતેલો છે! આ તે કોઇ દેવ છે કે પૃથ્વી ઉપરનો મનુષ્ય છે? લાગે છે તો કોઇ દૈવી પુરૂષ."

એટલામાં હૃષીકેશચંદ્રે પાસું બદલ્યું. ખુની ગભરાયો અને ત્યાંથી પણ નીકળીને નાઠો અને ઠેઠ ત્રીજે માળે ચ્હડી ગયો. તે બિપિનચંદ્રની ઓરડીમાં દાખલ થયો. બિપિનચંદ્ર પણ ઘસઘસાટ ઉંઘતો હતો: તેની મેડીમાં દીવો ઝગઝગાટ બળતો હતો અને

તેની મુખમુદ્રા સ્પષ્ટ જણાઇ આવતી હતી. વિદ્યા અને લક્ષ્મીની અલૌકિક પ્રભા તેના મુખ ઉપર છવાઇ રહી હતી. જાણે સ્વર્ગના મહેલમાં સોનેરી પલંગ ઉપર કોઇ દેવાંશી પુરૂષ પોઢયો હોય તેવો જોનારને ભાસ થતો હતો. તેની કોમળ કાયા દીવાના તેજથી વધારે પ્રકાશિત દેખાતી હતી.

બિપિનચંદ્રને જોઇને ખુનીના મનમાં વિચાર થયો: "કેવી સુકોમળ કાયા! કેવા સુંદર અવયવો! કેવું સુકુમાર શરીર! એ નિરપરાધી છે; મારે એનું ખુન કરવું? કેદારસિંહ, તેં મને અહીં મોકલ્યો, નહીં તો હું અહીં ન આવત; હજી પણ પાછો જઉં તો?" એમ અનેક ભાંજગડો તેના મનમાં થવા લાગી; અનેક વિચારમાં તે પડયો. વિચાર કરતે કરતે તે કેડે ખોશેલી કટારી બહાર કહાડવા લાગ્યો. બહાર કહાડીને તેને હાથમાં બરાબર ઝાલવા લાગ્યો; પણ તેનો હાથ થરથર ધ્રુજી ઉઠયો. ધ્રુજતે હાથે તેણે કટારી ઉંચી કરી અને તેને ઉગામીને તે મારવા જતો હતો એટલામાં કટારી જમીન ઉપર પડી. જમીન પથ્થરથી જડેલી હતી તેથી ખણણણ કરીને મોટો અવાજ થયો.

બિપિનચંદ્ર જાગી ઉઠયો. જુવે છે તો હરામખોર પાસે ઉભેલો. તેણે બૂમો પાડી: "ઓ નૂરખાં; ઓ જમાલખાં; ઓ પીરમીયાં; આવો આવો, હરામખોરને પકડો." બિપિનચંદ્રની બૂમો સાંભળીને પ્રિયંવદા તથા મૃણાલિનિ જાગી ઉઠયાં. પ્રિયંવદા બૂમો પાડવા લાગી: "ઓ પીસુભાઇ આવો, બધાંને જગાડો. આ ઘરમાં કોઇ હરામખોર પેઠો છે." એમ બૂમો પાડતી પ્રિયંવદા બિપિનચંદ્રની ઓરડીમાં જવા લાગી. પણ બારણાં બંધ હતાં. મૃણાલિનિ પણ બૂમો પાડતી અહીં તહીં દોડવા લાગી.

પ્રિયંવદાની બૂમો સાંભળીને ગૌરીશંકર જાગી ઉઠયા, અને ઉભા થઇને એક ધોતીયાથી કેડ બાંધવા લાગ્યા. પછી એકાદ લાકડી હાથમાં આવી તે લઇને ત્રીજે માળે તે ગયા પણ બારણાં બંધ. હતાં. હૃષીકેશચંદ્ર પણ જાગી ઉઠયો અને ત્રીજે માળે દોડયો. બારણાં બંધ હતાં તેને તેણે એક લાત મારીને ભાગી નાંખ્યાં. પેલો હરામખોર કંઇક બિપિનચંદ્રના તેજથી અંજાઇ રહ્યો હતો અને કંઇક તેની બૂમોથી સર્વે જાગી ઉઠયાં છે એમ જાણીને બિપિનચંદ્રને કાંઈ પણ કર્યા વગર એક ખુણામાં ટેબલ તળે છાનો-

માનો લપાઇ રહ્યો હતો અને લાગ મળે તો ન્હાસવાનો ઇરાદો કરતો હતો. હૃષીકેશચંદ્રે તેને ખોળી કહાડ્યો અને તેને બહાર ખેંચી કહાડવા જતો હતો એટલામાં તો તે બહાર નીકળ્યો અને તેણે હૃષીકેશચંદ્રના ઉપર ઘા કર્યો. પણ તેને બહુ વાગ્યું નહીં, તે બચી ગયો, અને એટલામાં નીચેથી સીપાઇઓ ઉપર આવ્યા એટલે તે ખુની નાઠો અને ન્હાસવા જતાં બહાર અંધારૂં હતું તેથી છજામાંથી નીચે પડ્યો. નીચે રેતી હતી તેથી તે મરતો બચ્યો પણ તેનાં હાડકાં ફ્રચ્ચર થયાં.

ખુની નીચે પડ્યો અને તેને વાગ્યું પણ તેની વજ્ર જેવી કાયા અને જડ સ્વભાવને લીધે તેને તે ગણકારતો ન હોતો. તેણે એકદમ ઉઠીને ન્હાસવાનો વિચાર કર્યો. તે આમ તેમ જોવા લાગ્યો. દરવાજા આગળ પહેરેગીરો ઉભેલા હતા. તે તરફ ન્હસાય તેવું હતું નહીં. તેમ તેને પકડવાને આવવાની પહેરેગીરમાંથી કોઇની હિંમત ચાલતી નહોતી. ખુની લાગ શોધવા લાગ્યો. એટલામાં હૃષીકેશચંદ્ર મેડી ઉપરથી ઉતાવળો ઉતાવળો આવી પહોંચ્યો. તેને જોઇને પેલો ખુની ન્હાસવા લાગ્યો. ખુનીને જોઇને પેલા ઝોકાં ખાનારા મીયાં બોલી ઉઠયા:

" કમબખ્ત, કહાંસે ઘુસ ગયા, મેં તો ઇધરી બેઠા રહા હું. "

મીયાં તરફ કંઇક દૃષ્ટિ નાંખતો અને કંઇક દોડતા ખુની તરફ જોતો હૃષીકેશચંદ્ર તેની પાછળ દોડવા લાગ્યો. બંને ગામના મધ્ય ભાગમાં આવી પહોંચ્યા, અને ચોકી કરનારા સિપાઇઓને ખબર પડી એટલે એ પણ તેની મદદે આવ્યા. પણ ખુની ઘણી ઝડપથી નાઠો અને હૃષીકેશચંદ્ર વગર કોઇ તેની પાછળ ગયું નહીં.

રાણાજીને રાજમહેલ તથા રાજેન્દ્રલાલને બંગલે જનારા ખુનીઓને આ વાતની ખબર પડી. તેમણે જાણ્યું કે ખુન કરવાનો હવે વખત નથી: તેથી તેઓ બંને જણ પણ છાનામાનાં પાછા પોતાને સ્થાને જવા લાગ્યા. કેદારસિંહને એ બાતમી મળી એટલે એ જેલ તોડીને નાઠો અને બ્હારવટે નીકળી પડ્યો.

આગળ ખુની ન્હાસતો હતો અને હૃષીકેશચંદ્ર પાછળ દોડતો હતો. એમ કરતે કરતે બંને જણ એક જંગલમાં પેઠા. જંગલમાં ઝાડી ઘણી હોવાથી અને તેમાં પેલા ખુનીના ભરાઈ જવાથી હૃષીકેશચંદ્રને બહુ અડચણ પડી. ઉતાવળમાં જોડા લેવ

નહીં હોવાથી તેને પગે કાંટા વાગતા, શરીરે ઉઝરડા લાગતા, તેનું ધોતીયું ઝાડીમાં ભરાઇને ફાટતું અને ઘણું અંધારૂં હોવાથી તે વખતે ખાડા કે ટેકરાવાળી જમીનમાં પડી જતો. તેને હાથે વાગેલું હતું તેમાંથી લોહી નીકળતું હતું, પણ હૃષીકેશચંદ્ર જરાક પણ હિંમત હાર્યા વગર તે ખુનીની પાછળ ચાલ્યો જતો હતો. ખુની વખતે રસ્તામાં કાંટા નાંખતો અને વખતે હૃષીકેશચંદ્રને લલચાવવાને જરા ધીમે ચાલતો અને રસ્તામાં કંઇ કંઇ વસ્તુઓ નાંખતો. એમ કરતે કરતે બંને એક ગુફા આગળ આવી પહોંચ્યા.

બહાર રાત્રિનું અંધારૂં અને ગુફામાં વેલાઓની ઘટાઓનું અંધારૂં: એવા બેવડા અંધારામાં પેલો ખુની પેઠો અને એક સુરંગમાં થઇને જવા લાગ્યો. હૃષીકેશચંદ્ર જરા વિચારમાં તો પડયો, પણ તેણે ઝટ રસ્તો ખોળી કહાડયો અને તે પણ ખુનીની પાછળ પાછળ જવા લાગ્યો. એટલામાં થોડેક દૂરથી કંઇક ઝાંખો પ્રકાશ આવતો જણાયો. સુરંગનો છેડો આવી રહ્યો અને બંને એક ચોકમાં આવીને ઉભા. એ ચોકની સામી બાજુએ એક ઝુંપડી હતી તેમાં ખુનીઓની ટોળી રહેતી હતી. ત્યાં બધા ખુનીઓ એકઠા થતા, વિચાર મસલત કરતા અને લુંટેલો માલ વહેંચી લેતા. તેઓ કેટલાક માણસોને મારતા, કેટલાકને બાંધી લાવતા અને કેટલાકનો માલ હરી લેતા. આસપાસનાં ગામમાં રહેનારા તેમના માણસો તેમને ખોરાક અને દ્રવ્ય પુરાં પાડતા. તેમના જાસુસો ગામમાં ફરતા અને જે જોઇએ તે બાતમી લાવી આપતા. એ જાસુસો ગામના માણસો જોડે મળી જતા અને તેમનાં અધમ કાર્યો પૈસા લઇને કરાવી આપતા. તે પૈસા ટોળીના સરદાર પાસે જમે થતા.

ચ ચોકમાં આવ્યો એટલે તેણે આઘે ઝુંપડીમાં બારણા આગળ બેઠેલો એક મનુષ્ય જોયો. તે મનુષ્ય વૃદ્ધ હતો, પણ કદાવર અને શરીરે લઠ્ઠ હતો. તેના માથાના તથા દાઢીના વાળ ધોળા દેખાતા હતા. મોટી મોટી મુછોને મરડતો અને હુક્કો ગગડાવતો તે બારણાની વચમાં બેઠો હતો. તે ખુનીઓનો સરદાર હતો. દીવાના ઝાંખા પ્રકાશમાં પણ તેની આંખો લાલચોળ દેખાતી હતી. તેની ભ્રકુટિ ચ્હડેલી હતી. જાણે કોઇને મારવાને તૈયાર થઇને બેઠો હોય તેવો તે ક્રૂર જણાતો હતો. તેની પાસે તલવાર અને ઢાલ પડેલાં હતાં.

હૃષીકેશચંદ્રને જોતાં જ તે બોલી ઉઠયો: "આ વળી કોણ છે? ભલભલા અહીં આવી શકતા નથી, તો પછી આ છોરૂ અહીં ક્યાંથી આવ્યું ?"

હૃષીકેશચંદ્રને કંઇ હિસાબમાં નહીં ગણતો અને તેને પોતાની આગળ એક નાના છોકરા જેવો ધારતો તે સરદાર ઉપર પ્રમાણે કહેતો કહેતો અહંભાવ અને કરડી નજરથી તેની તરફ જોઈ રહ્યો.

હૃષીકેશચંદ્રે હિંમતથી જવાબ આપ્યો: "આજે તમારા પાપનો ઘડો ભરાયો છે માટે હું અહીં આવી ચ્હડયો છું."

"અરે, તારાં મુડી હાડકાંને તો હું આમ મસળી નાંખીશ." મુઠીમાં જાણે કે કંઇ મસળતો હોય તેમ બતાવતો તે સરદાર બોલી ઉઠયો.

"હું મરીશ તો ખેર, પણ તમારૂં પોકળ તો વેરી દઇશ, અને તમને જમને દ્વાર પહોંચાડીશ." હૃષીકેશચંદ્રે પણ જરા કરડી આંખો કરીને કહ્યું.

હજી પણ હુક્કો પીતો પીતો અને બેદરકારીથી હૃષીકેશચંદ્ર તરફ નજર નાંખતો તે સરદાર બોલ્યો: "જા, જા, ચાલ્યો જા, નહીં તો હમણાં તારૂં શિર છેદાઈ જશે."

એમ બોલીને સરદારે એકદમ હુકમ કર્યો: "અલ્યા, કોણ છે અહીં ? આને મારો, બાંધો, અને પેલા બંદીખાનામાં નાંખી દો. એ મગજનો બહુ ફાટેલો જણાય છે. હમણાં હું એનું મગજ ઠેકાણે આણી દઉં છું. અહીં આવવાની એ હવે ખો જ ભુલી જશે."

"પ્રભુએ આ શરીર બનાવ્યું છે અને તે એકલો જ તેને હણી શકે તેમ છે. બીજો તેને હણવાને શક્તિવાન નથી." પ્રભુમાં વિશ્વાસ ધરતો અને દેહની દરકાર નહીં કરતો હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો.

"અરે, જા, જા, એ તારૂં ડહાપણ અહીં નહીં ચાલે. તારા પ્રભુને તો અહીં ગજવામાં મુકેલો છે. જા, ચાલ્યો જા." મુછ ઉપર હાથ ફેરવીને સરદારે કહ્યું.

"હું આ ખુનીને લીધા વગર જવાનો નથી. મારો દેહ પડશે તો ભલે." હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

"છાનોમાનો જા, નહીં તો મરી જઇશ. અહીં તારૂં કોણ છે ?" સરદાર બોલ્યો.

"પ્રભુ મારૂં રક્ષણ કરનાર છે; તારૂં રક્ષણ કરનાર કોણ છે?" હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

"આ મારી તલવાર મારૂં રક્ષણ કરનાર છે." સરદાર તલવાર ઉપર હાથ મુકીને બોલી ઉઠયો.

"તારાથી થાય તે કરી લેજે." હૃષીકેશચંદ્રે બહુ ગુસ્સો કરીને કહ્યું.

તલવારના ડરથી પણ હૃષીકેશચંદ્ર ડગે તેમ નથી એમ જાણીને પેલા સરદારે તેને લલચાવવાને બીજો ઉપાય રચ્યો.

"લે, લે, આ લઇને ચાલ્યો જા." એમ કહીને તેણે પચાસ મહોરોની એક કોથળી તેની આગળ નાંખી.

હૃષીકેશચંદ્રે તેને ઘણા ધિક્કારથી પાછી ફેંકી.

એ જોઇને પેલો સરદાર ઘણો ગુસ્સે થયો, અને તેણે એકદમ હુકમ કર્યો: "અરે, કોણ છે? એને પેલા બંધીખાનામાં લઈ જાવ."

જરા ગંભીર દેખાવ કરી હૃષીકેશચંદ્ર બોલ્યો: "તું મારા દેહને કેદ કરીશ, પણ તારાથી મારા આત્માને કશું થનાર નથી." સરદાર કંઇક આશ્ચર્યથી હૃષીકેશચંદ્ર તરફ જોઇ રહ્યો અને નવાઇ પામતો ડોકું ફેરવવા લાગ્યો.

સરદારનો હુકમ સાંભળીને કેટલાક ખુનીઓ આગળ આવ્યા અને તેમણે હૃષીકેશચંદ્રને બાંધ્યો અને ઝુંપડીની બીજી બાજુએ એક શીલા હતી ત્યાં તેને લઇ ગયા. એ શીલાને ઉઘાડીને સર્વે અંદર પેઠા, અને એક ભયંકર જંગલના મધ્યભાગમાં સર્વે નીકળ્યા. એક ભયંકર અને ગાઢ જંગલમાં હૃષીકેશચંદ્ર આવી પડયો હતો. ચારે બાજુએ ઝાડી દેખાતી હતી અને વિકરાળ ભૂમિ જાણે ખાવા ધાતી હોય એવો ભાસ થતો હતો. તેમાં વળી કૃષ્ણપક્ષની અમાવાસ્યાની કાળી રાત્રી હતી એટલે અંધકાર સર્વત્ર વ્યાપી રહેલો હતો. હૃષીકેશચંદ્રને વાગેલું હતું તેના ઘામાંથી પુષ્કળ લોહી વહી ગયું હતું અને તે ઘણું ચાલીને આવ્યો હતો, તેથી તે બહુ થાકી ગયો હતો. તે બેભાન જેવો થઇને પૃથ્વી ઉપર પડયો. તેનામાં બોલવા ચાલવાના હોશ રહ્યા નહીં. પેલા ખુનીઓ હજી તેને આગળ ને આગળ લઇ જવા લાગ્યા. હૃષીકેશચંદ્ર હિંમત ધરીને ઉભો થયો અને આગળ ચાલવા લાગ્યો. પણ તેના પગ ક્યાંસુધી ચાલે? આખરે તે પાછો બેભાન થઇને પૃથ્વી ઉપર પડયો. ખુનીઓ તેને પડતો મુકીને આસપાસની ઝાડીમાં ભરાઈ ગયા. તે ક્યાં ગયા તેની ખબર કોઇને પડી નહીં.

હૃષીકેશચંદ્ર ગાઢ જંગલના મધ્યભાગમાં પડયો હતો. તે બેશુદ્ધ હતો. તે વખતે સવારના લગભગ ચાર વાગવા આવ્યા હતા. આખી રાત તે ત્યાં ને ત્યાંજ પડી રહ્યો. સવારનો પહોર થવા આવ્યો પણ તેને ભાન આવ્યું નહીં. જંગલમાં ભયંકર અને વિકરાળ પ્રાણીઓ વસતાં હતાં તે તેની પાસે થઇને જતાં અને તેને શબ ધારી તેને સ્પર્શ કરતાં નહીં. મોટા મોટા ફણીધર નાગ તેને પગે વીંટળાતા અને ક્ષણવાર તેના શરીર ઉપર ફરી આઘા ચાલ્યા જતા. રીંછ આવીને તેને સુંઘતાં અને નિરાશ થઇને પાછાં જતાં. આવી સ્થિતિમાં હૃષીકેશચંદ્ર આખી રાત રહ્યો.

સવારે જ્યારે સૂર્યોદય થવા આવ્યો ત્યારે એના મુખ ઉપર ચેતનનાં કંઇક ચિન્હ જણાવા લાગ્યાં. તે જે જગ્યાએ પડયો હતો ત્યાંથી થોડેક દૂર એક મોટો ડુંગર હતો અને તે ડુંગરની તળેટીમાં એકાદ બે ઝુંપડાં બાંધેલાં જણાતાં હતાં. એ ઝુંપડાંમાં ભીલ લોકો રહેતા હતા. તેમને વાઘ વરૂઓનો ભય નહોતો અને તેથી તેઓ ત્યાં નિર્ભયપણે રહી શકતા હતા. પણ બીજા મનુષ્યોથી તો ત્યાં રહેવાય એવું હતું જ નહીં. હૃષીકેશચંદ્રને જરા જરા શુદ્ધિ આવવા માંડી એવામાં પેલા ઝુંપડામાંથી એક ડોશી નીકળી બહાર આવી અને ફરતી ફરતી તેની પાસે આવી. હૃષીકેશચંદ્રને ભોંય ઉપર ચતોપાટ પડેલો જોઇને તે બોલી ઉઠી: “ભા, તું કોણ છે ? અહીં તું કેમ આવ્યો છે ?”

હૃષીકેશચંદ્રને બરાબર શુદ્ધિ આવી નહોતી તેથી તેણે કંઇ ઉત્તર આપ્યો નહીં. પેલી ડોશી પાણી લઇ આવી અને તેની આંખો ઉપર છાંટીને તેને ટટાર કર્યો. પછી ડોશી ફરીથી તેને પુછવા લાગી: “બેટા, તું કોણ છે ? ચાલ મારી ઝુંપડીમાં.”

હૃષીકેશચંદ્ર શુદ્ધિમાં આવ્યો અને ડોશી સામે ટગર ટગર જોઇ રહ્યો. ક્ષણવાર પછી તે બોલ્યો: “ તમે કોણ છો ? ”

“ અમે રાણા પ્રતાપસિંહની રૈયત છીએ. એમને નામે આવનાર અહીં સુખેથી રહી શકે છે. પછી તે ગમે તે હોય ! ”

હૃષીકેશચંદ્ર આશ્ચર્ય પામ્યો અને તેને મનમાં વિચાર થયો: “ અહોહો ! રાણા પ્રતાપસિંહની આણ અહીં સુધી પણ વર્તે છે ! તેમની સખાવત અને દયાભાવ એમની ભીલ જેવી રૈયતમાં પણ ઉતરી આવેલાં જણાય છે. ધન્ય છે, ક્ષત્રીપુત્ર, ધન્ય છે ! ”

હૃષીકેશચંદ્રે ડોશીને કહ્યું: “ આ જમીન ઉપર હું સુખેથી

બેઠો છું. મારે હવે બીજું કશું જોઇતું નથી. તમારા માયાળુપણાને માટે તમારો આભાર માનું છું."

એમ કહેતો કહેતો હૃષીકેશચંદ્ર ડોશીને કંઇ આપવાને માટે પોતાનું ગજવું તપાસવા લાગ્યો. ગજવામાં કંઇ હતું નહીં તેથી તે નિરાશ થયો. શ્રીમંતનો દિકરો પોતાને ગરીબ ધારવા લાગ્યો. કપાળે હાથ દઇ ભાવીને તે ઠપકો દેવા લાગ્યો.

ડોશી હૃષીકેશચંદ્રનો હેતુ સમજી ગઇ અને બોલી: "ભા, મારે કંઇ જોઇતું નથી. પરમેશ્વરની દયા છે. રાણાજીના પુણ્યપરતાપે હૈ। હારાં વાનાં છે. પણ બેટા, તું મારી ઝુંપડીમાં ચાલ. બચકું રોટલો ખાજે, પાણી પીજે, અને પછે જજે. ચાલ, ભા, ચાલ."

એમ કહેતે કહેતે ડોશી હૃષીકેશચંદ્રની કાયા તથા મુખાકૃતિ તરફ જોવા લાગી. તેને લાગ્યું કે આ કોઇ સજ્જન પુરૂષ છે, અને દુઃખનો માર્યો અહીં આવી ચ્હડેલો છે. તેથી તે પાછી કહેવા લાગી: "બેટા, ચાલ, પછે મારા બે દિકરા તને ઠેઠ સુધી પહોંચાડી આવશે."

રૂષીકેશચંદ્રે ધીમેથી જવાબ આપ્યો: "પ્રભુ મારે માથે છે ત્યાં સુધી મને કશાનો ડર નથી."

"પણ, ભા, તું કોઇ હારૂં મનીષ જણાય છે. તું થાક્યો પાક્યો છે. જરા તાજો થઇને જજે." ડોશી ઘણો આગ્રહ કરવા લાગી.

હૃષીકેશચંદ્ર ઘણો થાકી ગયો હતો. આખી રાત તે જંગલમાં પડી રહ્યો હતો. તેનું શરીર ઠંડા પવનને લીધે અક્કડ થઈ ગયું હતું. તેના પગે કાંટા વાગેલા હતા અને તેના ઘામાંથી લોહી નીકળ્યા કરતું હતું. તેને આરામની જરૂર હતી. તેથી તેણે ડોશીને કહ્યું: "ડોશીમા, તમારો આગ્રહ છે તો હું આવું છું. થોડી વાર રહીને જઈશ."

હૃષીકેશચંદ્રે ઉભા થવાનો પ્રયત્ન કરવા માંડયો પણ તેનાથી ઉઠાયું નહીં. કાંટા વાગવાથી તેના પગ સુઝી ગયા હતા, અને થાકથી તે તદ્દન અશક્ત થઇ ગયો હતો. એ જોઇને ડોશીએ પોતાના બે દિકરાને બોલાવ્યા, અને તેઓ તેને હાથનો ટેકો આપી હીંડાડીને લઇ ગયા.

હૃષીકેશચંદ્રને ઝુંપડીમાં એક બાજુએ ખાટલા ઉપર બેસાડવામાં આવ્યો. પછી ડોશી અને તેના દિકરા પાણી લાવીને તેનો ઘા ધોવા લાગ્યાં, અને વનસ્પતિ લગાડીને તેનું દર્દ ઓછું કર્યું.

હૃષીકેશચંદ્ર બેઠો બેઠો આસપાસ જોતો હતો. એક બાજુએ ડોશી રેંટીયો કાંતતી હતી અને બીજી બાજુએ તેના છોકરાઓની

વહુઓ કામ કાજ કરતી હતી. ડોશીના છોકરાઓએ કેટલાંક ફળ લાવીને હૃષીકેશચંદ્રની પાસે મુકયાં અને પાસે એક સરોવર હતું તે-માંથી કમળપત્ર તોડી તેનો પડીઓ બનાવી તેમાં જળ ભરીને આણ્યું. હૃષીકેશચંદ્રે કંઇક ખાધું અને જરાક પાણી પીધું. પછી તેણે પુછ્યું: "ડોશી મા, આ રેંટીયાથી તમે તમારૂં ગુજરાન ચલાવો છો ?"

"હા, બેટા, એ અમારૂં જીવન છે. એના વડે અમે સુખી અને સ્વતંત્ર છીએ. એનાથી અમારી લાજ આબરૂ ટકે છે, અને અમે સુખેથી અમારા દહાડા કહાડીએ છીએ."

ડોશી અને તેના છોકરાઓની પરોણાગત, દયાભાવ, ધરતી રીતભાત, વગેરે જોઇને હૃષીકેશચંદ્રના મનમાં વિચાર થયો: "ભારત-વર્ષનું ખરૂં જીવન આવાં ઝુંપડાંમાં જ જણાઇ આવે છે. આ ડોશીનો કેવો ભાવ છે ? કેવું તેનું આતિથ્ય છે ? રેંટીયો તેનું જીવન છે. હા, ખરૂં છે. એક વખત અખિલ ભારતવર્ષમાં ઘેર ઘેર રેંટીયો ચાલતો અને સાળથી કાપડ વણાતું ત્યારે ભારતવર્ષ સમૃદ્ધિના શિખર ઉપર ડોલતું, ભારતવાસીઓ નિસ્પૃહી અને સ્વતંત્ર જીવન ગાળતા, અને જગતના મોટા ભાગને તે અન્નવસ્ત્ર પુરાં પાડતા."

આમ વિચાર કરતે કરતે હૃષીકેશચંદ્રની માનસિક દૃષ્ટિ દેશની આધુનિક સ્થિતિ ઉપર પડી. મનમાં ખેદ થયો. તે મનમાં બોલ્યો: "કેવી દુર્દશા! જે દેશ એક વાર બીજા દેશોને અન્નવસ્ત્ર પુરાં પાડતો હતો તે અત્યારે પોતેજ અન્નવસ્ત્ર વગરનો ! ભારતવર્ષ ! ભારતવર્ષ ! આ તારી સ્થિતિને માટે તારાં સંતાનો જ જવાબદાર છે ! તારા તરફ ભક્તિભાવ–સ્વદેશપ્રીતિ નહીં રાખનાર તારાં સ્વાર્થી બાળકો, માતાને ત્યજનાર બાળકોની માફક દુઃખ ભોગવે છે. અફસોસ ! જ્યાં અધમ સ્વાર્થવૃત્તિ છે ત્યાં ગરીબાઇ અને પરતંત્રતા કરમે લખાયલાં જ છે."

થોડીવાર બેઠા પછી હૃષીકેશચંદ્ર ઉઠયો અને ડોશીને કહીને જવા લાગ્યો. ડોશીએ બે દિકરાઓને સાથે મોકલવાનું કહ્યું પણ હૃષીકેશ-ચંદ્રે ના પાડી અને કહ્યું: "જ્યાંસુધી મારામાં પાપ નથી ત્યાં સુધી અને કોઇનો ડર નથી."

હૃષીકેશચંદ્ર ઝુંપડીની બહાર નીકળ્યો અને પાસે પર્વત દેખાતો હતો તે તરફ ગયો. પર્વત ઉપર તે ચ્હડયો અને તેના છેક ઉંચા શિખર ઉપર જઇને બેઠો. દિવસ શિયાળાનો હતો. સમય પ્રભાતનો હતો. ટાઢ પુષ્કળ પડતી હતી. આસપાસ ઠંડો પવન સુસવાટ કરતો

વાઇ રહ્યો હતો. હૃષીકેશચંદ્રે માત્ર એક ધોતીયું અને એક કુડતું પ્હેર્યાં હતાં. ટાઢ જરા વધારે લાગી ત્યારે તેણે ધોતીયાનો એક છેડો કહાડીને ઓઢ્યો પણ પવનના સપાટામાં તે આમ તેમ ઉડવા લાગ્યું. તેને વારે વારે બે હાથથી દબાવતો, ટાઢને નહીં ગણતો અને બ્રહ્મચર્યનો પ્રતાપ દર્શાવતો હૃષીકેશચંદ્ર પર્વત ઉપર પર્વત સમાન સ્થિર થઇને બેઠો.

તે આસપાસ જોવા લાગ્યો. નદી, નાળાં, તળાવ, નાના મોટા ડુંગરો, તેની નજરે પડવા લાગ્યા. એક બાજુએ દૃષ્ટિ કરતાં ભારતવર્ષનાં જુનાં પુરાણાં ખંડેરો તેની નજરે આવ્યાં. તેઓ પ્રાચીન ભારતની શિલ્પકળા અને જાહોજલાલીનું સૂચન કરાવવા લાગ્યાં. મુસલમાન બાદશાહોના મોટા મોટા મહેલો, સુંદર કબરો, ઉંચા મિનારાઓ, કિલ્લાઓ, અને ભવ્ય બગીચાઓ, તેના સ્મૃતિપટ ઉપર તરી આવવા લાગ્યાં. દીલ્લી, આગ્રા, ચાંપાનેર વગેરે તેની માનસિક દૃષ્ટિમાં ખડાં થવા લાગ્યાં. પ્રાચીન ગૌરવનું ભાન કરાવતાં દસ દસ માઇલ સુધી પથરાઇ રહેલાં તેમનાં ભવ્ય ખંડેરોના ભણકારા તેને વાગી રહ્યા. એ ખંડેરો ઉપર હૃષીકેશચંદ્રની માનસિક દૃષ્ટિ ક્ષણવાર ઠરી. ક્ષણવારમાં તે ત્યાંથી પાછી ફરી. રજપુતાનાની ઐતિહાસિક ભૂમિ તરફ તે વળી. હૃષીકેશચંદ્ર મનમાં બોલ્યોઃ "રજપુતાના! તારૂં નામ લેતાં જ ભારતવર્ષના વીર પુરૂષો અને વીરાઙ્ગનાઓનું સ્મરણ થઈ આવે છે. તારૂં નામ લેતાં હિંદુઓનું હૃદય કેવું ઉછળે છે? રજપુતાનાનો ઇતિહાસ એજ ભારતવર્ષના શૂરવીરપણાનો ઇતિહાસ છે. અહીં રજપુત સિંહોએ અનેક વર્ષ સુધી રાજ્ય કર્યું છે. હિંદના ઇતિહાસમાં જેણે પોતાનાં નામ અમર કર્યાં છે એવા શૂરવીર પ્રતાપ અને પૃથુરાજ જેવા અનેક યોદ્ધાઓને આ ભૂમિએ જન્મ આપ્યો છે. અહીં જ લાલબા જેવી શુદ્ધ ક્ષત્રાણીઓ અને સોનરાણી જેવી સતીઓ પાકેલી છે. શુદ્ધ ક્ષત્રીયત્વની જનની, રજપુતાના! તને અનેક વાર પ્રણામ છે."

ભારતવર્ષની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ ઉપર હૃષીકેશચંદ્ર વિચાર કરવા લાગ્યો. કલાકના કલાક સુધી તે વિચારગ્રસ્ત રહ્યો. ભારતવર્ષનો વિચાર કરતાં ઘડીકમાં તે ઉંડા નિસાસા નાંખતો અને ઘડીકમાં ભાવી ઉદયની આશાથી તે આનંદના આવેશમાં આવી જતો. જંગલના મધ્ય ભાગમાં, ઉંચામાં ઉંચા ડુંગરના ઉંચામાં

ઉંચા શિખર ઉપર બેઠો બેઠો હૃષીકેશચંદ્ર, ભગવાન બુદ્ધની માફક, ભારતવર્ષના દીન અને દુઃખીઓનો વિચાર કરવા લાગ્યો; હિંદના અસંખ્ય ગરીબોની ગરીબાઇનો વિચાર તેના હૃદયને ભેદવા લાગ્યો; તેનો અંતરાત્મા કળકળી ઉઠયો; તેની આંખોમાં આંસુ આવી ગયાં. તે બોલી ઉઠયો; "આ દેહ શા કામનો ? સ્વદેશનું એણે શું ભલું કર્યું છે ? આ જંગલનાં વાઘ, વરૂઓ ભલે એને ફાડી ખાય !"

આમ વિચાર કરતો કરતો હૃષીકેશચંદ્ર શાંત અને સ્થિર થઇને બેશી રહ્યો. ભુખ્યો ને તરસ્યો આખો દિવસ તે ત્યાંજ બેઠો. રાત પડી એટલે તે નીચે ઉતર્યો અને એક વૃક્ષ નીચે જઇને બેઠો અને ત્યાં પણ એના એજ વિચાર કરવા લાગ્યો. પ્રભાતનો સમય થયો એટલે તે ઉઠયો અને આગળ જંગલના શાંત પ્રદેશમાં જવા લાગ્યો. તે પ્રદેશ તેનો અજાણ્યો હતો અને ક્યાં જવું તે હૃષીકેશચંદ્રને સુઝતું નહોતું. પણ તેની એને દરકાર નહોતી. જ્યાં જવાય ત્યાં જવું એમ વિચાર કરતો કરતો તે ચાલ્યો જતો હતો.

હજી પણ તેના મનમાં ભારતની આધુનિક શોચનીય સ્થિતિના વિચારો ઘોળાયા કરતા હતા. "તેનો ઉદ્ધાર શી રીતે કરવો ?" એ પ્રશ્ન તેના હૃદયમાં ઉઠયો અને તે મનમાં બોલ્યોઃ "ભારતનો ઉદ્ધાર કરવાને બે વસ્તુઓની જરૂર છેઃ એક તો કામ કરનારા નિઃસ્વાર્થી માણસો અને બીજું દ્રવ્ય."

પણ એ બંનેનો વિચાર કરતાં તેના હૃદયમાં નિરાશા ઉત્પન્ન થવા લાગી. તે દીર્ઘ નિશ્વાસ નાંખીને બોલી ઉઠયોઃ "પણ માણસો અને દ્રવ્ય ક્યાંથી લાવવાં ? ભારતવાસીઓની સ્વાર્થબુદ્ધિથી તો અવધિ છે. હું અહીં તહીં વિચર્યો છું અને જોયું છે કે રાજા, મહારાજાઓ અને ધનિકો પોતાના મોજશોખમાં ચકચૂર છે. તેમને દેશની પરવા નથી. તેમનો સ્વાર્થત્યાગ અને દેશભક્તિ માત્ર તેમના મુખમાં જ રહેલાં છે. અફસોસ !"

ઉંડા નિસાસા નાંખતો હૃષીકેશચંદ્ર આગળ જવા લાગ્યો. ક્ષણવાર તે નિરાશ થઈ રહ્યો પણ તેને ઈશ્વરમાં પૂર્ણ શ્રદ્ધા હતી અને એ પ્રભુશ્રદ્ધાથી તેનામાં અગાધ આત્મશ્રદ્ધા વાસ કરી રહી હતી. ઇશ્વરમાં શ્રદ્ધાથી અને આત્મવિશ્વાસથી તેના હૃદયમાં આશાનાં કિરણો ફુટવા લાગ્યાં અને તે ઘણા ઉલ્લાસથી કહેવા લાગ્યોઃ "પ્રભુની કૃપાથી હું ગામે ગામ દેશાભિમાની પુરૂષો ઉત્પન્ન કરીશ અને તેઓ

ભારતના ઉદ્ધાર માટે સર્વસ્વનો ત્યાગ કરી સ્વદેશકાર્યમાં જીવનને વ્યતીત કરશે. જગતમાં જે જે મહાન કાર્યો થયેલાં છે તે બુદ્ધિ અને હૃદયબળથી જ થયેલાં છે અને નહીં કે પૈસાથી; ધનવાનને હાથે કોઇ મહાન કાર્ય કદાપિ પણ થયું છે ખરૂં? નહીં જ."

એવા એવા અનેક વિચારો કરતો હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો. બે ચાર ગાઉ તે નીકળી ગયો. એક જંગલ વટાવીને તે બીજા જંગલમાં આવ્યો. મધ્યાન્હનો સમય થવા આવ્યો. સૂર્યનો ધિકધિકતો તાપ તેની કાયા ઉપર પડવા લાગ્યો. તરસથી તેનું ગળું સુકાઈ ગયું. પાસે કોઇપણ મનુષ્યનો વાસ તેની નજરે આવ્યો નહીં. આગળને આગળ તે જવા લાગ્યો. થોડે દૂર આવેલું એક ગામ તેની નજરે પડયું. તેની પાસે એક સરોવર હોય તેવું તેને જણાયું. આઘેથી કેટલાંક ઝુંપડાં તેની દૃષ્ટિએ પડયાં અને તે મનમાં રાજી થયો કે તેને ખાવાનું અને પીવાનું બંને મળશે. તે ઉતાવળો ઉતાવળો જવા લાગ્યો. તેના મનમાં થયું કે ઝુંપડાં હવે બહુ દૂર નથી. તે આગળને આગળ જવા લાગ્યો પણ કેમે કર્યું તે ગામ આવે નહીં. આખરે તે થાકીને બેશી ગયો અને ઉંચે જોવા લાગ્યો. "કયાં છે ગામ? કયાં છે સરોવર?" એમ તે પોતાના મનને પુછવા લાગ્યો. થોડે દૂર રેતીનું રણ દેખાવા લાગ્યું. રેતી, રેતી, તેની નજરે પડી. તેણે જાણ્યું કે આ તો મૃગજળ છે, આ તો સરોવરનો ખોટો ભાસ છે! તે એકદમ બોલી ઉઠયોઃ "અહો, જીવન પણ આવું જ છે! તે માયાનો ખોટો ભાસ જ છે."

ભૂખ અને તરસથી હૃષીકેશચંદ્ર બહુ પીડાઇ રહ્યો હતો; ચાલી ચાલીને તે થાકી ગયો હતો; તેથી ત્યાંને ત્યાં તે થોડી વાર બેશી રહ્યો. જંગલ નિર્જન હતું અને તેમાં વાઘ, વરૂ વગેરે ક્રુર પ્રાણીઓનો વાસ હતો. હૃષીકેશચંદ્ર એક નાના ઝરા પાસે બેઠો હતો. મધ્યાન્હને સમયે ક્રુર પ્રાણીઓ એ ઝરાનું પાણી પીવાને આવતાં અને પાણી પી શિકારને માટે આમ તેમ જોતાં તે ચાલ્યાં જતાં. હૃષીકેશચંદ્ર બેઠો હતો ત્યાં એક વાઘ આવતો જણાયો. તે પાસે ને પાસે આવ્યો. તેણે પાણી પીધું અને પછી તે જરા આઘે જઇને બેઠો. હૃષીકેશચંદ્રે મનમાં વિચાર કર્યોઃ "અરે, આ ઠીક થયું! અમે બંને ભૂખ્યા છીએ. આ દેહ જગતનું કંઇ કલ્યાણ કરી શકયો નથી; આ કાયાથી માનવજાતિનું કંઇ ભલું થાય એમ લાગતું નથી. જગતમાં નકામા

જીવવું તેના કરતાં આવા એક ગુફામાં ભરાઈને પણ સંતોષનું સાધન થઈ પડવું એ વધારે સારું છે."

આમ કંઈક નિરાશાના વિચારથી દબાતો અને કંઈક ભૂત-દયાની લાગણીથી દોરાતો હૃષીકેશચંદ્ર ત્યાંને ત્યાં જ શાંત અને સ્થિર થઈને બેશી રહ્યો, અને વાઘને આવવાની રાહ જોવા લાગ્યો. પણ તે વાઘ એકદમ ઉભો થયો અને બીજી દિશામાં ચાલતો થયો. હૃષી-કેશચંદ્ર તેના જવાનું કારણ કળી શક્યો નહીં.

આ બનાવથી વિસ્મય પામતો અને પ્રભુની અદ્‌ભૂત લીલા ઉપર વિચાર કરતો હૃષીકેશચંદ્ર મન સાથે કહેવા લાગ્યો: "પ્રભુની ગતિ ગહન છે. એનો પાર પામવાને મનુષ્ય શકિતવાન નથી. મને જીવાડવામાં એનો કંઈ ગૂઢ હેતુ હોય એમ મને લાગે છે."

હજી પણ વાઘ પાછો આવશે એમ ધારીને હૃષીકેશચંદ્ર ત્યાંને ત્યાં થોડીવાર બેશી રહ્યો. તે વાઘની રાહ જોવા લાગ્યો, પણ તે વાઘ પાછો ફર્યો નહીં. તે આખો દિવસ અને આખી રાત હૃષીકેશ-ચંદ્ર જંગલમાં ઝાડની છાયા નીચે બેશી રહ્યો; પ્રભુની લીલાનો વિચાર તેણે કર્યા કર્યો; અને સાથે સાથે ભારતના પુનરોદ્ધારની રૂપરેખા તે આંકતો ગયો. પ્રભુને વિનંતિ કરતો કરતો તે કહેતો ગયો: "ભગ-વાન! અખિલ વિશ્વમાં પવિત્ર ભૂમિ કહીએ તો તે ભારતવર્ષ છે. સઘળા ધર્મોની તે જનની છે. પ્રભુ! તેં તેને તારા ભકતો, શ્રેષ્ઠ જ્ઞાનીઓ, ઋષિઓ અને ધર્મપ્રવર્તકોની જન્મભૂમિ થવાને યોગ્ય ગણ્યું છે. પ્રભુ! તેં તારા બુદ્ધ અને શંકરને અહીંજ અવતાર આપ્યો છે. ભારતભૂમિ તને વ્હાલી છે, કારણ કે તારી વિભૂતિઓ હજી અહીં અવતર્યા જ કરે છે."

એટલામાં તેનો અંતરાત્મા વચમાં બોલી ઉઠયો: "પ્રભુ વ્હાલાંની જ કસોટિ કરે છે."

હૃષીકેશચંદ્ર મોટેથી બોલી ઉઠયો; "હા, હા, પ્રભુ! એ તારી કસોટિમાંથી હિંદ અત્યારે પસાર થાય છે. તેમાંથી તે જેવું ને તેવું પવિત્ર અને સંયમી રહીને બહાર નીકળશે. જગતની દૃષ્ટિમાં તેની આત્મશુદ્ધિ અને અધ્યાત્મિકતાની ખાત્રી થશે. પછી, હે પ્રભુ! તું એને સુખ અને સ્વાતંત્ર્યને શિખરે ચ્હડાવજે.'

બીજે દિવસે પ્હો ફાટતાં હૃષીકેશચંદ્ર પોતાને સ્થાનેથી ઉભો થયો અને શાંત જંગલમાં થઈને આગળ જવા લાગ્યો. પ્રભુકૃપા

અને પ્રભુના હેતુ ઉપર વિચાર કરતાં તેની કાયા અને મન બંનેએ નવીન બળ પ્રાપ્ત કર્યું અને તે ધમધમ પગલાં મુકતો અને જંગલની શાંતિનો ભંગ કરતો આગળ જવા લાગ્યો.

પણ ભૂખ અને તરસથી તે બહુ નિર્બળ થઇ ગયો હતો. ચાલી ચાલીને તે ઘણો થાકી ગયો હતો. ભૂખ, તરસ અને થાક એ ત્રણેએ તેની કાયા ઉપર પોતાની સત્તા ચલાવવા માંડી. તે આગળ ચાલી શક્યો નહીં. જેમ તેમ કરી હિંમત લાવીને તે એક ઝાડ નીચે જઇને બેઠો અને તેની લાંબી પથરાયલી ડાળીઓ નીચે આરામ લેવા લાગ્યો. તેને ઘણો થાક લાગ્યો હતો. ભૂખથી તેનું માથું ભમી જતું હતું. તેને ચક્કર આવતા હતા. પણ એટલામાં જાણે કે કોઇ દૈવી પ્રકાશ અંધારામાં એકાએક પડતો હોય તેમ તેના અંતરાત્મામાં વિચાર સ્ફુર્યો: "આપણાં શાસ્ત્રો કહે છે કે આ આત્મામાં સઘળી શક્તિઓ રહેલી છે: શું આ ભૂખ અને તરસ મને બાધ કરશે? શું હું નિર્બળ છું?"

આવી સ્ફુરણાથી વિજળીની માફક તેના આખા શરીરમાં શક્તિ વ્યાપી રહી. તેનું મન સતેજ થયું અને હૃષીકેશચંદ્ર એકદમ ઉભો થઇને પાછો આગળ ચાલવા લાગ્યો, અને તેણે મનમાં નિશ્ચય કર્યો: "કદિ હું નિર્બળતાને તાબે થનાર નથી."

કહેવત છે કે "હિંમતે મરદા તો મદદે ખુદા." પ્રભુમાં વિશ્વાસ રાખીને હૃષીકેશચંદ્ર આગળ ધપ્યો અને પ્રભુકૃપાથી તે અન્નજળ ભેગો થયો.

આમ જગતની વિચિત્રતા ઉપર વિચાર કરતો, કુદરતનાં સત્યોને અનુભવતો અને સૃષ્ટિસૌંદર્યને નિહાળતો હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો જતો હતો.

[ દ્વિતીય ભાગ સમાપ્ત. ]

---

**સૂચના**—આ સામાજીક નવલકથાનો ત્રીજો ભાગ લગોલગ છપાશે અને તે ઇ. સ. ૧૯૨૪ ની સાલના પહેલા હપ્તામાં સુરત ગ્રાહકોને તેમજ જીજ્ઞાસુ વાંચકોને મળશે.

